


# શ્રી અદ્ભુતાનુભવ પ્રકાશ



રણછોડદાસ માધવદાસ પ્રેસ

નાર.



ॐ तन्मत्परमात्मने नमः

સર્વે જીજ્ઞાસુ જનોને વાસ્તે—

આબુનિવાસી સ્વામી શ્રી અદ્ભુતાનંદ સરસ્વતી વિરચિત

# શ્રી અદ્ભુતાનુભવ પ્રકાશ.

( સર્વ હક્ક લેખકને સ્વાધીન. )


સંશોધક:

રણછોડદાસ માધવદાસ પટેલ

નાર.


અમૂલ્ય

સન. ૧૯૨૯ સંવત. ૧૯૮૫

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦



પ્રકાશક:—ગ્રંથકર્તા.

—————



આ પુસ્તકના ફર્મા ૧ થી ૧૧ નડિઆદના યુગાન્તર મુદ્રણાલયમાં
રવિશંકર અંબાશંકરે અને બાકીનું પુસ્તક નડિઆદના
યુનિવર્સલ પ્રીન્ટીંગ પ્રેસમાં દેસાઈ મગનભાઈ છોટાભાઈએ
કર્તાને માટે છાપ્યું. તા. ૧૦-૫-૨૯.



॥ ॐ ॥

# નિવેદન.



ભવાટવીમાં ભટકતા જીવો પ્રત્યેની કૃપા ભાવથી આબુ નિવાસી પૂજ્ય સ્વામીશ્રી અદ્ભૂતાનંદજીએ મુમુક્ષુ શ્રેયાર્થે સ્વાત્માનુભવ લખેલો છે. જો કે તત્વાનુભવ અવર્ણનીય હોવા છતાં ઈશારો વસ્તુ પ્રત્યેની દૃઢતામાં વધારો કરી, દૃઢ નિશ્ચય દ્વારા વસ્તુ પ્રાપ્તિ-અનુભવ કરાવે છે. પૂજ્ય સ્વામીજીએ મુમુક્ષુ હિતાર્થે લખેલો ગ્રંથ પ્રકાશમાં લાવવા ઘણા ભક્તોની માગણી થવાથી તેમજ તેઓએ યથા શક્તિ આર્થિક મદદ આપવા જણાવવાથી ગ્રંથ પ્રસિદ્ધ કરવાની વૃત્તિ પેદાઈ અને તેનું પ્રત્યક્ષ પરિણામ આપના કરકમલમાં હાજર છે.

સમાજ ભિન્ન ભિન્ન મતિવંત માનવથી બનેલો હોઇ, કદાચ સ્થૂલ દૃષ્ટિએ પથ ભિન્નતા જણાશે; પણ લેખકની દૃષ્ટિથી તેમજ વિશાળ દૃષ્ટિથી વિચારાશે તો ખાસ ભિન્નતા જેવું નહિ જણાય. વાસ્તવિક રહસ્ય તો લેખક દ્વારા યા તો તેઓશ્રીની હૃદય ભૂમિકાને સ્થાને વિરાજનાર યા તેમની દૃષ્ટિથી વાંચનાર જ યથાર્થ સમજી શકે.

જે ભાઈઓની નિષ્કામ અને સકામ આર્થિક ઉદારતાથી ગ્રંથ પ્રસિદ્ધ થયો તે સર્વ સહાયકભાઈઓનો આભાર માની પ્રભુ પ્રત્યે વિનતિ છે કે તે અને તેવા સર્વ ભાઈઓને પારમાર્થિક કાર્યો કરવામાં વધુ બળ આપે તે સિવાય ખાસ સહાયક ભાઈઓ, ચકલાશીના પા. શિવાભાઈ તળશીભાઈ તથા પા. રેવનદાસ શંકરભાઈ અને પા. ગોવિંદભાઈ, નારના જીવાભાઈ રણછોડભાઈ તથા પા. મગનભાઈ મથુરભાઈ; સાંઢાસાલના પા. પરસોતમ મથુરભાઈ તથા પા. સોમાભાઈ દેવાભાઈ; જવાલના શા. સોમાલાલ ચુનીલાલ, નમીસરાના પા. દાદાભાઈ કૃજાભાઈ; લીંબાશીના પા. કલ્યાણભાઈ નારણભાઈ; ધોળકાના શા. માણેકલાલ ચુનીલાલ તથા નારણદાસ ગોપાળદાસ વિગેરે વિગેરે સજ્જનોનો વાંચક વર્ગ તરફથી આભાર માનું છું; તેમજ યુગાન્તર પ્રેસના માલીકો શ્રી રવિશંકર અને છોટાભાઈએ બનતી ત્વરાએ પુસ્તક તૈયાર કરી આપવા તેમજ પ્રુફ સુધારી બનતી રીતે સુંદર બનાવવા યથા યત્ન કર્યો છે. જેથી તેમનો પણ આભાર માનું છું.

છેવટમાં અજાણપણે રહેલા દોષ હંસ દૃષ્ટિથી સુધારી વાંચવા, સમજવા અને જીવનમાં ઉતારવા વાંચકોને વિજ્ઞપ્તિ પૂર્વક-હરિ ૐ

લાલભાઈનો બંગલો
નાર.

} રણછોડદાસ માધવદાસ પટેલ

:: સ્વામી શ્રી અદ્ભુતાનંદ સરસ્વતી ::



જન્મઃ- સંવત ૧૯[illegible]૫, આષાઢ સુદ ૯, રવિવાર

Yugantar P. House Nadiad

# પ્રસ્તાવના



સર્વે શુચિપાત્રો અને ધર્મજીજ્ઞાસુ જનોને સુચના આપવામાં આવે છે કે અમો ગ્રંથકાર કોણ છીએ અને કેવા છીએ એ વિષે તમારે અમને કોઇએ પૂછવું નહિ. અને પૂછશો તો પણ અમે અમારે મુખે કરીને કહી શકીશું નહિ; કારણ કે આ ગહન રચના રૂપ વિશ્વને વિષે પરમાર્થ, વ્યવહાર, અને મિશ્ર એવા ત્રણ પક્ષો છે. તે એ ત્રણે પક્ષોમાંથી એક પક્ષ ઉપર રહીને પણ અમે આ કે આવા વદી શકીએ તેમ નથી. તેનું કારણ એ છે કે જો અમે પરમાર્થ પક્ષ ઉપર રહીને કહીએ કે અમારૂં મૂળ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માનું છે.

તો અમે તરતજ અહંકારના સ્વરૂપમાં આવી જઇએ તેમ છીએ. અને જો વ્યવહાર પક્ષ ઉપર રહીને કહેવા જઇએ છીએ તો અમારા મૂળ સ્વરૂપમાં વર્ણાશ્રમ જોવામાં આવતા નથી. કદી મિશ્ર પક્ષ ઉપર રહીને કહીએ તો પણ કહી શકાય તેમ નથી; કારણ કે આ દૃશ્યમાન થતું વિશ્વ અને અમારૂં મૂળ સ્વરૂપ, એ બેથી અન્ય કાંઈપણ જોવામાં આવતું નથી. તેથી કોઇપણ પક્ષ ઉપર રહીને અમો આ છીએ એમ કહી શકીએ તેમ નથી.

જેમ આ છીએ તેમ કહી શકાય તેવું નથી, તેમ આવા છીએ તે પણ કહી શકાય તેમ નથી. શાથી કે તેમ કહેતાં પણ સમગ્ર વિશ્વમાં અમારા મૂળ સ્વરૂપ સાથે સરખામણી કરવા જેવી વસ્તુ અમારી દૃષ્ટિએ પડતી નથી તેથી તેવું પણ વદી શકીએ તેમ નથી.

પણ જો તમારે તે જાણવાની અપેક્ષા હોય તો પ્રથમ તમારે તેનો વિધિ જાણવો જોઇએ તે એવો કેઃ—

**न कस्यचित कश्चिदिः स्वभावाद्भवन्युदारोऽभिमत खलो वा ।**
**लोके गुरुत्वं विपरिततां वा स्वचेष्टितान्येव नर न यांति ॥**

ભાવાર્થ—કોઈ માણસ આ છે કે આવો છે. તે સમજવાને તેની આદિ, મધ્ય અને અંતમાં કરેલી કૃતિને જોવી એટલે તે ઉપરથી જે અને જેવો હશે તેવો સમજવામાં આવશે. નહિ તો ખલ કે સાધુ, ઉદાર. કે કદરી, પવિત્ર કે અપવિત્ર, ધર્મિ કે અધર્મિ, તેમ જ્ઞાની કે અજ્ઞાની એ નામથી, રૂપથી, વર્ણથી, આશ્રમથી, કહેવાથી,

સાંભળવાથી, પૂછવાથી અથવા તો સ્વભાવથી જાણી શકશો નહિ. આ વિશ્વમાં અમારો જન્મ શા સારૂ છે તે અત્રે દર્શાવીએ છીએ. તે એમ કે જે અર્થે વરસાદનું વરસવું થાય છે, જે અર્થે નવાણ જળ સંઘરે છે, જે અર્થે વનસ્પતિનું ઉગવું થાય છે અને જે અર્થે સાધુ મહાત્માઓ કષ્ટ સહન કરે છે; તે અર્થે અમારો જન્મ છે. અર્થાત્ સર્વ પ્રકારે સર્વના શ્રેયને માટે. આ વિષે કોઇ અમને પૂછતા હો કે વિશ્વમાં ઇશ્વરોના અવતારો જે જે થાય છે તે સર્વે જગતના કલ્યાણાર્થેજ થાય છે. તો પણ તેઓ સર્વ પ્રકારે સર્વનું શ્રેય કરી શક્યા નથી; ત્યારે તમે કેવી રીતે કરી શકશો? એવી શંકા ઉપસ્થિત થતી હોયતો તેના ઉત્તરમાં ઇશ્વરો સર્વ પ્રકારે સર્વનું શ્રેય કરી શક્યા નથી, એ અમારા આદિ લોક પ્રસિદ્ધ છે. પણ અમે મહાન પુરૂષોનાં વચનોનું અવલંબન કરીશું તેથી થઇ શકશે. તે એવી રીતે કે:-

धर्म कार्य यतन शक्त्या न च प्राप्नोति मानवः ।
प्राप्तो भवति तत पुण्य मत्र मे नास्ति संशयः ॥

ભાવાર્થ:- મહાન પુરૂષોનાં વાક્યોનું કહેવું એ છે કે ધર્મકાર્ય પોતાની શકિતના પ્રમાણ પર રહી આરંભ્યું હોય અને તેમાં તન, મન અને ધન સમર્પવામાં આવ્યાં હોય, અર્થાત્ બનતો પ્રયાસ કરતાં છતાં કદી અધુરૂં રહી જાય તો પણ સંપૂર્ણ થયાનું ફળ મળે છે. એ પ્રમાણે જ્યારે આવા રૂડાં અને વિશ્વાસપાત્ર વચનો સાક્ષી આપે છે તો પછી અમારે સર્વ પ્રકારે સર્વનું શ્રેય સાધવું એ કાંઈ દુર્લભ નથી. તમો જે પ્રકારે સર્વનું શ્રેય કરવામાં હિંમત ધરાવતા હો તે પ્રકાર અમને દૃષ્ટાંતે કરી સિદ્ધ કરી આપવો જોઇએ. એમ કહેતા હો તો અમે તે વિષે દૃષ્ટાંત આપી સિદ્ધ કરી આપીએ.

દૃષ્ટાંતમાં એ કે કોઇ સમે અમો રસ્તે ચાલ્યા જતા હઇશું તે સમે દવ બળતો અમારા દીઠામાં આવશે, તે વખતે અમો ધર્મિષ્ઠ હોવાથી અમારૂં લક્ષ શાંત કરવા પર જશે, પરંતુ તેને શાંત કરવામાં સાધન જે જળ તે તપાસ કરતાં અમારી પાસે એક લોટોજ હશે તો પણ તે જોઇ અમે એવો વિચાર તો નહિજ કરીએ કે આટલા જુજ જળથી આ દાવાગ્નિ શાંત થશે નહિ? અને જો આ મારો લોટો જળ અર્પીશ તો વૃથા જશે. એવા ક્ષુલ્લક વિચારને તિરસ્કારી અમારી પાસે જેટલું જળ છે, તેટલું તેમાં રેડી દઇ ચાલતા થઇશું. પછી તે દવ શાંત થાવ અગર ન થાવ તેની દરકાર કરીશું નહિ. તો પણ સંપૂર્ણ શાંત કર્યાનું ફળ, તે તો અમને અવશ્ય મળવાનુંજ. કેમકે અમે અમારી શક્તિના પ્રમાણ પર રહી બનતો પ્રયાસ કર્યો છે. તેવીજ રીતે

અમે સર્વ પ્રકારે સર્વનું શ્રેય કરવાને તન, મન અને ધનથી બનતો પ્રયાસ કરીશું. પછી બનો વા ન બનો તે અમારે જોવાનું નથી. પણ અમારા સ્વધર્મને સંભાળી તેને માટે અમો પુરૂષાર્થ તો કર્યાજ જવાના, નહિતો મંદ, સુસ્ત કે નિર્ભાગીની ગણત્રીમાં ગણાઇએ તેમ છીએ.

અમો અમારે કર્ણ-રંધ્રે કરી શ્રવણ કરીએ છીએ. તો કંઇક જનોનું કહેવું થાય છે કે દિન પ્રતિદિન વર્તમાન કાળ સુધરતો આવે છે પણ એ તેમનું કહેવું અમને તો ખેદજનક લાગે છે. કેમકે કાળ સુધરતો આવતો નથી પણ અમારા અનુભવ પ્રમાણે તો બગડતો જાય છે. પણ એવું વદનારા જનો પૂર્વ જગત કેવી સ્થિતિ ઉપર હતું અને અત્યારે કેવી સ્થિતિ પર છે તેને જાણતાજ નથી. જો કે તેની તેઓને સરખામણી કરતાં આવડે તો તેવું વદી શકે નહિ. પણ પૂર્વે કેવી સ્થિતિ ઉપર જગત હતું અને અત્યારે કેવી સ્થિતિ પર છે એની સરખામણી કરી જોતાં કેટલી ફેરફારી થઇ છે તે અમારા સમજવામાં છે તે નીચે લખી જણાવીએ છીએઃ—

पश्यामि अधुना काले नराः पुण्य विवर्जिता ।
दुराचारा रता सर्वे सत्य वार्ता परांङ्मुखाः ॥

ભાવાર્થ:-અમો જ્યારે સત્યની સીડીપર રહીને જોઇએ છીએ ત્યારે પૂર્વ પશ્ચિમની ફેરફારી ઘણીજ જોવામાં આવે છે. તે એવી કે મનુષ્યનો દેહ પુણ્ય પ્રદ હોવાથી ઉત્તમોત્તમ ગણાતો. તે અત્યારે પુણ્યમાર્ગને તિરસ્કારી પાપમાર્ગને અનુસરનારા, અને સદાચારને સેવવો એ ધર્મ મનુષ્યોમાં પ્રમુખપણે ગણાતો છતાં અત્યારે તેનો લોપ કરી દુરાચારને વરી રાજી રહેનારા અને સદાકાળથી સત્યની મહત્તા ઉત્તમ ગણાતી તેને તરછોડી નાખી એક પગલું આગળ ભરાતું નહિ. તે છતાં અત્યારે તેને તિલાંજલી આપી અસત્યના અનુયાયીઓ ઘણા જોવામાં આવે છે.

परापवाद निरता परद्रव्याभिलाषिणाः परस्त्री शक्त मनसः परहिंसा परायणाः

ભાવાર્થ:-કોઇના ઉપર મિથ્યા અપવાદ મૂકવો તે ન્યાય વિરૂદ્ધ ગણાતું, છતાં તેને ઉવેખી, ખોટો અપવાદ મૂકી પ્રસન્ન થનારા અને પરાયુ ધન રસ્તામાં પડેલું હોય તે પર દૃષ્ટિ જતી નહિ. તેમ છતાં અત્યારે તેની વાંચ્છના કરનારા. પરસ્ત્રીની અભિલાષા નરકે લઇ જનાર છે; તેમ સમજી તેનો અષ્ટ પ્રકારે ત્યાગ કરવામાં આવતો તેને બદલે અત્યારે તે પર આસક્તિ ધરાવનારા; વેદાદિ શાસ્ત્રોને વિષે કોઇ જીવનું અંતઃકરણ દુભાવવું એને હિંસા ગણવામાં આવતી તેવાં વચનોને ઓળંગી અત્યારે પ્રાણઘાત કરનારા હજારો જોવામાં આવે છે.

देहात्म दृष्टयोर्मूढाः नास्तिका पशुबुद्धयाः ।
पितामाता कृत द्वेषः स्त्रीदेवा कामकींकराः ॥

શરીર અસત્ય જડ અને મલિન છે. તેને આદર આપવામાં આવતો નહિ. અને આત્મા સત્ય, પવિત્ર અને ચૈતન્ય તેનું સેવન થતું. તે છતાં મૂર્ખાઓ આત્માથી બહિર્મુખ થઇ શરીરને આત્મા કરી માની બેસનારા, આસ્તિકતા વડે મનુષ્યની મહત્તા ગણાતી તેને હાંકી કાઢી નાસ્તિક મતને અનુસરનારા, માતાપિતા એ પુત્રનું વલ્લભ ધન મનાતું તેથી તેમની સારી રીતે સેવા કરવામાં આવતી તેને બદલે તે પર દ્વેષ બુદ્ધિએ કરી તિરસ્કાર કરનારા, વળી મનુષ્યનો કટ્ટો દુશ્મન કામ છે. તેમ સમજી તેનો ત્યાગ કરવામાં આવતો, તેમ છતાં તેને વશ થઇ સ્ત્રીને દેવરૂપ માની તેની સેવા કરનારા કંઇક જનો જોવામાં આવે છે.

विप्रलोभा ग्रहग्रस्ता वेद विक्रय र्जिविनः ।
धनार्जनार्थमभ्यस्त विद्यामद विमोहिताः ॥

ભાવાર્થઃ—જે બ્રાહ્મણો તે સત્વગુણ પ્રધાન હોવાથી સર્વ વર્ણના ગુરૂ ગણાતા તે અત્યારે ગુરૂ પદવીને ડુબાવી શુદ્રાદિકને ગુરૂ કરી માનનારા, વળી તેઓ અગ્રાહ્યી તથા અયાચકી હતા તેવા ઉત્તમપણાને છોડીદઇ નિષિદ્ધ દાન પ્રતિગ્રહ કરનારા, તેમ અયાચકી છતાં શુદ્રાદિકની પાસે યાચના કરનારા, વળી તેઓ નિર્લોભિ હોવા છતાં અત્યંત લોભના આવેશમાં આવી ગયેલા તે એટલા સુધી કે જેનો અંત પામી શકાય તેમ નથી અને કંઇક તો લોભ-રૂપી સમુદ્રમાં એટલા બૂડેલા જોવામાં આવે છે કે, જેના શિરના કેશના અણીયાં પણ દેખાતાં નથી. બ્રાહ્મણને વેદવિક્રય કરવાનો અધિકાર નથી તેથી કોઇ કરતા પણ નહિ. એવા શ્રેયકારક માર્ગને નહિ સ્વીકારતાં વેદવિક્રય તો શું પણ ગાય તથા કન્યાનો વિક્રય કરી નિર્વાહ કરનારા, અને કેટલાક તો અલ્પવિદ્યા ભણ્યા છતાં મહાન પંડિતના ડોળ દેખાડી વિદ્યામદથી, મોહ પામેલા ઘણા દૃષ્ટિગોચર થાય છે.

त्यक्त स्वजाति कर्माणः प्रागसः परपंचकाः ।
क्षत्रियाच तथा वैश्याः स्वधर्म त्याग शीलीनः ॥

**ભાવાર્થ**.-સર્વ શાસ્ત્રાનુમતે વર્ણાશ્રમી ધર્મ સાચવવા વિષે તેમનો અત્યંત આગ્રહ છે, તથી સારી રીતે સાચવવામાં આવતો તે એટલા લગી કે પ્રાણત્યાગ થતા સુધી તેનો ત્યાગ કરવામાં આવતો નહિ. તે અત્યારે વર્ણજ કયાં છે? એવું કહેનારા, અને

કહેવરાવનારા, કોઇ સાથે પ્રપંચ કરવો તે ઘાતકીપણું ગણાતું, તેથી તેને આદર આપવામાં આવતો નહિ. છતાં તેને આદરપૂર્વક સેવનારા અને ક્ષત્રિય તથા વૈશ્ય તે બીજો જન્મ પામવાથી દ્વિજની સંજ્ઞામાં ગણાતા તે અત્યારે મહા-સંસ્કાર રૂપી ઉપવિતથી પણ રહિત થઇ જઇ શુદ્રવત્ થઇ ગએલા જોવામાં આવે છે. અર્થાત્ તેમને સ્વધર્મત્યાગશીલ કહીએ તો પણ ચાલે તેમ છે.

तद्वद्‌च्छुद्रोये किंचिद् ब्राह्मणाचार तत्पराः ।
स्रीयश्च प्रायश भ्रष्टा भर्तव्य ज्ञान निर्भयाः ॥

ભાવાર્થઃ-હવે જે શુદ્રો તેણે ત્રણ વર્ણોની સેવા ચાકરી કરી નિર્વાહ કરવો. પાંચ ડગલાં દૂર રહી દેવનું દર્શન કરવું. ઉપવિત ધારણ કરવું નહિ. એ તેઓનો સ્વધર્મ ગણાતો તેને પડતો મૂકી અત્યારે કેટલાક ત્રણે વર્ણો પાસે સેવા કરાવનારા તેમ ઉપવિત ધારણ કરી દેવાર્ચન કરતા છતાં બ્રાહ્મણના આચારને પાળનારા ઘણા જોવામાં આવે છે.

અને જે સ્રીઓ તેમનો સાચો શણગાર શીલવ્રત ગણાતું તેને અત્યારે શત્રુરૂપ માની ભ્રષ્ટમાર્ગે વળી ગએલી ઘણે ઠેકાણે જોવામાં આવે છે. તે એટલા લગી કે વેશ્યાવાડો પણ ઉજડ થએલો દર્શાય છે. વળી સ્રીઓને સ્વામીની આજ્ઞાનો ભંગ કરી એક પગલું ભરવાનો અધિકાર ન હતો. તે છતાં કેટલીક ભક્તાણી રૂપે મંદિરોમાં, તિર્થોમાં, નાટકોમાં અને મેળાખેળાઓમાં ભટકતી હજારો નિહાળવામાં આવે છે. એમ કેટલીક સુધરેલી ગણાતી છતાં સ્વામીને તૃણવત પણ નહિ ગણનારી જોવામાં આવે છે.

વિધવા સ્રી સંન્યાસીના સમાન રહેવાથી તેનો સાચો સ્વધર્મ ગણાતો તેને ત્યાગી અત્યારે નવિન રંગનાં વસ્ત્ર ધારણ કરનારી, ચોટલા રાખી તેલ ફુલેલ સિંચનારી, બંગડીઓ સાથે દાગીના ધારણ કરનારી અને રાસમાં મહાલનારી ઘણી નિહાળવામાં આવે છે. જેમ વર્ણોમાં ફેરફારી થઇ છે, તેમ આશ્રમોમાં પણ થયેલી જોવામાં આવે છે.

એ પ્રમાણે ફેરફારી થએલી અમારા જોવામાં ઘણેસ્થળે આવે છે, પછી કાળ સુધરતો આવે છે કે બગડતો તે સમજનારની બુદ્ધિ ઉપર આધાર રાખે છે, જો કે કોઇ અમારા પ્રતિ એમ કહેતા હો કે કાળ સુધરતો આવતો નથી પણ બગડતો આવે છે. તો તેને સુધારવા બગાડવામાં કોઇ કારણભૂત છે? અને છે તો કોણ છે? તેના પ્રત્યુત્તરમાં અમારૂં કહેવું એ છે કે જેમ નરકમાં

કે સ્વર્ગમાં લઇ જનાર કારણભૂત એક મનજ હોય છે. તેમજ જગતના જીવોને બગાડવા સુધારવામાં કારણભૂત પાંચ વસ્તુઓ છે. જેવાંકે

**पुरोहित पितामाता आचार्य श्रोत्रियस्तथा ।**
**पंचमं ब्रह्मनिष्टं च कारणभुत प्रकीर्तिताः ॥**

**ભાવાર્થ:**-પ્રથમ માતા પિતા, બીજા પુરોહિત, ત્રીજા શ્રોત્રિય, ચોથા આચાર્ય અને પાંચમા બ્રહ્મનિષ્ઠ. એ રીતે બગાડવામાં કે સુધારવામાં કારણભૂત પાંચ હોય છે. પૂછશો કે કોણ કારણે કરી એ પાંચ છે. તેના પ્રત્યુત્તરમાં એમ છે કે સવારમાં વહેલું ઉઠવું, શુચિપાત્ર થવું. દંતધાવન કરવું, સ્નાનના વિધિને સમજવો, વસ્ત્ર તથા શણગાર ધારણ કરતાં શીખવા અને સંબંધો ઓળખવા એ શિક્ષણ માતાપિતાથી એટલે જન્મઆપનાર પાસેથી મળે છે. તેથી તેમને પ્રથમના ગુરૂની ઉપમા આપવામાં આવેલી છે.

પછી પાંચ ગર્ભના, છ જીવનના અને પાંચ મરણપછીના એ રીતે સોળ સંસ્કાર અને વ્રતવ્રતાદિકનુ જ્ઞાન તે પુરોહિત એટલે ગોર પાસેથી મળે છે. તેથી તેને બીજા ગુરૂ માનેલા છે.

પછી નિત્ય નૈમિત્તિક કર્મો, બ્રહ્મચર્ય પાળવાના નિયમો, તથા ન્યાય નીતિઓ અને વેદશાસ્ત્રો આદિનું જ્ઞાન તે શ્રોત્રિય એટલે વિદ્યાગુરૂ પાસેથી મળે છે. તેથી તેને ત્રીજા ગુરૂ માનેલા છે. પછી સત્યાસત્ય, ધર્માધર્મ એ દ્વિવિભાગી વેદોમાં રહેલા વિધિનિષેધોને જાણવાથી તે. અને સગુણ નિર્ગુણના ભેદને આદ્ય લઇને જેવો વિચાર તેવું વદવું અને જેવું વદવું તેવું વર્તવું એ શિક્ષણ આચાર્ય એટલે ધર્મગુરૂ પાસેથી મળે છે તેથી તે ચોથા ગુરૂ છે. ત્યાર પછી મનથી, વચનથી અને કર્મથી અસત્યનો ત્યાગ, દર્શાદર્શ, પદાર્થો પરથી અભાવ, અહં મમથી રહિતપણું અને મહા પદાર્થ રૂપી મોક્ષ તેના સાધન રૂપ જ્ઞાન તે બ્રહ્મનિષ્ઠ એટલે સંન્યાસી (માયિક સંકલ્પ માત્રનો નાશ થયો છે જેનો એવા તે) પાસેથી મળે છે. તેથી તે પાંચમા ગુરૂ કહેવાય છે.

એ સિવાય વ્યવહાર અને પરમાર્થ એ બંને માર્ગમાં કાર્ય કારણના ગુરૂઓ ઘણા છે. પણ એ સર્વેના કર્તવ્યનો સમાવેશ આ પાંચ ગુરૂઓમાં થઇ જાય છે. તેથી પ્રધાનમાં પાંચ ગણેલા છે. પણ જેમ વાયુ સમીર રૂપે હોય ત્યારે જગતના જીવોને સુખ આપે, અને જ્યારે વંટોળીઆ રૂપે થાય ત્યારે દુઃખ આપે છે તેમ એ પાંચ ગુરૂઓ સન્માર્ગના હોય તો જગતના જીવોને સન્માર્ગે દોરે. અને અસન્માર્ગના હોય તો તેવે માર્ગે દોરે એ સ્વાભાવિક છે.

પૂછશો કે અત્યારે એ પાંચ ગુરૂઓ કેવા માર્ગના છે તો તેના ઉત્તરમાં અમે સત્યને સિંહાસને ચઢી કહીએ છીએ કે અત્યારે તેઓ સત્યને પાટેથી ઉતરી અસત્યને પાટે ચઢી ગયેલા જોવામાં આવે છે. તે એટલા લગી કે અમારૂં કર્તવ્ય શું તેનું ભાન પણ વિસરી ગયા છે. પ્રથમ પોતે બગડયા પછી પોતાના અનુયાયીઓને બગાડયા એ નિઃસંશય છે. વિચારીએ છીએ તો અત્યારે જે અધર્મરૂપી દાવાગ્નિ સળગી ઉઠયો છે; તે એમનાથી કહીએ તો પણ ચાલે.

કોઇનું કહેવું એમ હોય કે એ અધર્મરૂપ દાવાગ્નિને શાંત કરવામાં કોઇ શા માટે યત્ન કરતા નહિ હેય, કે જેથી શાંત થાય? એ શંકાના સમાધાનમાં કોઇ યત્ન નથી કરતા એમ નથી. અર્થાત્ કરે છે તો ખરા પણ તેઓ ફાવી શકતા નથી. નહિ ફાવી શકવાનું કારણ એ છે કે એ પાંચ ગુરૂઓ કોટીબંધ છે. એટલે માતાપિતા હજારો, પુરોહિતો હજારો, શ્રોત્રિયો હજારો, ધર્મ ગુરૂઓ હજારો અને બ્રાહ્મનિષ્ઠો પણ હજારો છે. તેમાંના કેટલાક સલાહ આપનારા કેટલાક સળગાવો કહી કોરે રહેનારા, કેટલાક યુકિતઓ જણાવનારા કેટલાક સળગાવનારા, કેટલાક અગ્નિ લાવી આપનારા, કેટલાક કાષ્ટ હોમનારા, કેટલાક ફુંકો મારનારા અને કેટલાક સંકોરનારા જ્યાં હોય ત્યાં કવચિત શાંતિ પાડવામાં યત્ન કરતા હોય તો તે કેવી રીતે ફાવી શકે? તોપણ તત્વજ્ઞાનીઓ તો ફેંકયાંજ કરે છે. પણ અમારા ધારવા પ્રમાણે એવી અંજલિઓ ફેંકવાથી ફેલાયલો દાવાગ્નિ શાંત થાય તેમ લાગતું નથી.

અને જો એ પ્રમાણે સળગતો રહેશે તો પછી તેનું શું પરિણામ આવશે તે કહી શકાય નહિ. પણ તેના માઠા પરિણામનું અનુમાન થાય છે કે સત્યનું ગૌણપણું પણ રહેવું મુશ્કેલ છે. જો કે તમે કહેતા હો કે એ અધર્મરૂપી દાવાગ્નિને શાત કરવાને કોઇ સાધન નહિં હોય, ને છે તો કયું છે તે જણાવવું જોઇએ. તેના પ્રત્યુત્તરમાં શાંત કરવા સારૂ એકજ ઉપાય છે. તે એવા એ મેઘ રૂપે ગ્રંથ. વેદવાકય રૂપે મુશળધારાઓ, ન્યાયનીતિઓ રૂપી જળ તેમાં રેલાય અને ભકિત રૂપી બુંદો તેમાં ભરપુર વરસે તોજ એ અધર્મ રૂપી દાવાગ્નિ શાંત થાય. કહેવાનું કે કોઇ ઉત્તમ પ્રકારનો ગ્રંથ રચવો જોઇએ કે જેથી જેઓને સ્વધર્મ -વિસ્મૃતિ થએલી છે. તેની સ્મૃતિ કરાવી આપે. કહેશો કે તમારા કહેવાનો ભાવાર્થ કોઇ સારો ગ્રંથ રચવો એ છે. પણ ગ્રથો અંતઃકરણોમાંથી પ્રગટ થાય છે. અંતઃકરણો સચેત છે. અને તેમાંથી પ્રગટ થનાર ગ્રંથો અચેતન છે તેથી જડ છે. અને જે જડ હોય તે કાંઈ પણ કરી શકે નહિ તેથી કેવી રીતે સુધારી શકશે? એવી શંકા અજ્ઞાતદશાના જનોનેજ હોય છે કેમકે ગ્રંથો જડ છે એ તો અમારે પણ માન્ય છે. છતાં ચેતનના કંપાયમાન ધર્મો તે અચેતનમાં આવે છે, પરંતુ તે ગ્રંથોને વિષે નથી.

તોપણ તે ઇશ્વરરૂપ છે. ઇશ્વર જેમ અવ્યયરૂપે તેવાને તેવા સ્વરૂપમાં રહે છે; તેમ ગ્રંથોમાં પડેલા ફોટારૂપ અક્ષરો અન્યઆકારમાં કે અન્યઅર્થમાં નહિ જતાં જેવા છે તેવાને તેવાજ રૂપમાં રહે છે, તેથી તે ઇશ્વર રૂપ છે. વળી પ્રયોજન, વિષય, સંબંધ, અને અધિકારી એવા ચાર અનુબંધથી તે ગુંથાએલા હોય છે. વિચારીએ તો અંતઃકરણનો ધર્મ વિસ્મૃતિ થઇ જવી એવો છે. પણ તેને સ્મૃતિમાં લાવવાને ગ્રંથો પ્રમુખપણું ભોગવે છે. માટે ગ્રંથની ખાસ જરૂર છે. કંઇક જનોનું કહેવું થાય છે કે 'ડાચાં એ સાચાં અને પોથાં એ થોથાં' પણ એ તેઓનુ બોલવું વિવેક ભરેલું નથી. કેમકે વિશ્વના પરમાર્થ અને વ્યવહાર એ બે માર્ગો છે. તેમાં ગ્રંથો અને લેખપત્રો એ બે નામે એક રૂપમાં રહી બંને માર્ગોમાં વ્યવહાર ચલાવનાર ગ્રંથોજ છે. કદાચિત્ 'ડાચાં એ સાચાં' માનીએ તો લેખપત્ર આદિ નામાં ઠામાં વિગેરેની જરૂર પડે નહિ. પણ પડે છે માટે વ્યવહારમાં લેખપત્રની અને પરમાર્થમાં ગ્રંથોની ખાસ અગત્ય છે. જો તમે એમ માનતા હો કે ગ્રંથની ખાસ અગત્ય છે. અને અમારૂં અંતઃકરણ પણ કબુલ કરે છે પણ શંકા એ છે કે અમે અમારી દૃષ્ટિએ જોઇએ છીએ તો પૂર્વપશ્ચિમના મળી અસંખ્ય ગ્રંથો અમારી દૃષ્ટિગોચર થાય છે. તો તે શું ? એ પાંચ ગુરૂઓને વિસ્મૃતિની સ્મૃતિ કરાવી આપે તેવા નથી ? કે જેથી નવિન ગ્રંથો રચવા પડે ? તેના ઉત્તરમાં એમ છે કે પ્રાચીન ગ્રંથો વિસ્મૃતિની સ્મૃતિ કરાવી આપે તેવા છે કેમકે તેઓ પરમાર્થ બુદ્ધિપર રહીને રચવામાં આવેલા છે. છતાં એ પાંચ ગુરૂઓને નિરર્થક જેવા થઇ પડયા છે. તેનું કારણ એ છે કે એ પ્રાચીન ગ્રંથો એક મુખદ્વારાએ કે એક વાચાએ કરીને રચેલા નથી. પણ ચાર મુખદ્વારાએ અને ચાર પ્રકારની વાચાએ કરી રચેલ છે. તે એમ જે ઇશ્વરમુખદ્વારાએ કરીને પરાવાણીના, દેવમુખદ્વારાએ કરીને પશ્યંતિ વાચાના, ઋષિમુખદ્વારાએ કરીને મધ્યમા વાચાના અને મનુષ્ય મુખદ્વારાએ કરીને વૈખરી વાચાના. એ રીતે ચાર મુખદ્વારાએ ચાર પ્રકારની વાચાપર રહીને એ પ્રાચીન ગ્રંથો રચેલા છે. એવા વિશ્વાસપાત્રોના રચેલા ગ્રંથો છતાં પાંચ ગુરૂઓ આદિ; જીવોને સુધારી શકે નહિ એ આશ્ચર્યવત્ છે. માટે તેનું કંઈ કારણ હોવું જોઇએ. એવી શંકાના સમાધાનમાં કારણ એ કે, જેણે જે ગ્રંથ રચ્યો છે, તેમની–રચનારની બુદ્ધિને વાંચનારે અનુસરવું જોઇએ અને તેમ ન બને તો તેના ખરા રહસ્યને સમજી શકે નહિ. તેનું કારણ અત્યારના એ પાંચ ગુરૂઓ અવિદ્વતાને લીધે અજ્ઞાન દશામાં આવી ગયેલા હોવાથી સમજી શકે નહિ, તેઓ અજ્ઞાન દશામાં એટલા બધા આવી ગયેલા છે કે

છેવટના મનુષ્યમુખદ્વારાએ રચેલા વૈખરી વાચાના ગ્રંથોના રહસ્યને પણ સમજી શકે તેવા નહિ તો પછી ઋષિ, દેવ કે ઇશ્વર રચિતમાં ન સમજે એમાં આશ્ચર્ય શું? એ કારણથી તેમને નિરર્થક જેવા થઇ પડયા છે. કહેશો કે ત્યારે અત્યારના રચાતા ગ્રંથો તે તો ગૂઢ શબ્દો પરના નથી કે તેસુધારી શકે? તેના પ્રત્યુત્તરમાં તે પણ તેમને સુધારી શકે તેમ નથી. કારણકે અત્યારે જે જે ગ્રંથો લખાય છે, તે પરમાર્થ બુદ્ધિપર રહીને રચાતા નથી; પણ સ્વાર્થ બુદ્ધિ ઉપર રહીને રચાય છે. તેમ સંપૂર્ણ અંગોના પણ રચાતા નથી. કહેશો કે સંપૂર્ણ અંગના એટલે શું? તેના ઉત્તરમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા ત્રણ વેદોને વિષે કાંડ છે. તે એ ત્રણે કાંડો જેમાં હોય તેને સંપૂર્ણ અંગોનો ગ્રંથ કહેવાય. અને જેમાં ન હોય તે અપૂર્ણ અંગનો ગ્રંથ કહેવાય. હાલમાં જે જે ગ્રંથો રચાય છે તે સંપૂર્ણ અંગોથી રચાતા નથી; પણ કોઇમાં જ્ઞાન તો કર્મોપાસના નહિ, કોઇમાં કર્મ તો ઉપાસના ને જ્ઞાન નહિ અને કોઇમાં ઉપાસના તો કર્મ ને જ્ઞાન નહિ. અને કોઈમાં બબ્બે કાંડ જોવામાં આવે છે. પરંતુ ત્રણે કાંડ સાથે લખાતા નથી. વળી કેટલાક તો કપોલકલ્પિત એટલે મનસ્વી વાકયો પર રહી પ્રમાણ વિનાના ને માત્ર શૃંગાર રસનુંજ જેમાં વિવેચન કરવામાં આવેલું છે, એવા દૃષ્ટિગોચર થાય છે. અને કેટલાક વિષય વાસનાને વધારી મનને વિહ્વળ કરી આખરે જીવનું અહિત કરે તેવા રચાય છે, તેથી તે પણ પાંચ મહા ગુરૂઓ આદિ જીવોને સ્વધર્મની સ્મૃતિ કરાવે તેમ નથી. તેમ સમજી પ્રસંગોપાત અમારી મનોર્મિ ચંચલ થતી કે કોઈ સારો યોગ્યતા ભરેલો અને સરળતાથી સમજી શકાય અને જીવોને સ્વધર્મની સ્મૃતિ થઇ આવે તેવો અને સર્વ પ્રકારે સર્વનું શ્રેય થઇ શકે એવો ગ્રંથ રચાય તો ઠીક, નહિ તો અધર્મ રૂપ દાવાગ્નિ સળગેલો શાંત પડશે નહિ એવું વિચારી રચવાની આકાંક્ષા થયા કરતી; પણ અંતઃકરણોની ઉર્મિ પ્રવૃત્તિ પર જતી અને વળી પાછી પડતી એમ બન્યા કરતું. કહેશો કે તેમ થવાનું કારણ શું? તેના ઉત્તરમાં એમ છે કે અમોએ યતિમાર્ગની દિક્ષા લીધેલી હોવાથી જ્યારે ગ્રંથ રચવાની પ્રવૃત્તિ કરીએ ત્યારે વેદોમાં રહેલા વિધિનિષિધોનું વર્ણન કરવું પડે તે અમને અઘટિત છે. એવા ન્યાયને સમજી અમારી ચિદ્દવૃત્તિ પશ્ચાત્ પડતી તે છતાં કારણ પરત્વે અમારે તેને રચવો પડયો છે. પૂછતા હો કે તમારા અંતઃકરણની અભિલાષા લેશ માત્ર નથી તો હવે તમો કેવી રીતે ગ્રંથને લખી શકશો? એ શંકાના સમાધાનમાં ભલે કોઇ કાર્યમાં ઇચ્છા કે વાંચ્છના હોય અગર ન હોય તો પણ કારણપરત્વે કાર્યોત્પત્તિ થાય છે. પૂછશો કે વિના ઇરાદે કારણપરત્વે કાર્યોત્પત્તિ થાય છે ને થતુ હોય તો એવું સિદ્ધાંત થવાને કોઇ દૃષ્ટાંત છે? એ પુછો

તો તેના સમાધાનમાં દ્રષ્ટાંત એ કે જેમ વાડમાં ઉગેલી કૌચ નામની એક વલ્લી હોય છે, અને તે તિવ્ર સ્વભાવની પણ હોય છે છતાં તેનો ઇરાદો એવો નથી હોતો કે હું રસ્તે જનાર માણસને સ્પર્શ કરી કષ્ટ આપું. તો પણ વાયુરૂપ કારણે કરી તેમ થાય છે. વળી જોશો તો જે સમુદ્ર છે, તેના મનનો ઇરાદો એવો નથી હોતો કે હું મારામાંથી તરંગો ઉછાળું તો પણ વાયુરૂપ કારણે કરી તેમ થાય છે. માટે મનના ઇરાદાની કાંઇ જરૂર પડતી નથી. પરંતુ કારણ પરત્વે કાર્યોત્પત્તિનો સંભવ છે. તમોએ કૌચ તથા સમુદ્રનું દ્રષ્ટાંત આપી સિદ્ધ કરી આપ્યું પણ એ બંને દ્રષ્ટાંત જડનાં અપાયાં છે. છતાં જડને અંતઃકરણ હોતાં નથી તેથી તે સંકલ્પ વિકલ્પ કેવી રીતે કરી શકે? એવી શંકા થાય તો તેના પ્રત્યુત્તરમાં વેદાદિ કોઇ શાસ્ત્રોનો મત એવો નથી કે કોઇ સ્થળે દ્રષ્ટાંત આપવું હોય તો જડનું ન આપવું અને ચૈતન્યનું આપવું એવો ભેદ શાસ્ત્રોથી નથી; કેમકે દ્રષ્ટાંત તો મિથ્યાજ હોય છે. પણ તેના સિદ્ધાંત પર લક્ષ લઇ જવાનું છે. તેમ છતાં પણ કોઇના મનને સંશય રહેતો હોય તો ચૈતન્યમાં પણ કારણ પરત્વે કાર્યોત્પત્તિ થાય છે. જોશો તો જે પરબ્રહ્મ પરમાત્મા તે નિર્ગુણ, નિરાકાર, નિરામય, અજન્મા અને સુખદુઃખથી રહિત છે. તો પણ ઉત્પત્તિ કાળ રૂપ કારણે કરી, નિર્ગુણ છતાં સગુણ નિરાકાર છતાં સાકાર, નિરામય છતાં સર્વમય, અજન્મા છતાં જન્મ મરણના આક્ષેપવાળા તેમ સુખદુઃખથી રહિત છતાં સુખદુઃખમય જોવામાં આવે છે. માટે ચૈતન્યમાં પણ તેમ બની આવે છે. પૂછતા હો કે ત્યારે તમારી વચમાં કોણ કારણ આવ્યું કે જેથી તમારી ગ્રંથ રચવા વિષેની અભિલાષા નહિ હોવા છતાં રચવો પડયો. તેના પ્રત્યુત્તરમાં અમારી વાંછના નહિ હોવા છતાં જે રચવો પડયો છે તે વિના કારણે નથી. અર્થાત્ તેનું કારણ છે. તે એ કે પાંચ મહા ગુરૂઓ આદિ તેમના અનુયાયીઓ સ્વધર્મથી છૂટા પડી જઇ ઉલટી ક્રિયાથી ચિંતવેલા ફળને પ્રાપ્ત નહિ કરી શકવાથી પસ્તાવો કરતા જોવામાં આવે છે. તેને સ્વધર્મ યુકત કરી સન્માર્ગે દોરવાના હેતુથી તથા સળગેલા દાવાગ્નિને શાંત કરવાના હેતુથી આ ગ્રંથ રચવો પડયો છે. પૂછશો કે ઉલટી ક્રિયાથી ઉલટા ફળને પ્રાપ્ત કરી પાછળથી પસ્તાતા જીવોને જોઇ અમને ખેદ થવાથી આ ગ્રંથ રચ્યો છે. એમ કહ્યું, પરંતુ ઉલટી ક્રિયા કોને કહે છે તે જાણવાની ખાસ અગત્ય છે. તેના સમાધાનમાં અમારૂં કહેવું એ છે જે-કંઇક જનો તેલની આશાએ ઘાણી ઘાલી બળદ જોડી ઘણા શ્રમથી વેળુને પીલતા જોવામાં આવે છે, છતાં તેઓ તેલને મેળવી શકતા નથી અને પાછળથી પસ્તાય છે, તેને પણ અમે જોઇએ છીએ. કંઇક જનો કોલુ માલી બળદ જોડી

શ્રમ પૂર્વક વાંસને પીલતા નિહાળવામાં આવે છે. અને જયારે ગોળ, મીસરી વગેરે પ્રાપ્ત થતું નથી ત્યારે તેઓ પાછળથી પસ્તાય છે. તે પણ અમારા જોવામાં છે. કંઈક જનો અમર થવાની આશાએ વિષના પ્યાલા પીએ છે. અને અમર નહિ થતાં અંતકાળે પસ્તાવો કરે છે, તેને પણ અમોએ જોયા છે. કંઇક જનો સ્વર્ગની આશા રાખી વિષયોને સેવે છે. તેથી તેને તે નહિ મળવાથી પાછળ પસ્તાય છે. તેવા પણ અમારી દૃષ્ટિગોચર થાય છે. તેમ કેટલાક ખાળોમાં સુગંધી શોધનારા અને કેટલાક કંથેરોમાં કેળાં શોધનારા અર્થાત્ ઉલટી ક્રિયા કરી ફળને નહિ મેળવનારા માત્ર પસ્તાવાનેજ પાત્ર થનારા હજારો જોવામાં આવે છે. એ રીતે ઉંધે ઘડે પાણી ભરનારાઓની દયાજનક સ્થિતિ જોઇ અમને ખેદ થવાથી તેનું પરિણામ યથેચ્છ નહિ આવે એવો વિચાર થવાથી અને દીર્ઘદૃષ્ટિએ જોતાં માતાપિતાઓ આચારભ્રષ્ટ થયાં છે, પુરોહિતો સંસ્કારથી અજાણ્યા રહ્યા છે, શ્રોત્રિઓ આડંબરી થઈ ગયા છે, ધર્મગુરૂઓ વિષયી માલમ પડે છે, અને બ્રહ્મનિષ્ઠો શોખીન થયા છે. તે સુધર્યા સિવાય તેમના અનુયાયીઓ સુધરશે નહિ. એવા ઘાડા વિચારથી ગ્રંથ રચવો એવા નિશ્ચય પર આવી રચવાની પ્રવૃતિ કરી છે. એ અમારૂં મુખ્ય કારણ છે. કહેશો કે પ્રથમ તમારી ગ્રંથ રચવા વિષેની ઉર્મિ લેશ માત્ર પણ નહિ હતી છતાં અત્યારે આગ્રહપૂર્વક થઇ છે, તેનું કારણ શું? એ પૂછો તો તેના પ્રત્યુત્તરમાં મુખ્ય કારણ તો એજ છે કે કારણ એક છતાં તેના બે ભેદ છે. તે એવા કે એક કારણ અને બીજું મહાકારણ. કહેશો કે કારણ શું અને મહાકારણ એ શું, અને તે એક છતાં બેનો ભેદ પડવાનુ કારણ શું? તેના પ્રત્યુત્તરમાં ભેદ પાડનાર તો પ્રારબ્ધ છે. પણ વચમાં કારણ આવ્યું, કે મહાકારણ આવ્યું તે કેમ સમજાય? એવી શંકાના સમાધાનમાં જ્યારે કારણ વચમાં આવે ત્યારે અંતઃકરણની પ્રેરણાએ કરી ઇંદ્રિઓ સર્વ સર્વનું કામ કરવા લાગેલી હોય છે, છતાં અંતઃકરણની વૃત્તિ પાછી પડી ઇંદ્રિઓ કાર્ય કરતી બંધ પડી જાય અને એ કાર્યની અથ ઇતિ થાય નહિ; ત્યારે જાણવું કે વચમાં કારણ આવ્યું છે. અને જયારે અંતઃકરણની વૃત્તિ પાછી નહિ પડતાં તેવીને તેવીજ સબળ રહે અને ઇંદ્રિઓ પણ કાર્ય કરતી બંધ પડે નહિ અને કાર્યની સમાપ્તિ પર્યંત હઠે નહિ ત્યારે પ્રારબ્ધ રૂપ મહાકારણ વચમાં આવ્યું તેમ સમજવું. કહેશો કે ત્યારે તમારા વચમાં હમણાં કારણ આવ્યું છે કે મહાકારણ? તેના ઉત્તરમાં આજ દિન સુધી તો અમારા વચમાં કારણ આવેલું તેણે કરી અંતઃકરણની ઉર્મિ પાછી પડી, પ્રવૃત્તિ પર આવતી નહિ. પણ હમણાં તો પ્રારબ્ધ રૂપ મહાકારણ વચમાં આવેલું છે; નહિ તો ગ્રંથ રચવા વિષે અંતઃ-

કરણની ઉર્મિ અત્યંત ઉભરાય નહિ. પણ જ્યારે ઉભરાઇ છે ત્યારે તો અવશ્ય મહાકારણ વચમાં આવ્યું છે. એ સિદ્ધ થાય છે. જો કોઇ એમ કહેતા હો કે ગ્રંથ રચવા વિષે તમારી ચિદ્દવૃત્તિ કેટલે આગ્રહે પહોંચી છે. તેના ઉત્તરમાં અમારી ચિદ્દવૃત્તિ કેટલે આગ્રહે પહોંચી છે. તે અત્રે દર્શાવીએ છીએ કે ઉત્તમ સંસ્કાર પાળવા સારૂ, વિદ્વાન કરવા સારૂ, શુચીઓ પળાવવા સારૂ, ઓખડ પાઇ રોગનો નાશ કરવા સારૂ એટલાં કારણોમાં માતાપિતા ક્રોધના આવેશમાં આવે છે; તેથી તેમના વાત્સલ્યનો નાશ થતો હોય, વિદ્યાગુરૂ કોઇ પ્રકારનું શિક્ષણ આપતાં વિદ્યાર્થીને તાડન કરે તેથી તે ક્રૂર સ્વભાવના ગણાતા હોય, સદ્ગુરૂ સદ્બોધ આપતાં શિષ્યનો તિરસ્કાર કરે છે તેથી તે અવિવેકી મનાતા હોય, સૃષ્ટિના લય વખતે પરબ્રહ્મ પરમાત્મા કાળ રૂપે થઇ જગતનો નાશ કરે છે. તેથી તે દયાહિન ગણાતા હોય, વળી લય કાળે સમુદ્ર કાંઠાને છોડી એક બીજાને મળી જઈ જગતને બોળી દે છે, તેથી તેની માઝાનો નાશ થયો એમ કદાચ મનાતુ હોય, આપદ્કાળમાં આગ્રહપૂર્વક શુચીઓ પાળ્યા છતાં ભ્રષ્ટતા આવી જતી હોય, તેથી ધર્મ નાશ થયો એમ ગણાતું હોય, તો અધર્મરૂપ દાવાગ્નિ શાંત કરવા સારૂ અને સર્વ પ્રકારે સર્વના શ્રેયને અર્થે ગ્રંથ રચવાથી અમારા યતિપણાનો નાશ થતો હોય તો ભલે સુખેથી થાવ પણ ગ્રંથ રચવો એ અમારો દૃઢ નિશ્ચય છે. પુછશો કે મહાત્માઓ શું ગ્રથ રચી શકે છે? તેના ઉત્તરમાં મહાત્માઓ કંઈ એક વિચારના હોતા નથી પણ જુદા જુદા વિચારના હોય છે. કેટલાક મુનિવ્રત ધારણ કરી બેસી રહેનારા કે તે પુછયાનો ઉત્તર પણ ન આપી શકે તેવા પણ હોય છે. ને તેઓ એમ સમજે છે કે બીજાનુ ગમે તેમ થાવ પણ અમે અમારૂં કલ્યાણ કરી શકીશું એજ ઘણું છે, એમ સમજી એકજ સ્થળે બેસી રહે છે. કેટલાક ગુફા કે ગેહમાં જીવન વ્યતિત કરે છે. તે એમ સમજે છે કે સઘળું વિશ્વ પ્રારબ્ધાધિન જીવે છે, મરે છે, અને ઉત્પન્ન થાય છે. તેથી તેમનું પ્રારબ્ધ તેમની પાસે ને આપણું આપણી પાસે રહ્યું. એકાંત જીવન ગાળવું એ સર્વોત્તમ છે. એવા વિચારના પણ હોય છે. કેટલાક ડીમડીમ એટલે નગારા સમાન પણ હોય છે. નગારૂં જેમ એક ખુણામાં પડયું રહે છે, તેમ મહાત્માઓ પણ કોઇ એકાંત કોટડી અગર ખુણામાં પડયા રહે છે. પણ જ્યારે નગારા પર આવી કોઇ ગેડી મારે અને જેવો ઘોર નીકળે તેમ મહાત્માને આવી કોઈ પ્રશ્ન પૂછે ત્યારે ઉત્તર આપે તેવા પણ હોય છે. અને કેટલાક પરમાર્થ બુદ્ધિપર રહી જીવનો ઉદ્ધાર કેવી રીતે થઇ શકે તેવી પ્રવૃત્તિમાં જીવન વ્યતિત કરે છે. અને કેટલાક જ્ઞાન રહિત વિવેક વિનાના વેશધારી પોતાનું કે પરનું કલ્યાણ ન કરી શકે એવા જગતને બોજા

રૂપ થઇ પડનારા એવા નામધારી મહાત્માઓ હોય છે. શિક્ષા કહે છે કે મહાત્માઓમાં પણ જે પરનું અને પોતાનું શ્રેય કરી શકે તેઓ ઉત્તમોત્તમ મહાત્મા મનાય છે. આ પરથી સિદ્ધ થાય છે કે મહાત્માઓ ગ્રંથ રચી શકે છે. પૂછશો કે આ ગ્રંથ તમે કેવી પ્રતિજ્ઞા પર રહીને રચશો ? તેના ઉત્તરમાં આ ગ્રંથ અમો સત્યના શિખર ઉપર બેસી રચીશું તેમ કોઇ પ્રકારની આશા કે તૃષ્ણા રાખી લખીશું નહિ. ધન મેળવવા કે માનની ખાતર અથવા તો વિદ્વતા દર્શાવવા પણ લખીશું નહિ. વર્તમાનમાં મતભેદ કરીને પંથોની સંખ્યા ચારસોને ત્રેતાળીસ ચાલતી ગણત્રીમાં આવી ગઇ છે. તેમાં કેટલાક વૈદિક અને કેટલાક અવૈદિક જોવામાં આવે છે. છતાં વૈદિકને અવૈદિક અને અવદિકને વૈદિક કહીશું નહિ. તેમ જેનું જેવું પરિણામ હશે તેવું સત્ય રીતે જણાવીશું. તેમ પરમાર્થ માર્ગને દૂર મૂકી સ્વાર્થ માર્ગ પર રહી રચીશું નહિ. જીવોની જીવદશા નષ્ટ થવા સારૂ અને ઇશ્વર ચૈતન્ય અને મુકત એવાં નામ ઓળંગી પરબ્રહ્મ પરમાત્માની પ્રાપ્તિ થવા સારૂં રચીશું. કહેતા કહેતી સાંભળીને કે પરગ્રંથોના વચનો ચોરીને અથવા વચનોનો ફેરફાર કરીને રચીશું નહિ. તેમ મનસ્વી એટલે કપોલ કલ્પિત વચનોથી પણ લખીશું નહિ. પણ અમારા સ્વાનુભવ પર રહીને રચીશું એ અમારી પ્રતિજ્ઞા છે. પુછશો કે આ ગ્રંથ તમો રચશો તે કોના અને કેટલા અનુભવો ઉપર રહીને રચશો? તેના ઉત્તરમાં આ કોઈ પ્રાચીન કે આધુનિક ગ્રંથ નથી પણ અમો અમારાં તથા અમો અમારામાંથી અન્ય, એ સર્વનો જન્મ ન હતો તે પહેલાંના, પછી જે કારણથી ગર્ભમાં આવવું થયું તેના પછી ગર્ભમાં કોલ-કરાર કર્યા બાદ જન્મ ધારણ કર્યાના તે પછી જીવિત વ્યતિત કર્યાના, પછી મરણને શરણ થયાના અને મરણને શરણ થયા પછી જીવોની જે જે ગતિઓ થાય છે: તેના અમોને ઘણા કાળના અને ઘણા જન્મના જે જે અનુભવો થયેલા છે, તે સર્વનો **અદ્દભુતાનુભવ એટલે આશ્ચર્યકારક અનુભવોના કોષ રૂપ** આ એક **ગ્રંથ** છે. તેને અમારૂં જીવન ચરિત્ર અથવા તો કારણ કોશ કહીએ તો પણ ચાલે. પૂછશો કે એ ગ્રંથનો આશ્રય કરવાથી ફળ શું છે? તો તેના ઉત્તરમાં આ ગ્રંથમાં ફળ એકજ પ્રકારનું નથી પરંતુ ઘણાં છે. તેથી તેનું વિવેચન અત્રે જણાવવામાં આવશે નહિ. પરંતુ તેનું અવલોકન કરનારને સઘળું જણાઇ આવશે. છતાં અત્રે સંક્ષેપમાં કંઇક જણાવીએ છીએ. તે એવાં કે આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એવા ત્રિવિધ તાપે કરી પ્રજ્વલિત થતા જીવોને શાંત કરનાર સંસાર રૂપ મહાસાગરમાં અજ્ઞાન રૂપ અંધકારમાં ભૂલા પડેલા જીવોને સન્માર્ગે દોરનાર; તેમ

જીવ કોણ છે? તેનુ આવવું કયાંથી થયું છે! તેનુ કર્તવ્ય શું છે? તેને કીએ માર્ગે વળવાનું છે, અને આખરે જીવોને ઠરવાનુ સ્થાનક કયું છે? તે આ ગ્રંથ જણાવી આપશે. વ્યાસની રચેલી યુકિતઓ અને વેદમાં રહેલા ભેદો તેમ વેદોમાં રહેલા વિધિનિષેધો આદિ તત્વોત્પત્તિ, વેદોત્પત્તિ અને જગદોત્પત્તિ, સ્થિતિ અને લય એ પણ આ ગ્રંથ જણાવી આપશે. સંસાર રૂપી શુષ્ક કૂપમાં પડેલા જીવોને ખેંચી કાઢનાર, કર્મવિપાક જણાવનાર અને સંસારના જન્મ મરણ રૂપ ભ્રમણ ચક્રો પર ચઢી ગયેલા જીવોને સીડી રૂપે ઉતારનાર આ ગ્રંથ છે. વળી આલોક, પરલોક અને અહં મમથી રહિત કરાવનાર તેમજ સંસાર રૂપી મહાસાગરમાં ગળકાં ખાતા જીવોને નાવ રૂપે તારનાર પણ આ ગ્રંથજ છે. તેમ છતાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એવા ચારે પદાર્થોની પ્રાપ્તિ કરાવનાર અને મોક્ષના સાધન રૂપ જેને સાધન સીડી કહેવામાં આવે છે, તે પણ આ ગ્રંથજ જણાવી આપશે.

અમે ધારીએ છીએ કે આ ગ્રંથ વિષે વાંચનાર પંડિતો અમને કહેશે કે આ ગ્રંથ રચનાર યથાર્થ વિદ્વાન્ નથી; કેમકે સુચક શબ્દો પર રહી નહિ લખતાં માત્ર સાધારણ શબ્દો પર રહીને રચ્યો છે તેથી સંપૂર્ણ વિદ્વાન ન હોવા જોઇએ એવું જરૂર કહેવાના છે. તો પણ અમને તેનો હર્ષશોક નથી.

શાથી કે માતા પિતાને રોટલો કે રોટલી અથવા પાણી એવું બોલતાં આવડે છે તો પણ બાળકને ‘લે તાતા’, ‘લે ભૂ’ એમ કહે છે તેનું કારણ સમજવું જોઇએ, પરંતુ અમારો નિશ્ચય તો ભણેલાને સારૂ નિશાળ નથી. અને જ્ઞાનીઓને માટે જ્ઞાન નથી. તેમ જે વસ્તુની જેને પ્રાપ્તિ થઇ છે તે વસ્તુ તેને માટે નથી. એ લોકપ્રસિદ્ધ છે. વ્યાસે યુક્તિઓ પર રહીને ગ્રંથો રચ્યા છે; તેમાં કોઇના સાટે કોઇનું નામ દાખલ કર્યું છે એ તેમની યુક્તિ છે.અને વેદ રચનારે ભેદ દર્શાવ્યો છે તે એવો કે અર્યમાદિ છ પિતૃન લોકોનું ઋણ મટાડવા સારૂ તર્પણનો વિધિ કરેલો છે. છતાં તેમાં બાપદાદાનું નામ આપ્યું છે એ વેદોના ભેદ છે અત્યારના ટુંક બુદ્ધિના જનો તેમાં સમજ્યા નહિ અને તેના ઉલટા અર્થ કરી; અવળે રસ્તે દોરાઈ ગયા, તે એટલા લગી કે મૂળ પુરૂષોના કહેલા અર્થોનું ગૌણપણું પણ શોધ્યું જડતું નથી! ભલે, આ ગ્રંથને સુચક કે સાધારણ માનો પણ જેમ માતાપિતા બાળકને ભૂ સાટે જળ સિવાયનું બીજું કાંઇ પણ આપતાં નથી. તેમ અમે પણ સાધારણ શબ્દો પર રહીને વેદોના સત્ય અર્થોનેજ સમજાવીશું, અર્થાત્ અન્યથા કપોલકલ્પિત વાકયોથી રચવામાં આવેલ નથી.

હવે આ લખી દર્શાવેલી પ્રસ્તાવના વિષે અમારો છેલ્લો અભિપ્રાય જણાવીએ છીએ કે **"આ ગ્રંથ રૂચે તો વાંચો, સાંભળો, મનન કરો અને પછી તેનું નિદિધ્યાસન કરો,"** છતાં ભૂલ તો બ્રહ્મા કે બૃહસ્પતિ સરખામાં પણ હોય છે. તો પછી અમારા વિષે ન હોય તેમ કહેવાય નહિ. અર્થાત્ હોય તો ખરી. પણ વાંચનાર સુજ્ઞ જનોએ અમારી મતિપર દોરાઈ અંતઃકરણનો દોષ છે કે હસ્ત દોષ છે. તેને બરોબર સમજી, ભૂલ છે એવી ખાત્રી થાય તો તેને સુધારી વાંચવું, એ અમારી નમ્રતાપૂર્વક વિનતિ છે.

## ગ્રંથના સ્વરૂપનું નિરૂપણ

'આતો નાવ ઘડયું છે એકસાર, ઉતારે ભવપાર,
છે મોક્ષ તણું દ્વાર, ગ્રંથ એક નામ છે.
વળી સંસાર આદિનાં સુખ, તે સરવે રહે પ્રમુખ;
નિવારે સરવે દુઃખ, આખરનો વિશ્રામ છે.' ટેક

(સાખી) 'ક્ષત્રિયનું હથિયાર છે, મોક્ષિકનો શણગાર,
એ વિણ નાવ ન અન્યકો, ઉતારવા ભવ પાર,
છે જીજ્ઞાસુ તેવા જનને માટ, રચ્યો છે રૂડો ઘાટ,
સમાવવા ઉચાટ, સાક્ષાત હરિનુ ધામ છે.' આતો ૧.

(સાખી) 'લેખ ઘણા સંસારમાં ગણુશો તો છે અથાગ,
ભણતાં તો કંઈ ભવ જશે, તોય નહિ આવે તાગ;
ગ્રંથ નહિ પણ જ્ઞાનનું સ્વરૂપ, અમૃત રસ કુપ,
વસ્તુ આ છે અનુપ, વિશ્વ વિભુનો ઠામ છે.' આતો ૨.

(સાખી) 'પાન કરે અમૃતનું, અમર કેમ ન થાય,
કલ્પવૃક્ષને સેવતાં, ક્ષુધા કેમ સ્પર્શાય?
આ રચી છે પરમારથની પાટ, વળી ગંગાનો ઘાટ,
સાર્વજનિક વાટઃ પણ જીજ્ઞાસુનું કામ છે.' આતો ૩.

(સાખી) 'નથી દિપક કે મશાલ આ, છે રવિનો પ્રકાશ,
આનંદ સાગર ઉછળે, વિશ્વ કોષમાં ખાસ,
જાણે તે જવલ્લો જન કોઈ, સંસ્કારો કદી હોઈ,
જોશે મનના મળ ધોઈ, હરિને મળવાની હામ છે.' આતો ૪.

તા. ૫—૧—૨૯
નાર.

સ્વામીશ્રી અદ્‌ભુતાનંદ

# — ગ્રંથ પ્રબંધ —



## પ્રસ્તાવનાનું સ્પષ્ટીકરણ

કહેશો કે અમો અમારી દ્રષ્ટિએ કરી જોઇએ છીએ તો હરકોઇ ગ્રંથના પ્રારંભની પૂર્વે પ્રસ્તાવના લખેલી જોવામાં આવે છે. તેને લખવાનું પ્રયોજન શું? તો તેના ઉત્તરમાં લખવાની જરૂર છે. જો ન હોય, તો આ સૃષ્ટીના ઉદયકાળથી તે અદ્યાપિ પર્યંતમાં અસંખ્ય કવિઓ અને અસંખ્ય મહાત્માઓ પ્રગટ થઇ અત્યંત ગ્રંથોની રચના રચી છે તે સર્વેના પ્રારંભની પૂર્વે પ્રસ્તાવના લખેલી હોય છે, તે લખે નહિ પણ જ્યારે લખે છે ત્યારે તો તેનું પ્રયોજન હોવુંજ જોઇએ પણ તે કયે પ્રયોજને લખે છે, તેને કંઇક જનો જાણતા નથી કારણ કે અન્યના વિચારોને સમજવા એ સાધારણ નથી પણ તેને અમે જાણીએ છીએ કે તેમણે કીયા પ્રયોજને લખી દર્શાવી છે. તેનું ખરૂં પ્રયોજન તો એ છે કે આ વિશ્વમાં પરમાર્થ, વ્યવહાર અને મિશ્ર એવા ત્રણ માર્ગો છે, એ ત્રણે માર્ગો પર રહીને ગ્રંથો લખવામાં આવે છે છતાં જેણે જે માર્ગ પર રહીને રચ્યો છે, તેમાં તેણે તે માર્ગનું રહસ્ય વર્ણવેલું હોય છે તે સઘળું તો નહિ પણ તેનો કંઇક અંશ પ્રસ્તાવનામાં દાખલ કરવામાં આવે છે. દાખલ કરવાનું પ્રયોજન એ કે વાંચનાર જનોના વાંચવામાં પ્રથમથી આવે એટલે તેને તે પર રૂચી થશે. રૂચી થવાથી ગ્રંથને ગ્રહણ કરશે એટલે તેનું અવલોકન થશે અને અવલોકન થયાથી તેમાં રહેલું સઘળું રહસ્ય તેના સમજવામાં આવશે. તેમ રહસ્ય જાણવાથી તેનું ફળ પણ મેળવી શકશે. એવા વિચારથી તેઓએ પ્રસ્તાવના લખી છે અને અમે પણ તેવા વિચાર પર રહીનેજ લખી દર્શાવીએ છીએ.

## મંગળાચરણનું સ્પષ્ટીકરણ.

અમો પ્રાચીન તથા આધુનિક એ બંને ગ્રંથોમાં દૃષ્ટિગોચર થઇએ છીએ તો તેના આરંભમાં મંગલાચરણો લખેલાં જોવામાં આવે છે. તે કીયે પ્રયોજને લખે છે તે અમારા જાણવામાં નથી, એમ કદાચ પૂછતા હો તો તેના ખુલાસામાં અમે અત્રે જણાવીએ છીએ કે પ્રથમ તો મંગલાચરણ એટલે શું? એ અવશ્ય સમજવું જોઇએ. મંગલાચરણનો અર્થ શુભ આચરણ એવો થાય છે અને શુભાચરણનો અર્થ આચરણ આચરવાં એ છે. શુભાચરણને આચરવાના ચાર પ્રકાર છે. તે એવા કે જે આચરણ પરબ્રહ્મ પરમાત્માને અર્થે આશાતૃષ્ણા રહિત રહી

આચરવામાં આવે તેને ઉત્તમ પ્રકારનું માનેલું છે. જે આચરણ પરભદ્રને અર્થે આચરવામાં આવે છે તે મધ્યમ પ્રકારનું સમજવું. જે આચરણ સ્વાર્થે આચરવામાં આવે છે, તે કનિષ્ઠ પ્રકારનું સમજવું; અને જે આચરણ પરના અહિતને સારૂ આચરવામાં આવે, તે ભલે શુભાચરણ છે તો પણ તે અધમ પ્રકારનું છે તેમ સમજવું. એ રીતે ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ અને અધમ એવા તેના ચાર પ્રકાર છે. છતાં તેમાં ત્રણ પ્રકારની ક્રિયા રહેલી હોય છે તે એવી કે અધિષ્ઠાતા માનવા, સ્તુતિ કરવી અને મદદ માગવી એવી ત્રણ છે. તેમાં પ્રમુખ અધિષ્ઠાતા માનવા એ છે.

કેમકે અધિષ્ઠાતા માન્યા સિવાય લઘુત્વ આવે નહિ અને લઘુત્વ એજ કે જે અહંકાર ત્યાગનું સ્વરૂપ છે. માટે લઘુત્વ પ્રાપ્ત કરવા માટે અધિષ્ઠાતા માનવાની ખાસ જરૂર છે. અને માનવામાં ન આવે તો ગુરૂત્વરૂપી અહંકાર ત્યાગ થઈ શકે નહિ અને અહંકાર ત્યાગ ન થાય ત્યાં સુધી કોઇ કાર્યની અથ ઇતિ થવી અત્યંત દુર્ઘટ છે. તો પછી સર્વ પ્રકારે સર્વનું શ્રેય કેવી રીતે કરી શકાય ?

હવે જે મદદ માગવી તેમાં પણ અધિષ્ઠાતા માનવાની જરૂર છે. કહેશો કે શી જરૂર છે ? તો તેના પ્રત્યુતરમાં અધિષ્ઠાતા માન્યા સિવાય લઘુત્વ આવે નહિ, લઘુત્વ આવ્યા સિવાય સ્તુતિ થઇ શકે નહિ. સ્તુતિ થયા સિવાય કૃપા થાય નહિ અને કૃપા સિવાય મદદ મળે નહિ એવો તેનો ક્રમ છે. માટે અધિષ્ઠાતા માનવા એજ અગત્યનું કામ છે. મદદ સિવાય પોતાની સત્તા વડે કોઈ કાર્ય કરી શકવામાં શું સમર્થ નથી થઇ શકતો કે જેથી તેને મદદ માગવી પડે? એવી શંકા થાય તો તેના ઉત્તરમાં મનુષ્ય ગમે તેટલો સમર્થ હોય તો પણ કેટલાંક કામ એવાં છે કે જેમાં બીજાની મદદ અવશ્ય લેવીજ પડે છે. જેમ કે કોઇ તારો છે. અને તે તરવાના કામમાં કુશળ છે. તો પણ તે નદી, નહેર, વહેળો કે કાસારને તરી શકે છે. તેનું કારણ એ કે તેનો કાંઠો જોવામાં આવે છે. પણ જયારે સમુદ્ર તરવો હોય ત્યારે તો અવશ્ય નાવની જરૂર પડે, કારણ કે તેનો કાંઠો જોવામાં આવતો નથી.

તેમ સંસાર સિંધુનો પણ છેડો હાથ લાગે તેમ નથી. તેથી તેને તરવામાં પણ શ્રી સદ્ગુરૂની મદદ અવશ્ય લેવી પડે છે. એજ પ્રમાણે અમો પણ સર્વ પ્રકારે સર્વનું શ્રેય કરવાને અર્થે ગ્રંથનો પ્રારંભ કરવામાં પ્રવૃત્તિ કરીએ છીએ તેથી અહંકાર ત્યાગને અર્થે અધિષ્ઠાતા માની લઘુત્વ પ્રાપ્ત કરી, મદદ માગીએ એમાં કાંઈ આશ્ચર્ય નથી.

## મંગળાચરણ

અધિષ્ટાતા કોને માનવા અને સ્તુતિ કેવી રીતે કરવી? એવી શંકા કોઈના મનમાં હોય તો તેના સમાધાનને માટે અમો ખુલાસો આપીએ છીએ. કે તમારો પ્રશ્ન અત્યુત્તમ છે, કેમકે અત્યારના કેટલાક ગુરૂઓ શિષ્યો પ્રતિ કહે છે કે "જોવા, જાણવા અને સેવવા યોગ્ય એક પરબ્રહ્મ પરમાત્માજ છે તેને ભજો." એટલું કહીને બાજુ પર રહે છે. પરંતુ જ્ઞાનથી કે ધ્યાનથી આ કે આવા તે જણાવતા નથી. માત્ર પરમાત્માને ભજો એ એકજ વાત. આથી જીવોને નિશ્ચય થતો નથી. કે જેથી પોતાનું કલ્યાણ કરી શકે; પણ અમારો વિચાર વ્યાસે માયાને આગળ કરી પરબ્રહ્મ પરમાત્માનું સ્વરૂપ પાછળથી દર્શાવ્યું છે તેવો નથી. પણ પરબ્રહ્મ પરમાત્માનું સ્વરૂપ પ્રથમથીજ દર્શાવી દેવું એવી અમારી અભિલાષા છે. અને અનિર્વચનીય એવી માયાને વેદોને અનુસારે પાછળથી દર્શાવવાનો અમારો વિચાર છે એ અમારો સત્ય સંકલ્પ છે.

## પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપનું વર્ણન.

(સ્રગ્ધરા વૃત્ત)

दृश्यन्ते दारुनार्यो युगपदगणिता स्थंभसूत्र प्रयुक्ताः ।
संगीतं दर्शयंत्यो व्यवहृतिमपरां लोकसिद्धांत सर्वाम् ॥
सर्वात्रानु प्रविष्टादभिनवविभवा ध्यावदर्थानुबंधात् ।
तद्वत् सुत्रात्म संसाध्य व्यवहरति जगद्भुभुवः स्वर्महांतम् ॥

ભાવાર્થ—જેમ કોઈ સ્તંભને વિષે ગોઠવેલા દોરડા વડે કાષ્ટની પુતળીઓ કેટલીક નાચ કરતી, કેટલીક વાજીંત્ર વગાડતી, કેટલીક ગાયન કરતી અને કેટલીક મલ્લ યુદ્ધાદિ અત્યંત પ્રકારના વ્યવહારોને કરતી લોક પ્રસિદ્ધ જોવામાં આવે છે. તેમ સર્વને વિષે પરોવાઈને રહેલા કોઇએ કળી ન શકાય તેવા સામર્થ્યવાળા અને સર્વ પ્રાણીઓને પોતપોતાના કર્મ પ્રમાણે ફળોને આપનારા એવા સુત્રાત્મા નામવાળાથી એટલે પરબ્રહ્મ પરમાત્માથી भुर्, भुवर्, स्वर् અને महर्लोक એટલે સત્યલોક પર્યંતનું જગત જેમાં વ્યવહાર કરતું જોવામાં આવે છે તે જોવા, જાણવા અને યજવા તથા સ્તુતિપાત્ર છે. તેમ સમજી અમે તેમને અભેદ ભાવે નમસ્કાર કરેલો છે.

ઉપર પરબ્રહ્મ પરમાત્માનું વર્ણન કરી ગયા પણ તે સંક્ષિપ્તમાં કર્યું હોય તેમ અમને સમજાયું છે. તેથી યથાર્થ સ્વરૂપનું ભાન અમને થઇ શક્યું નથી માટે વિવેચન સાથે સંપૂર્ણ સ્વરૂપનુ ભાન થવું જોઇએ; એમ પૂછતા હો

તો તેના પ્રત્યુત્તરમાં એમ છે કે પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપનું સંપૂર્ણ વર્ણન કરવામાં શેષ કે શારદા તે પણ હારી જાય તેમ છે. શાથી કે કોઇ માણસે આભમાંથી પડતાં બુંદોને ગણી શકાય તેમ નથી તે છતાં તેને ગણી શકે તેવો હોય, અથવા તો વરસાદથી પૃથ્વી પર ઉગેલાં વનસ્પતિઓનાં અંકુરોને ગણી શકાય તેમ નથી તો પણ તેને ગણી શકે તેવો હોય, તો પણ પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપનુ સંપૂર્ણ વર્ણન કરી શકે તેમ નથી. તે છતાં શ્રી મહાદેવે પાર્વતિ પ્રત્યે ગુહામાં રહીને જે સ્વરૂપ જણાવ્યું છે. તે અત્રે જણાવવામાં આવે છે.

**हरिः ॐ सोऽहं हंसः तत्सत् नित्य निरंजन निर्विकाराय शांताय सर्वात्मजे विश्वविभूताय नमस्करोमि ॥**

ભાવાર્થઃ- ઇત્યાદિ દ્વાદશ શબ્દો વડે નિર્વિશેષી સ્વરૂપ હોવા છતાં વિશેષણ લગાડીને વર્ણન કરી જણાવ્યું છે. તે વર્ણન નીચે પ્રમાણે છે. પ્રથમ શબ્દ **हरिः** છે. તે **हरिः** નામે નહિ હતો પણ **अरि** નામે હતો તેનો **हरिः** શબ્દ થયો છે. પૂછશો કે **अरि** શબ્દ છતાં **हरिः** થવાનું કારણ શું? તેના પ્રત્યુત્તરમાં **अरि** એટલે શત્રુ એવો અર્થ થાય છે તે વિષે કોઇને શંકા થાય, કોના શત્રુ? તેના ઉત્તરમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર (ઇર્ષા) એવા જીવના છ શત્રુ છે તે એ છએ શત્રુઓના બળનું હરણ કરનાર હોવાથી હરરૂપી વિશેષણ લાગ્યું તેથી કરીને **हरि** શબ્દ થયો છે. તેથી **हरिः** કહેવાય છે. બીજો શબ્દ ૐકાર છે. તેમાં ત્રણ માત્રાઓ રહેલી છે તે એ કે અકાર, ઉકાર અને મકાર એવી ત્રણ છે અને તે પર અર્ધચંદ્રાકારે **મૂળ માયા** રહેલી છે તેને ૐકારની અર્ધમાત્રા કહેવામાં આવે છે. અને તે પર જે ચિન્હ છે તે ચિન્હમય પરબ્રહ્મ પરમાત્માનું સ્વરૂપ છે તેને હરિની ઉપમા આપેલી છે. તે છતાં એ હરિને મળવાનું, જોવાનું અને જાણવાનું ૐકાર એ તેનું સાધન છે. ત્રીજો શબ્દ **सोऽहं** છે. તેનો અર્થ એ છે કે એ ચિન્હમય પરબ્રહ્મ પરમાત્મારૂપ હરિ તે સ્તંબથી તે બ્રહ્મ પર્યંત એકજ વ્યાપ્ત છે. એવું જયારે સમજવામાં આવે એટલે હું અને તું એવું દ્વૈતપણું બીલકુલ રહેતું નથી અર્થાત્ સર્વમાં એક છે. એવું જયારે સમજાય એટલે મારાથી કોઇ અન્ય નથી અને મારામાં જે છે, તેજ સર્વમાં છે. એટલે **सोऽहं** ભાવ પ્રગટ થઈ; દ્રઢ નિશ્ચય થાય છે કે-તે હું છું તે **सोऽहं**. ચોથો શબ્દ **हंस** છે. **हंस** એ જીવનું નામ છે છતાં પક્ષીની સંજ્ઞામાં તેને કેમ ગણ્યો હશે. એવી શંકા થાય તો તેના સમાધાનમાં જેને વિષે જેના જેવો ગુણ છે અને તે ગુણના પ્રમાણ પર રહીને ક્રિયા કરવામાં આવે છે તેથી તેના સમાન કહેલ છે જેમ હંસ પક્ષી દૂધપાણી મિશ્ર થયાં છતાં માત્ર દૂધનો ઉપયોગ કરે છે અને જળનો ત્યાગ કરે છે. તેમ

જીવ પરબ્રહ્મ પરમાત્માની સજાતિ છે છતાં અહં મમના આવેશવાળો થવાથી જેમ ચાંદીમાં ત્રાંબુ મળવાથી રૂપુ એવું નામ પડે છે. તેમ જીવ એવું નામ પડયું છે. તો પણ એ માયાની સજાતિ નહિ હોવાથી માયા અને પરબ્રહ્મ પરમાત્મા એ મિશ્ર થએલાને સ્વસ્વરૂપ ઓળખી તેને પૃથક કરે છે.

તેથી તેને **हंस** કહેવામાં આવે છે. પાંચમો શબ્દ **तन्सत्** છે. તેનો અર્થ એવો થાય છે. કે પરબ્રહ્મ પરમાત્મા બીજરૂપમાં અજરામર અને અવિનાશી છે. તેથી તેમને અનાદિની ઉપમા આપવામાં આવી છે. તે છતાં આ ગહન રચના રૂપ વિશ્વ, એ મૂળબિંબનું માયામાં પ્રતિબિંબ પડયું છે. અને જે પ્રતિબિંબ પડે તે જો ચૈતન્ય બિંબ છે તો અચેતન પ્રતિબિંબ પડે છે. અને ક્રિયા, કર્મ કે શરીર એ સર્વે ઉલટું જ આવે છે. તેથી મૂળબિંબ સત્યસ્વરૂપે અને સર્વજ્ઞતાવાળું હોય છે. છતાં તેનું પ્રતિબિંબ રૂપી જગત અસત્ય અને અલ્પજ્ઞ હોય છે. અને પરબ્રહ્મ પરમાત્મા રૂપે જે હરિ તે સત્ય અને સર્વજ્ઞ હોય છે. તેથી તેને **तन्सत** કહેવામાં આવે છે. છઠો શબ્દ **नित्य** છે. આ શબ્દના વિવેચનમાં મનવાણીના વિષયવાળું અને ઇંદ્રિયોના વિષયવાળું આ વિશ્વ અને જેને લોકાલોક કહે છે. તે સર્વે મરણધર્મવાળું છે. અર્થાત્ એ સર્વેનું રૂપાંતર થાય છે. તેથી આ *સ્તંબથી તે બ્રહ્મપર્યંત સર્વ અનિત્ય છે. પણ જે પરબ્રહ્મ પરમાત્મા રૂપે હરિ તેમનું તેમ થતું નથી. તેથી તેને નિત્યની ઉપમા આપવામાં આવેલી છે તેથી તે **नित्य** કહેવાય છે.

સાતમો શબ્દ **निरंजन** છે. તેનો અર્થ એવો થાય છે કે આ વિશ્વનું ઉપાદાન કારણ માયા છે. અને માયાનું ઉપાદાન કારણ પરબ્રહ્મ પરમાત્મા રૂપે હરિ છે. એ વિષે કેટલાકનું એમ કહેવું છે કે માયા જગતને રચે છે પણ અમારો મત તેથી વિરૂદ્ધ છે. કેમકે માયા જડ છે. તેથી તે કેવી રીતે રચી શકે? પણ પરબ્રહ્મ પરમાત્મા એવા હરિથી રચાય છે. તે વિષે અમારે એમ તો અવશ્ય કહેવું પડશે કે માયાના સંબંધ સિવાય તે રચી શકે તેમ નથી કેમકે તત્વાદિ સાધનો માયામાં રહેલાં હોય છે. તેથી તેના સબંધની જરૂર પડે છે. અને સબંધ થયેથી માયા જડ છતાં ચેતનતાને પામી પોતાનાં સાધનો વડે જગત રચાય છે. અને રચેલા જગતમાં એ માયા મોહ રૂપે વ્યાપીને રહે છે તેથ જગત સઘળું માયાથી હોય છે. અને પરબ્રહ્મ પરમાત્મા, તાદાત્મભાવે કરી તેમાં રહેલા હોવા છતાં જેમ જળને વિષે કમળ અસ્પર્શ રહે છે. તેમ માયાના અંજનમાં આવતા નથી તેથી તે **निरंजन** કહેવાય છે.

આઠમો શબ્દ **निर्विकाराय** છે, તેનો અર્થ એ છે કે સત્વ, રજ અને તમ એવા ત્રણ ગુણ તે માયામાં ઉત્પન્ન થઈ વિશ્વમાં વ્યાપકપણે રહે છે.

* આથોકથી.

અને તેમાં રહેલા કર્મોના વિકારોવાળું જગત હોય છે. કહેશો કે તેના વિકારો કયા છે? તેના ઉત્તરમાં સત્વગુણમાં સત્વગુણી કર્મોના વિકારો, રજોગુણમાં રજોગુણી કર્મોના વિકારો અને તમોગુણમાં તમોગુણી કર્મોના વિકારો; એ રીતે ત્રણે ગુણો વિકારમય છે. તેથી બ્રહ્મા વિષ્ણું અને રૂદ્ર એ વિકારવાળા છે. કારણ કે રજોગુણ પ્રધાન બ્રહ્મા છે, સત્વગુણ પ્રધાન વિષ્ણું છે અને તમો ગુણ પ્રધાન રૂદ્ર છે. તેથી વિકારરૂપ કાર્યમાં સુખી દુઃખી થયાં કરે છે એ લોકપ્રસિદ્ધ છે. પણ તેથી પર જે પરબ્રહ્મ પરમાત્મા રૂપ હરિ તેને વિષે તેવા વિકારો નથી, તેથી તે **નિર્વિકારાય** કહેવાય છે.

નવમો શબ્દ **શાંતાય** છે. તેનો અર્થ એવું સુચવે છે કે અધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એવા ત્રિવિધ તાપે કરીને પ્રજ્વલિત થતા જીવો જેમ કોઈ પાત્રમાં જળ ભરી ચુલા ઉપર મૂકી નીચે અગ્નિ સળગાવવામાં આવે અને એ પાત્રમાં નાખેલા કણો જેમ અશાંત રહે છે તેમ સંસારરૂપ પાત્રમાં જીવરૂપી કણો ત્રિવિધ તાપરૂપી અગ્નિ, અને તૃષ્ણારૂપી જળથી ઉછળતા જગતને લેશ માત્ર શાંતિ નથી. એવી અશાંતિ પરબ્રહ્મ પરમાત્મારૂપ હરિને વિષે નથી તેથી તે **શાંતાય** કહેવાય છે.

દશમો શબ્દ **સર્વાત્મને** છે. તેનો અર્થ એ છે કે વિશ્વોત્પત્તિ કાળમાં માયા સાત સ્વરૂપ થાય છે. તે એવે કે મનુષ્ય, પશુ, પક્ષી, કિટ પતંગ, વૃક્ષ અને પાષાણ એવાં સાત સ્વરૂપો તેમાં ચાર પ્રકારની ભાવનાએ કરીને ચૈતન્ય વ્યાપ્ત થાય છે તે એમ કે **મનુષ્યમાં જ્ઞાન ચૈતન્ય રૂપે, પશુ પક્ષીમાં અજ્ઞાન ચૈતન્ય રૂપે, કિટ પતંગમાં સ્પર્શ ચૈતન્ય રૂપે** અને **વૃક્ષ-પાષાણમાં ગુણ ચૈતન્ય રૂપે,** એ રીતે ચાર ભાવના વડે સાત સ્વરૂપમાં વ્યાપક થઈ અસત્ રૂપે જગત રચી તેમાં આત્મારૂપે રહી વિશ્વ દર્શાવ્યું છે. અને તે બહુરૂપે થયા છતાં અદ્વૈત રૂપે રહે છે. તેથી તે **સર્વાત્મને** કહેવાય છે.

અગીઆરમો શબ્દ **વિશ્વવિભૂતાય** છે. આ શબ્દના અર્થમાં મનુષ્યાદિ સમગ્ર વિશ્વ સર્વ સર્વનાં કર્મો તથા ગુણો લઈને અવતરે છે છતાં તે વસ્તુપણું તેનામાં ન હોય તો તેને વિભૂતિ ગણવામાં આવતી નથી. એમ કહીએ તો સંભવે નહિ. કારણકે પરબ્રહ્મ પરમાત્માના સર્વવ્યાપીપણાને બાધ આવે તેથી સઘળું વિશ્વ વિભૂતિ રૂપ છે. જ્યારે પરબ્રહ્મ પરમાત્મા એક છતાં સર્વમાં વ્યાપી રહેલા છે. અથવા તો સમગ્ર વિશ્વમાં વહેંચાઈ ગએલા છે તેમ માનવું પડે. કેમકે સર્વમાં આત્મારૂપે થોડો થોડો અંશ રહેલો જોવામાં આવે છે. આ ઉપરથી સમજાય છે કે કાંતો રહેવા ન જોઇએ અને હોય તો પૂર્ણ હોવા ન જોઇએ, એવી શંકા કરનાર **અજ્ઞાત દશાના** છે તેમ જાણવું. કારણકે એક

દીવો છે, તેમાંથી કદી હજારો દીવા પ્રગટવામાં આવે, તો પણ મૂળ દીવામાંથી તેજ કદી કમી થતું નથી. તો પછી પરબ્રહ્મ પરમાત્મામાં એવો આરોપ કરવો તે વૃથા છે. તેથી તેને **विश्वविभूताय** કહેવામાં આવે છે.

બારમો શબ્દ **नमस्करोमि** છે. તેનો અર્થ એવો છે કે આ દૃશ્યમાન જગત જેનાથી પ્રાદુર્ભૂત થાય છે. તે એમ કે મૂળ સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મામાંથી, જેમ દીપકમાંથી કાજળ અને તેજ એ બે જેવી રીતે પ્રગટ થાય છે, તેમ તે સ્વરૂપમાંથી પુરૂષ અને પ્રકૃતિ પ્રગટ થાય છે. પુરૂષને ગણપતિ, મહેશ્વર, શિવ, પુરૂષ; ઈશ્વર અને સાત્વિક અહંકાર એટલાં નામથી ઓળખી શકાય છે. અને તેની કલ્પનાથી જગત રચાયું છે. એટલે ચૈતન્ય પુરૂષ અને માયા એ બેના સંમેલનથી થએલું છે. તેથી જગતને બ્રહ્મ, માયાના વિલાસરૂપ કહીએ તો પણ ચાલે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મહા મંગલરૂપ પરબ્રહ્મ પરમાત્મા સાક્ષાત હરિ છે. મંગલરૂપ પુરૂષ છે અને ઉપમંગલરૂપ સમગ્ર વિશ્વ છે. જ્યારે એક છતાં અનેક રૂપે થયા છે ત્યારે તો અગ્નિમાંથી નાના મોટા તડતડીઆ ઉઠેલા તે અગ્નિથી જુદા હોયજ નહિ. માટે પરબ્રહ્મ પરમાત્મા હરિથી ઉપમંગલરૂપ જગત અને મંગલરૂપ પુરૂષ-પ્રકૃતિ એ સર્વ એકથી બે અને બેથી વિચિત્ર રૂપે-અનંત છતાં અદ્વૈત રૂપે રહેલાને અભેદ ભાવે કરીને અમારો નમ્રતાપૂર્વક નમસ્કાર છે. ઉપરના બાર શબ્દો વડે જણાવેલું સ્વરૂપ જોવા, જાણવા અને સમજવા યોગ્ય છે. પણ તે પ્રાપ્ત થવું ઘણુંજ દુર્લભ છે કેમકે વસ્તુ મળવી કઠણ નથી, પણ વસ્તુ મેળવવાનું સાધન મેળવવું કઠણ છે. ત્યારે તેને મેળવવાનું સાધન કોણ હશે ? એ પૂછો તો તેનું સાધન માત્ર સદ્ગુરૂજ છે. તેમને પણ પરબ્રહ્મ પરમાત્મા રૂપ માની પ્રસન્ન કરવા કે જેથી મૂળ સ્વરૂપને મેળવી આપે. આ પરથી સિદ્ધ થાય છે કે **પુજન, અર્ચન અને સેવા વડે શ્રીસદ્ગુરૂની પ્રસન્નતા મેળવવી એજ પ્રથમનું કર્તવ્ય છે.**

શ્રી સદ્ગુરૂ અને પરબ્રહ્મ પરમાત્મામાં ભેદ નહિ ગણતાં અભેદ ભાવે કેવી રીતે માનવા તેનો વિધિ તથા તેમની સ્તુતિ કેવી રીતે કરવી તે અત્ર દર્શાવવું જોઇએ ? તેના પ્રત્યુત્તરમાં જે વિધિએ જાણવામાં આવે તે વિધિ નીચે દર્શાવવામાં આવે છેઃ—

**यस्य देवे परा भक्ति यथा देवे तथा गुरौ ।**
**तस्यंते कथिताह्यर्था प्रकाशंते महात्मनः ॥**

ભાવાર્થઃ—જે પ્રમાણે ઉત્કર્ષ અને અચળ ભક્તિ પરબ્રહ્મ પરમાત્મા રૂપ હરિમાં કરવાની છે, તેવીજ રીતે ઉત્કર્ષ અને અચળ ભક્તિ શ્રી સદ્ગુરૂની

પણ કરવાની છે. પણ આવા ઉત્તમોત્તમ અર્થો મુમુક્ષુની ચિદ્દ્વૃત્તિમાં પ્રતીત થાય છે એજ પ્રમાણે અમારી ચિદ્દ્વૃત્તિમાં પ્રતિત થવાથી શ્રી સદ્‌ગુરૂ વિજયાનંદાદિક સર્વે સદ્‌ગુરૂઓને અભેદ ભાવે કરી કે નમ્રતાપૂર્વક નમસ્કાર કરી યાચના કરીએ છીએ કે 'હે પરબ્રહ્મ પરમાત્મા હરિ' હે સાધન રૂપ શ્રી સદ્‌ગુરો; અમો અમારાં તથા અમો અમારાંથી જે અન્ય એ સર્વના કલ્યાણાર્થે આજે અદ્‌ભુતાનુભવ નામે ગ્રંથ પ્રકાશ કરવામાં અમારી અપેક્ષા છે તેમાં અમારી બુદ્ધિનો વધારો થઈ ચિદ્દ્વૃત્તિ સત્ય શિખર પરથી અન્ય સ્થળે ન જાય, અને ગ્રંથની અથેતિ કરી શકાય એવી બુદ્ધિ અમારાં અંતઃકરણોમાં ફેલાવો અથવા અમારી હૃદયગુફામાં રહો કે જેથી અસત્ય માર્ગો પર અમારી મનોર્મિઓ ન વળે. ઇત્યોમ્ !

# શ્રી સદ્‌ગુરૂ સ્તવન !

સદ્‌ગુરૂને પ્રતાપે મારે તરવું છે, બીજાને શું કરવું છે !
ધ્યાન તો સદ્‌ગુરૂનું હૃદયે ધરવું છે, બીજાને શું કરવું છે !

ઘેરી જંજાળ મારા સદ્‌ગુરૂએ કાપી રે;
એ તો નાવેથી મારે તરવું છે, બીજાને શું કરવું છે ! ૧.

સઢ ને સુકાન મારા સદ્‌ગુરૂએ આપ્યાં રે,
સંસાર સિંધુમાંથી તરવું છે, બીજાને શું કરવું છે ! ૨.

ઇંગલા ને પિંગલામાં રમત રમાડી રે;
સુક્ષ્મણામાં હાવે ઠરવું છે, બીજાને શું કરવું છે ! ૩.

કોટી જનમનાં કલ્મીશ વામ્યાં રે;
મન તો મગનમાં હાવે ફરવું છે, બીજાને શું કરવું છે ! ૪.

દયા કરીને સીધો મારગ સોંપ્યો રે;
એ રે મારગમાં પગલું ભરવું છે, બીજાને શું કરવું છે ! ૫.

બ્રહ્મા ને બૃહસ્પતિએ ગુરૂ ગમ લીધી રે;
તેને પગલે તો પરવરવું છે, બીજાને શું કરવું છે ! ૬.

ગુરૂ વિના જ્ઞાન જેવું, તેલ વેળુમાં રે;
તેને પીલ્યાથી પાછું ફરવું છે, બીજાને શું કરવું છે ! ૭.

હું ને મારાનો જેણે ત્યાગ કરાવ્યો રે;
વેદોને મારગે વિચરવું છે, બીજાને શું કરવું છે ! ૮.

પુન્ય ને પાપના પડદા ઉઘાડયા રે;
સત્યની પુંઠળ હાવે ફરવું છે, બીજાને શું કરવું છે! ૯.
ભટકતાં ભવમાં અમને સંમૃતિ કરાવી રે,
તેવાને શરણે મારે ઠરવું છે, બીજાને શું કરવું છે! ૧૦.
સાધુની સંગતિ ને સદ્દગુરૂની સેવા રે,
ગુરૂ ગમમાં તો વિચરવું છે, બીજાને શું કરવું છે! ૧૧.
અદ્દભૂતાનંદ પ્રગટયો ગુરૂને પ્રતાપે રે,
હિંસા મારગથી પાછું ફરવું છે, બીજાને શું કરવું છે! ૧૨.

# તત્વોત્પત્તિ

જેને તત્વો કહેવામાં આવે છે તે તત્વો એટલે શું? કીયાં અને કેટલા છે અથવા તો તેઓનાં નામ શાં છે? એ પૂછો તો તેના પ્રત્યુત્તરમાં જ્યારે પોતાને આદ્ય લઇને સમગ્ર વિશ્વનું સર્વ પ્રકારે શ્રેય કરવું હોય તો તેણે તત્વજ્ઞાનનો લાભ લેવો જોઇએ. કેમકે તત્વો ઉપર આ સમગ્ર વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો આધાર છે કેમકે તત્વોથી તત્વો ઉત્પન્ન થાય છે, તત્વો તત્વોને આશરે જીવે છે અને તત્વો તત્વોનો નાશ પણ કરે છે; માટે તત્વોને જાણવાની જરૂર છે. અને તે તત્વવેત્તાનું કહેવું પણ એજ છે. વળી તેમનું એમ પણ કહેવું છે કે તત્વોને નહિ જાણનાર પશુ સમાન સમજવા. એમ કહેવાનું કારણ એ કે મેરૂથી તે તૃણ પર્યંત તત્વોજ ફેલાઈ રેલાઇ રહેલ છે. તેથી તત્વો માત્ર સજાતિય છે. અને જ્યારે જાતિને જાતિ ન ઓળખે ત્યારે તેને અજ્ઞાન સિવાય અન્ય શું કહેવું? એવી અમારી પણ માન્યતા છે. તેથી તત્વોની ઉત્પત્તિ પ્રથમ કરી દર્શાવવામાં આવે છે.

પ્રથમ જેને નિવૃત્તિનું સ્થાન એટલે અવકાશ કહેવામાં આવે છે. તેમાં રહેલો અંડકોશ તેમાંથી ક્રમેક્રમે પાંચ મહાભૂતો પ્રગટ થાય છે. તે એવી રીતે કે. પ્રથમ અવકાશથી આકાશ, આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ અને જળથી પૃથ્વી, એ રીતે પંચ તત્વ પ્રગટ થાય છે. તેને પંચ મહાભૂતો કહેલાં છે અને એ પંચ મહાભૂતો પાંચ પ્રકારના રંગોથી યુક્ત છે. તે એવી રીતે કે આકાશનો શ્યામ રંગ, વાયુનો નીલ રંગ, તેજનો રક્ત,

જળનો શ્વેત અને પૃથ્વીનો પીત; એ પ્રમાણે તેમાં રંગો રહેલા છે. તેને રંગપંચક કહેવામાં આવે છે. હવે પંચ મહાભૂતોના ગુણો દર્શાવવામાં આવે છે અને તે ગુણોએ કરીને તેઓનું ઓળખાણ પણ થઇ આવે છે. તે એવા કે જેટલો કઠિનતાનો ભાગ છે તેટલો પૃથ્વીનો સમજવો, જેટલો દ્રવિભૂત એટલો રસનો ભાગ છે તેટલો આપ એટલે જળનો સમજવો, જેટલો ઉષ્ણતાનો ભાગ જોવામાં આવે છે તેટલો તેજનો સમજવો, જેટલો ભાગ હલાવવા ચલાવવામાં સામેલ છે તેટલો વાયુનો સમજવો અને જેટલો ભાગ પોલાણનો છે તેટલો ભાગ આકાશનો છે; તેમ જાણવું. એ રીતે તેની ઓળખ તથા ગુણો છે. તેથી તેને ગુણપંચક કહેવામાં આવે છે.

હવે પંચ મહાભૂતોથી પાંચ પંચક છે, તે કહેવામાં આવે છે. તે એવાં કે પ્રથમ પૃથ્વી પંચક તે એ કે અસ્તિ, માંસ, નાડી, ત્વચા અને રોમ એ પૃથ્વીપંચક સમજવાં. બીજું જળપંચક તે એ કે, શોણિત શુક્ર, મુત્ર, સ્વેદ અને લાળ એ અપપંચક છે એમ સમજવું. અને ત્રીજું તેજપંચક તે એ કે આળસ, કાંતિ, ક્ષુધા, તૃષા અને નિદ્રા એ તેજપંચક સમજી લેવું. ચોથું વાયુપંચક તે એ કે ચલન, વલન, ધાવન, ઉત્ક્રમણ અને પ્રસારણ એ વાયુપંચક સમજવાં. પાંચમું આકાશપંચક એ કે કટયાકાશ, ઉદરાકાશ, હૃદયાકાશ, કંઠાકાશ અને શિરાકાશ એ આકાશપંચક સમજવાં. એ રીતે પંચ મહાભૂતોનાં પંચક છે.

હવે જે એ પંચમહાભૂત તેમાં દરેક પોતપોતાનો અર્ધ ભાગ રાખી અર્ધના ચાર ભાગ બીજા ચારમાં એક એક ભાગ મળ્યો તેનું સ્પષ્ટિકરણ કરવામાં આવે છે. તે એમ કે પ્રથમ પૃથ્વીનો અર્ધ ભાગ હાડકાંનો છે તેને મુખ્ય ગણેલો છે. તેનું કારણ કે એ પૃથ્વીનો ગુણ કઠિનતાને દર્શાવે છે, તેથી તે પૃથ્વીનો સિદ્ધ થાય છે. અને શેષ રહેલા અર્ધ ભાગના ચાર ભાગ તેમાંનો એક એક ભાગ બીજામાં મળ્યો છે. તે એવી રીતે કે, શોણિત એટલે રૂધિર તેનો રંગ રાતો છે અને એ પૃથ્વીનો ભાગ છે છતાં જળને મળતો છે તેથી જળનો ગણવામાં આવ્યો છે. આળસ એ પણ પૃથ્વીનો ભાગ છે કેમકે જેમ પૃથ્વીમાં જડતા રહેલી છે, તેમ તેમાં પણ જડતાનો ગુણ છે તેથી પૃથ્વીનો સિદ્ધ થાય છે. પણ એ તેજને મળતું છે તેથી તેમાં ગણના કરી છે. સંકોચન એ પણ પૃથ્વીની પેઠે જડના હેતુનું છે તેથી પૃથ્વીનો ભાગ છે, છતાં વાયુને મળતું આવ્યાથી વાયુમાં ગણના કરી છે. કટયાકાશ એ પણ પૃથ્વીનો ભાગ છે. શાથી કે એ મળને સંગ્રહે છે તેથી પૃથ્વીનો ભાગ તો છે, પણ આકાશને

મળતો આવવાથી આકાશમાં ગણના રાખી છે. એ રીતે શોણિત, આળસ, સંકોચન અને કટયાકાશ એવા અર્ધ ભાગના ચાર ભાગ પૃથ્વીના છતાં એક એક ભાગ બીજાં ચારમાં મળતાં આવવાથી તેઓમાં ગણના કરી છે.

હવે જળનો મુખ્ય ભાગ અર્ધો વિર્યનો છે. કેમકે જળ જેમ વૃક્ષાદિકને ઉત્પન્ન કરે છે તેમ વિર્ય ગર્ભને ઉત્પન્ન કરે છે તેથી તે જળનું સિદ્ધ થાય છે. તે છતાં વિચારીએ તો જળનો રંગ જેમ શ્વેત છે તેમ વિર્યનો પણ શ્વેત છે. એ રીતે પણ જળનું સિદ્ધ થાય છે. અને તેનો શેષ ભાગ અર્ધો રહ્યો, તેના ચાર ભાગ થયા છે. અને તે ભાગ એક એક અન્ય તત્વોમાં મળ્યો છે. તે એવી રીતે કે, માંસ દ્રવિભૂત છે, તેથી જળનું છે. પણ તે પૃથ્વી સાથે મળતું આવ્યું તેથી પૃથ્વીનું કહ્યું છે. કાંતિ જળની છે કેમકે જળ મળવાથી તેની ફેરફારી થાય છે તેથી તે જળનું છે. પણ એ તેજની સાથે મળતું આવેથી તેજનું મનાયલું છે. ચલન જળની પેઠે ચલાયમાન છે, તેથી જળનું છે. પરંતુ વાયુમાં મળતું હોવાથી વાયુમાં ગણના થઇ છે. ઉદરાકાશ જળને રહેવાનું સ્થાન છે તેથી જળનું છે, તો પણ આકાશને મળતું હોવાથી આકાશમાં ગણ્યું છે. એ રીતે એ ચાર ભાગ પણ અન્યના છતાં અન્ય તત્વોમાં ગણાયા છે.

હવે તેજનો અર્ધ ભાગ ક્ષુધા છે. કેમકે ઉદરમાં અગ્નિની પ્રબળતાએ કરીને ક્ષુધા લાગે છે તેથી તેજનું છે એ સિદ્ધ થાય છે. અને બાકીનો જે અર્ધ ભાગ રહ્યો તેના ચાર ભાગ તેમાંનો એક એક ભાગ અન્ય તત્વોમાં મળ્યો છે તે પણ એવી રીતે કે નાડીથી જ્વરની પરીક્ષા થાય છે પણ જળને મળતી હોવાથી જળમાં ગણત્રી થઇ છે. મુત્રમાં ગરમી રહેલી છે તેથી તે તેજનું છે પણ જળને મળતું છે તેથી જળનું કહ્યું છે. ઉત્ક્રમણ એટલે ઉભું થવું એમાં અગ્નિની પેઠે ઉર્ધ્વગતિ રહેલી છે તેથી તેજનું છે. પણ વાયુ સાથે મળવાથી વાયુમાં ગણાયું છે. હૃદયાકાશ સદા-સર્વદા હૃદયમાં ઉષ્ણતા દર્શાવે છે તેથી તે તેજનું છે. પણ આકાશને મળતું હોવાથી તેની આકાશમાં ગણના કરી છે. એ રીતે તેજનાં છતાં અર્ધના એ ચારે ભાગમાંથી એક એક ભાગ અન્યને વિષે મળેલ છે.

હવે વાયુનો અર્ધ ભાગ ધાવન છે, એટલે દોડવું એ છે કેમકે વાયુ જેમ વેગથી દોડતો જણાય છે તેમ દોડનાર પણ તેવી ગતિ પર દોડે છે તેથી વાયુનું છે એમ સિદ્ધ થાય છે. અને શેષ રહેલા અર્ધ ભાગના ચાર ભાગ તે એ કે જે ત્વચા તેનાથી સ્પર્શ થાય છે તેથી તે વાયુની છે પણ

એ પૃથ્વીને મળતી છે તેથી પૃથ્વીની કહી છે. સ્વેદ તે ઘણો શ્વાસ ચાલવાથી પ્રગટ થાય છે અને તે વાયુથી સુકાય છે તેથી વાયુનો છે પણ તે જળ સાથે મળવાથી જળમાં ગણેલો છે. તૃષા એ વાયુના શોષણે કરી લાગે છે તેથી તે વાયુની છે. છતાં એ તેજને મળતી છે તેથી તેની તેજમાં ગણત્રી થઇ છે. કંઠાકાશ વાયુને જવા આવવાનું સ્થાન છે તેથી વાયુનું છે. પરંતુ આકાશને મળતું હોવાથી આકાશનું માન્યું છે. એ પ્રમાણે વાયુનાં છતાં અર્ધના ચાર ભાગે અન્યમાં મળ્યાં છે.

હવે આકાશનો અર્ધ ભાગ શિરાકાશ છે કેમકે શિરનો જેટલો ભાગ છે તેટલો પોલાણનો છે. અને જે અર્ધ ભાગ બાકી રહ્યો તેના ચાર ભાગમાંથી એક એક ભાગ અન્યમાં મળ્યો છે. તે એમ જે રોમ તેને કાપવાથી કંઇ કષ્ટ થતું નથી તેથી આકાશનો છે, પણ તે પૃથ્વી સાથે મળ્યું તેથી પૃથ્વીનુ ગણ્યું છે. લાળ એ શિરાકાશમાંથી નીચે આવે છે, તેથી તે આકાશની છે. પણ તે જળ સાથે મળવાથી જળમાં ગણાઈ છે. નિદ્રાનો શુન્ય સ્વભાવ છે તેથી તે આકાશની છે. પણ તે તેજને મળવાથી તેજની કહી છે. પ્રસારણમાં વ્યાપકતા છે તેથી છે તો આકાશનું, પણ વાયુ સાથે મળવાથી વાયુનું કહેલ છે. ઉપર કહ્યા પ્રમાણે સર્વ સર્વનો અર્ધ ભાગ રાખી; અર્ધ ભાગના ચાર ચાર ભાગ અન્યોઅન્યમાં ગણાયા. તેનો ખુલાસો ઉપર પ્રમાણે છે. આને સંયોગપંચક કહેવામાં આવે છે.

હવે સમજવા સારૂ પંચ મહામૂતોનાં જુદાંજુદાં પંચકો કહેવામાં આવે છે. પ્રથમ આકાશનાં અતઃકરણ પંચક, અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર. એ પાંચ પછી વાયુનાં પ્રાણપંચક તે એ કે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પછી તેજની જ્ઞાનેન્દ્રિઓ પંચક, તે એ કે શ્રોત્ર, ત્વચા, જિહ્વા, ચક્ષુ અને ઘ્રાણ એવી પાંચ છે. પછી અપની કર્મેન્દ્રિય પંચક, વાચા, પાણી, પાદ, શિશ્ન અને ગુદા એવી એ પાંચ છે. પછી પૃથ્વીનાં વિષય પંચક. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ છે.

હવે પાંચ અંતઃકરણના દેવતા તથા તેના વિષયો કહેવામાં આવે છે. તે એવી રીતે કે પ્રથમ અંતઃકરણ, તેના દેવતા વિષ્ણુ અને સ્ફુરણા તેનો વિષય છે. મન અંતઃકરણ, ચંદ્રમા દેવતા અને કલ્પના વિષય છે. પછી બુદ્ધિ અંતઃકરણ, બ્રહ્મા તેના દેવતા અને નિશ્ચય તેનો વિષય છે. પછી ચિત્ત અંતઃકરણ, નારાયણ તેના દેવતા અને ચિંત્વન તેનો વિષય છે. તે પછી અહંકાર નામે અંતઃકરણ, રૂદ્ર દેવતા અને અહંકૃતિ તેનો વિષય છે. એ રીતે

અંતઃકરણોના દેવતા અને તેના વિષયો છે. હવે પ્રાણપંચકની ક્રિયાનું સ્પષ્ટિકરણ કહેવામાં આવે છે. તે એમ જે વ્યાન વાયુ સઘળા અંગના સાંધાને વાળે છે, અને સઘળા અંગમાં પ્રસરીને રહે છે. સમાન વાયુ નાભિ સ્થાનમાં રહી નાડી દ્વારાએ અન્નના રસને સર્વ શરીરમાં ફેરવે છે અને શરીરને રૂષ્ટપુષ્ટ કરે છે. ઉદાન વાયુ તે કંઠસ્થાનમાં રહી અન્ન તથા જળના રસને જુદા કરી આપે છે અને કંઠ દેશમાં સ્વપ્ન તથા હેડકી તેનાથીજ થાય છે. પછી પ્રાણવાયુ હૃદયમાં રહી એકવીસ હજાર અને છસેં શ્વાસોશ્વાસ ક્રિયા કરાવે છે. અને અપાન વાયુ તે ગુદા સ્થાનમાં રહી મળનો ત્યાગ કરાવે છે. એ રીતે પ્રાણપંચકની ક્રિયા અને તેમને રહેવાનાં સ્થાન છે.

હવે જ્ઞાનેંદ્રિય પંચકનું સ્પષ્ટિકરણ કરવામાં આવે છે. તે એમ કે પ્રથમ શ્રોત્રેન્દ્રિય તેનો દિશા દેવતા અને શબ્દ વિષય છે. ત્વચા ઇન્દ્રિય, વાયુ દેવતા અને સ્પર્શ વિષય છે. જીવ્હા ઇન્દ્રિય, વરૂણ દેવતા અને તેનો રસ વિષય છે. ચક્ષુ ઇન્દ્રિય, સૂર્ય દેવતા અને તેનો વિષય રૂપ છે, પછી ઘ્રાણેંદ્રિય તેનો અગ્નિકુમાર દેવતા અને તેનો ગંધ વિષય છે. એ રીતે જ્ઞાનેંદ્રિઓ, તેના દેવતા અને તેના વિષયો છે.

હવે કર્મેન્દ્રિય પંચકનું સ્પષ્ટિકરણ કરવામાં આવે છે. તે પણ એવી રીતે કે વાચા ઇંદ્રિય, અગ્નિ દેવતા અને વાણી વિષય છે. પાણી ઇંદ્રિય, ઇંદ્ર દેવતા અને તેનો લેવું દેવું એ વિષય છે. પાદેન્દ્રિયનો ઉપેન્દ્ર દેવતા અને તેનો જવું આવવું એ વિષય છે. પછી શિશ્નેન્દ્રિય તેનો પ્રજાપતિ દેવતા અને તેનો રતિભોગ એ વિષય છે. ગુદા ઇન્દ્રિયનો મૃત્યુ દેવતા અને તેનો વિષય મળ-ત્યાગ છે. એ રીતે પાંચ કર્મેન્દ્રિય પંચકના દેવતા અને તેના વિષયો ઉપર પ્રમાણે છે. હવે પાંચ વિષયોનું સ્પષ્ટીકરણ કહેવામાં આવે છે કે **આત્મશ્રેયસાધકે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચેને અનર્થનું મૂળ સમજી ત્યાગવા જેવા છે.**

હવે પાંચ ઉપપ્રાણ પંચકનું સ્પષ્ટીકરણ કરવામાં આવે છે. તે એવું કે નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય એવા પાંચ તેમાં ક્રિયા પણ રહેલી છે. તે એવી કે નાગથી ઓડકાર આવે છે, કૂર્મથી આંખો મીંચાય અને ઉઘડે છે, કૃકલથી છીંક આવે છે, દેવદત્તથી બગાસું આવે છે અને ધનંજય મરણ થયા પછી શરીરને ફુલાવે છે, એ રીતે ઉપપ્રાણમાં ક્રિયા રહેલી છે. હવે તત્વોના ગુણોમાંથી તત્વો ઉત્પન્ન થાય છે, તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવે છે. તે એવું કે આકાશના સાત્વિક ભાગમાંથી પાંચ અંતઃકરણો અને

પાંચ જ્ઞાનેંદ્રિયો પ્રગટ થાય છે. રાજસ ભાગમાંથી પાંચ વાયુ અને પાંચ કર્મેન્દ્રિયો પ્રગટ થાય છે. અને આકાશના તામસ ભાગમાંથી પાંચ વિષયો પ્રગટ થાય છે. એ રીતે તત્વોના ગુણોમાંથી તત્વો ઉત્પન્ન થાય છે.

હવે સ્થુલનાં તત્વોની સમજુતિ આપવામાં આવે છે. તે એવી જે પ્રથમ આકાશનાં કામ, ક્રોધ, શોક, મોહ અને ભય એ પાંચ. પછી વાયુનાં ચલન, વલન, ધાવન, આકુચન અને પ્રસારણ એ પાંચ છે. પછી તેજનાં ક્ષુધા, તૃષા, આળસ, નિદ્રા અને કાંતિ એ પાંચ છે. પછી અપનાં શુક્ર, શોણિત, લાળ, મૂત્ર અને સ્વેદ એવાં પાંચ છે. પછી પૃથ્વીનાં અસ્થિ, માંસ, ત્વચા, નાડી અને રોમ એ પાંચ છે. એ રીતે સ્થુલનાં પાંચ પંચકની ગણના કરી છે.

હવે ત્રિપુટીની સમજ આપવામાં આવે છે. તે એમ કે આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એવા ત્રણ વર્ગો છે, તેને ત્રિપુટી કહે છે. તે એ ત્રણે એકત્ર મળ્યા સિવાય કોઇ પ્રકારની ક્રિયા થઇ શકતી નથી. જેમકે મન છે તે અધ્યાત્મ; તેનો દેવતા અધિદૈવ અને તેનો વિષય અધિભૂત. એ પ્રમાણે અંતઃકરણ તથા ઇંદ્રિયોનું સમજી લેવું. હવે સમગ્ર તત્વોનું નિરાકરણ કરવામાં આવે છે. તે એમ કે આ સૃષ્ટીમાં એવો કોઈ જોવામાં નથી કે તત્વોની સંખ્યા કાઢી શકે. કેમકે એક બીજામાં લોપ કરવાથી ન્યુન અને લોપ નહિ કરવાથી અધિક થાય છે. જેમકે જળ અને પૃથ્વી મિશ્ર હોય છે છતાં જુદાં ગણનારને બે થાય છે અને ભેગાં ગણનારને એક થાય છે. એવા કારણથી અધિક ન્યુન થઈ જાય છે. એથી સાચી સંખ્યા જડી આવે તેમ નથી. જોઇએ છીએ તો ઋગ્વેદમાં તેત્રીસ ગણેલાં છે, યજુર્વેદમાં ત્રેતાળીસ ગણેલાં છે, સામવેદમાં ઓગણીસ ગણેલાં છે, અથર્વવેદમાં ત્રણ ગણેલાં છે અને શ્વેતાશ્વતર ઉપનિષદમાં પંદર ગણેલાં છે. એ સિવાય કેટલાક નવ, કેટલાક પાંચ, કેટલાક સાત, કેટલાક અગીઆર, કેટલાક સત્તર, અને કેટલાક તેરની સંખ્યા આપે છે. એવી જુદીજુદી સંખ્યા જોઇ ઉપરના કહેલા કારણથી અમને તેની શંકા નથી. કેમકે એ સર્વનો મત અમાન્ય કરવા જેવો નથી, પણ અમારા અનુભવ પ્રમાણે તો આ ગહન રચના રૂપ વિશ્વ બધું તત્વ રૂપજ છે. કારણ કે તત્વોથી વ્યષ્ટિ રૂપ શરીરો અને સમષ્ટિ રૂપ જગત, સ્તંબથી તે બ્રહ્મ પર્યંત તત્વો સિવાય કાંઇ છે નહિ. તત્વો વિષે ઘણા જનોની માન્યતા એવી છે કે તે જડ છે. પણ અમારી એવી નથી. શાથી કે અમારા મૂળ સ્વરૂપ રૂપી પરબ્રહ્મ પરમાત્મા અવકાશ એટલે નિવૃત્તિ રૂપ મહા તત્વમાંથી આકાશ આદિ પંચ મહાભૂતોની સંતતિ રૂપ તત્વોએ કરી રચાએલું છે. તે જેમ સૂર્યનું પ્રતિબિંબ કાચ ઉપર

પડે, અને કાચનું પ્રતિબિંબ ભીંત પર પડે તેમ અમારા મૂળ સ્વરૂપનું પ્રતિબિંબ મહેશ્વર પર પડી તેમનું પ્રતિબિંબ માયા રૂપ જગત પર પડયું છે. તેથી સમગ્ર જગત ચૈતન્યમય છે. ભલે ને જગત પ્રતિબિંબનું પ્રતિબિંબ છે તો પણ તેમાં પરબ્રહ્મ પરમાત્માનું વ્યાપકપણું છે. અને જો તેમ ન માનીએ તો જગતના બીજ રૂપ મહાતત્વમાં વ્યાપકપણાનો મોટો બાધ આવે, માટે સઘળું વિશ્વ ચૈતન્યમય છે. હવે સજાતિય વિજાતિય વિષે વિવેચન કરવામાં આવે છે. તે એવું કે આ દર્શાતું જગત તત્વોથી રચાયું છે અને તત્વો માયામય છે કેમકે તેઓ અચેતન છતાં પરબ્રહ્મ પરમાત્માની સત્તા વડે ચેતન રૂપ થઇ તત્વો રૂપે અત્યંત સ્વરૂપે થઈ વિશ્વની રચના રચાએલ છે, તો પણ ઘણા પ્રકારના સુવર્ણના ઘાટ સોની લોકો ઘડે છે. વળી કુંભાર ઘણા પ્રકારનાં પાત્રો ઘડે છે, છતાં સોનાના ઘાટમાં સોનું અને મૃત્તિકાના પાત્રમાં માટી ઉપાદાન કારણ હોય છે. છતાં સોની સિવાય ઘાટ અને કુંભાર સિવાય પાત્ર બની આવે નહિ; તેમ માયામય જગત રચવામાં કારણ રૂપ મહેશ્વરની અપેક્ષા છે, તેમ છતાં અમારા મત પ્રમાણે જગતનું, ઉપાદાન કારણ માયા અને કારણ રૂપ મહેશ્વર છે. એ બંનેના ઉપાદાનનું ઉપાદાન અને કારણનું કારણ વિશ્વ મૂળ બીજ રૂપે પરબ્રહ્મ પરમાત્મા છે. અને જ્યારે એમજ છે ત્યારે સજાતિય વિજાતિયનો ભેદ કયાં રહ્યો અર્થાત્ છેજ નહિ. એવું નિસંશય સમજી અમે એવા અહિત કરનાર ભેદને સંગ્રહ્યો નથી પણ '**सर्वं खल्विदं ब्रह्म**' એટલે સઘળું વિશ્વ પરબ્રહ્મ પરમાત્મા રૂપ છે, એટલું સમજીને શાંત થયા છીએ.



# લય પ્રકરણ

કોઇ અમને એમ પૂછતા હો કે આ સ્થળે જગદોત્પત્તિ જણાવવી જોઇએ તેમ છતાં લય પ્રકરણ પ્રથમ દર્શાવવાનુ કારણ શું છે? તેના પ્રત્યુત્તરમાં અમારૂં કહેવું એ છે કે આ ગ્રંથનો સાચો હેતુ પરબ્રહ્મ પરમાત્મા દર્શાવવાનો છે. તેથી લય પ્રકરણ લખવામાં ન આવે તો મહાતત્વ કોણ અને કેવું છે એ યથાર્થ સમજવામાં આવે નહિ માટે તેને લખવાની ખાસ જરૂર છે.

જેમ કોઇ એક પાત્રનો ગંજ છે તેમાં મોટું પાત્ર કયું છે તે એમને એમ સમજી શકાય નહિ. પણ જો એ ગંજને વિખેરી નાખી પુઃન ગોઠવવામાં આવે અને જે પાત્ર કોઈ પાત્રમાં સમાય નહિ તેવું નજર તળે આવે ત્યારે આ મોટું છે એમ સમજાય તેમ પ્રથમ લય કરવામાં આવે અને સઘળું જગત લય થતાં જેમાં સમાવેશ થઈ જાય અને જેનો લય નહિ થતાં, જેનો સમાવેશ કોઇમાં થતો નથી એ પરબ્રહ્મ પરમાત્મા છે એ સમજવાને માટે અત્રે લખવાની ખાસ અગત્ય છે. હવે આ વિશ્વનો લય કેવી રીતે થાય છે તે અત્રે દર્શાવવામાં આવે છે.

આ વિષે કંઇક જનોનું કહેવું થાય છે કે જગતનો નાશ થાય છે છતાં અમારા મત પ્રમાણે તેનો નાશ થતો નથી. કારણકે જેનો નાશ થતો હોય તે વસ્તુ પુનઃ ઉદય થઇ શકે નહિ માટે નાશ થતો નથી. પણ જેમ સમુદ્રમાંથી તરંગો કોઇ વખત કાંઠામાં અને કોઈ વખત કાંઠાની બહાર હોય છે, તેમ પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપમાંથી જગત પ્રગટ થાય છે અને પાછું રૂપાંતરમાં જઇ તેમાં લય થાય છે એટલે રૂપાંતર થાય છે. પરંતુ નાશ થતો નથી. કહેશો કે રૂપાંતર કેવા સ્વરૂપમાં અને લય કેવી રીતે થાય છે? તેના ઉત્તરમા આ વિશ્વ પ્રથમ શાશ્વત કલ્પના પ્રારંભમાં પ્રગટ થયું હતું. અને એ કલ્પના અંતમાં તેનો લય પણ થઇ ગયો હતો તેની મધ્યમાં પોતાના ગુણને આવેશે કરીને કરેલા કર્મોનો ભોગ કરવા સારૂ જગતના હજારો ઉંચ નીચ અવતારો થઈ ગયા હતા અને તેના અંતમાં લય પામ્યા. તેમ છતાં પાછો કલ્પ બદલાયો ત્યારે પણ એમજ થયું હતું. એ રીતે કલ્પના પ્રારંભમાં જગતનું ઉદય થવું અને અંતમાં લય થવું એવો એ સૃષ્ટિનો ક્રમ બંધાયલો છે તેથી તેમ થયા કરે છે. છતાં ગયા કલ્પના અંતમાં પણ તેવોજ બનાવ બન્યો હતો. પૂછશો કે કેવી રીતનો બનાવ બન્યો હતો? તો તેના પ્રત્યુત્તરમાં તે બનાવ એવો કે

અત્યારે જેવું જગત જોવામાં આવે છે એવી હાલતમાં ગયા કલ્પના અંતમાં પણ હતું. અને તે સર્વ સર્વના કાર્યમાં ગુંથાએલું છતાં ધીમે ધીમે સૂર્યનું આકર્ષણ વધવા લાગ્યું. છતાં તે પહેલાં વરસાદની બુંદ સો વર્ષથી પડતી પણ ન હતી. તેથી શુષ્ક દશામાં આવી ગયેલું જગત સૂર્યનું આકર્ષણ વધવાથી આકળવિકળ થવા લાગ્યું, અને જેમ જેમ સૂર્ય કળાએ કરી વધતો ગયો તેમ તેમ જગત અતિશય હેરાન થવા લાગ્યું. તે એટલા લગી કે જીવોએ કોઇ સ્થળે રહી શકાયું નહિ. ગુફા ગેહો પણ તપી ગયાં. પછી જીવોએ પ્રાણ તજવા માંડયા. એમ વૃક્ષાદિનો પણ નાશ થવા લાગ્યો, અને પશુ પક્ષી આદિ કિટ, પતંગોની પણ માઠી દશા થઈ પડી. પછી સૂર્ય સોળ કળાએ કરી સંપૂર્ણ તપ્યો એટલે તો કાષ્ટોમાંથી ધુમાડા જેવી વરાળ છુટવા લાગી. પછી પાતાળમાંથી શેષના મુખની જ્વાળાએ કરી જેમ ચુલા પરની તાવડી તપે તેમ પૃથ્વી તપવા લાગી. પછી પૃથ્વી ફોડી જ્વાળા બહાર આવી એટલે વાયુનો અત્યંત શોષ થવા લાગ્યો, અને તે ઓગણપચાસ રૂપે પોતાની સત્તા ચલાવવા લાગ્યા. તે એવી કે દશે દિશામાં અગ્નિ ફેલાઈ ગયો, તે સમયે ધૂમ્રથી બળતી જ્વાળા પણ ન દેખાય તેવો અંધકોટ થઇ રહ્યો. પછીથી અગ્નિ એટલો બધો પ્રબળ થયો કે જેમ સમગ્ર વિશ્વની હુતાશનિ બળતી ન હોય! તેમ દેખાવા લાગ્યું. એ રીતે સમગ્ર વિશ્વ અને સ્વર્ગ આદિ ત્રણે ભુવનના નિવાસીઓની એકજ ગતિ થઈ ગઇ. પછી બારે મેઘ, વિજળી આદિ સાધનો સાથે હાથીની સૂંઢની પ્રમાણે ધારાઓથી વરસવા લાગ્યો એટલે પૃથ્વી સજળ થવા લાગી. તે એટલે સુધી કે સમુદ્રો પણ જળ સહન કરી શકયા નહિ, અને મર્યાદા મૂકી એક બીજાને મળવા દોડયા. પ્રથમ સોવર્ષ સુધી અનાવૃષ્ટિ રહી અને સૂર્ય તપ્યો. તે પછી સો વર્ષ સુધી વરસાદ વરસ્યો એટલે તો લોકાલોક આદિ એક સૂર્ય સિવાય પ્રથમ ભસ્મિભૂત થઈ. પછી જળના કોપથી બોળાઇ ગયું. તે એટલા સુધી કે વિશ્વની એંધાણી સરખી પણ જણાવા લાગી નહિ. જે વખતે જળમય જગત થઈ ગયું તે વખતે જીવોની કોણ ગતિ થઇ એમ કોઇ અમને પૂછો તો તેના ઉત્તરમાં સર્વ સર્વના કર્મો સાથે અણું સમાન થઇ જઇ આકાશમાં ભમવા લાગ્યા. પછી માયાએ જેમ ચમક લોહને ખેંચે તેમ જીવોને ખેંચવા માંડયા એટલે તે જીવો માયાના ઉદરમાં પ્રવેશ કરવા લાગ્યા. તે સમયે જેમ હેરોયામાં રજ ઉડતી જણાય તેવા રૂપમાં જીવો જણાવા લાગ્યા. પૂછશો કે જીવોના સમુહ કેવી રીતે બંધાયા અને માયાના ઉદરમાં પ્રવેશ્યા તેનું સ્પષ્ટીકરણ થવું જોઇએ. એ પ્રશ્નના ઉત્તરમાં એમ છે કે જેટલા સત્વગુણ પ્રધાન જીવો હતા તે સત્વગુણ રૂપ વિષ્ણુ સમુહ

માયામાં સમાયા. તેમ દેવો પણ સત્વગુણ પ્રધાન હોવાથી પોતાના ભોગના શેષ રહેલા પુન્યની સાથે તે પણ વિષ્ણુ સમુહમાં થઈ માયાના ઉદરમાં સમાઇ ગયા. અને જે રજોગુણી જીવો જેટલા હતા તે સર્વે રજોગુણ રૂપ બ્રહ્મામાં લય પામી તેઓ બ્રહ્મસ્વરૂપ રૂપે માયામાં લય પામ્યા. અને જે તામસ ગુણ પ્રધાન જીવો તે તામસ ગુણરૂપ એકાદશ રૂપે રૂદ્ર હતા તે એક રૂપે થઈ રહેલા તેના સ્વરૂપમાં લીન થયા. છતાં તે પણ રૂદ્ર સમૂહ રૂપે માયાના ઉદરમાં સમાયા. હવે જે જેમાંથી પ્રગટ થયું હતું તેનો તેમાં સમાસ થતાં સમુહ બંધાયા તે નીચે પ્રમાણે કહેવામાં આવે છે. તે એમ જે તારા ચંદ્રમાં, ચંદ્ર સૂર્યમાં, સૂર્ય તેજમાં અને તેજ વાયુમાં સમાઈને રહ્યા. પછી એકદમ પૃથ્વીનો ગંધ વાયુએ હરી લીધો, એટલે પૃથ્વી જળ રૂપ થઈ ગઇ. પછી વાયુએ જળના રસને હરી લીધો, એટલે જળ તેજ રૂપે જણાવા લાગ્યું. પછી જે પ્રલયકાળનું તેજ એ તેજે તેજને હરી લીધું, એટલે એ તેજ વાયુમાં લય પામ્યું. પછી આકાશે વાયુના સ્પર્શને હરી લીધો, એટલે વાયુ આકાશમાં લય પામ્યો. તે પછી કાળે આકાશના ગુણને હરી લીધો એટલે આકાશ તામસમાં લય પામ્યું, ઇન્દ્રિયો, તેનાં પ્રેરક અંતઃકરણ અને તેના દેવતા સાથે વિષયો એ સર્વે અહંકારમાં લય પામ્યાં. પછી અહંકાર ત્રણ ગુણવાળો હોવાથી ત્રણે ગુણનાં કાર્ય સાથે મહત્વમાં લય પામ્યાં. પછી મહત્તત્વ પણ પ્રકૃતિમાં લય પામી ગયું. એ રીતે જગત માયામય હોવાથી માયામાં લય થયુ. અને માયાકોષ કહેવામાં આવે છે. અને એ કોષ પરબ્રહ્મ પરમાત્મામાં લય થાય છે ત્યારે તેને વિશ્વકોષ કહેવામાં આવે છે, અથવા તો અંડકોષ પણ કહે છે.

ઉપરના કહેવા પ્રમાણે સમગ્ર વિશ્વનું રૂપાંતર થઇ સર્વ સર્વના ઉત્પત્તિ સ્થાનમાં વિરામી ગયું. એ સમયે ફક્ત કાળ સ્વરૂપ એક પરબ્રહ્મ પરમાત્મા રૂપાંતર રહિત હતા. બાકીનું સર્વ રૂપાંતર પામી લયની ગતિને પામ્યું હતું. તે સમયે પ્રકૃતિનું કાર્ય સિદ્ધ થઇ રહ્યું કે નહિ! એમ વિચારી કાળપુરૂષે જળ ઉપર દ્દષ્ટિ કરી તો મનુષ્ય, પશુ, પક્ષી, કિટ અને પતંગ તેમાંના કોઇ જીવો કે ગુણ ચૈતન્યમાં વૃક્ષ પાષાણ એમાંનું કંઇ જોવામાં આવ્યું નહિ. ફક્ત પોતે એકજ રહેલા જોઇ કાળરૂપ પ્રસન્ન થઇ પોતાના મૂળ સ્વરૂપને ધારણ કરી યોગ્ય સમાધિમાં વિશ્રાંતિ લઇ પોતે પોઢી ગયા; એ પ્રમાણે જગતનું રૂપાંતર થાય છે.

# જગદોત્પત્તિ



વર્તમાનમાં જગતની ઉત્પત્તિ વિષે મતમતાંતર ઘણા ચાલી રહ્યા છે. તે એવા કે, કંઈકિનું કહેવું એવું થાય છે કે જેમ ચમક અને લોહ એ જડ છે, છતાં એક બીજાનો સંબંધ કરે છે, તેમ તત્વો પણ જડ છતાં, એક બીજાના આકર્ષણે કરી એકત્ર થાય છે અને જ્યાં પંચ તત્વ એકત્ર હોય, ત્યાં છઠ્ઠું જીવ તત્વ સ્વાભાવિક હોય છે. એવો ક્રમ બંધાયલો છે, તેથી તેમાં તેના કર્તાનો અભાવ છે અર્થાત્ જગતનો કર્તા નથી. કોઈ કહે છે કે નારાયણની નાભિથી કમળ પ્રગટ થઈ તેમાં બ્રહ્મા પ્રગટ થાય છે અને તે રચે છે. કેટલાક એમ પણ કહે છે કે દક્ષ પ્રજાપતિએ રચ્યું, અને કેટલાક મનુથી મૈથુન સૃષ્ટિ થઇ છે એમ પણ કહે છે. તેમ કેટલાક પુરૂષ તથા પ્રકૃતિથી થયું એમ પણ કહે છે. વળી કોઇ શિવ શક્તિથી, કોઇકોઈ કર્મોથી અને કોઈ અનાદિનું પણ કહે છે. તેમાં કંઈક જનોનું કહેવું એમ પણ થાય છે કે એ તો માયામાં પરબ્રહ્મ પરમાત્માનું પ્રતિબિંબ પડેલું છે, અને કંઈકિનું કહેવું એ તો પરબ્રહ્મ પરમાત્મા અને માયાનો વિલાસ છે. કેટલાક શક્તિનું નામ લે છે અને કેટલાક અનાયાસે થયું માને છે. એ પ્રમાણે અનેક મતમતાંતરો સાંભળવામાં આવે છે. તેમાં કયો મત સાચો છે એ ઘણાખરા જનોના સમજવામાં આવતો નથી, તેથી તે શંકાશીલ રહે છે. પણ એવી શંકા અમારા મનમાં નથી. કેમકે એ સર્વેનું જે જે મતો પર રહી કહેવું થયું છે, તે એ સર્વેના મતને અધ્યાત્મ રીતે એકત્ર કરતાં નહિ આવડવાથી શંકાશીલ રહે છે. પણ અમે તેને એકત્ર કરી શકીએ તેમ છીએ. તેથી અમે લેશ માત્ર શંકાશીલ નથી. ખરી રીતે જોતાં એમાંથી કોઇનો મત નકાર કરવા જેવો નથી. શાથી કે તેઓ સૃષ્ટિ ક્રમમાંથી એકએક અંગ પર રહીને વદેલા છે, છતાં એ સર્વેના અંગો રૂપી મતો એકત્ર કરવામાં આવે તોજ જગતની ઉત્પત્તિ થઈ શકે તેમ છે. નહિ તો થવી અત્યંત દુર્લભ થઇ પડે એમ છે. પણ જગત કેવી રીતે પ્રગટ થયું છે તે વિષે, જેવી રીતે થયું છે તેવી રીતે અમો સત્યને સિંહાસને ચઢી અત્રે જણાવી આપીએ છીએ. તે એમ કે જે નિવૃત્તિનું સ્થાન એટલે અવકાશ કહેવામાં આવે છે, એ સ્થાનમાં અંડના આકારે અત્યંત તેજથી ભરેલો એક ગોળો હોય છે. તેને અંડકોષ કહેવામાં આવે છે. એ અંડકોશમાંથી જેમ સમુદ્રમાંથી તરંગો પ્રગટ થઈ પાછા સમુદ્રમાં વિલિન થઇ જાય છે તેમ એ અંડકોષમાંથી અત્યંત બ્રહ્માંડો અને અત્યંત

સૃષ્ટિઓ પ્રગટ થઇ પાછી તેમાં સમાય છે. તેથી તેને વિશ્વના બીજ રૂપ પરબ્રહ્મ પરમાત્માની અકર્તા રૂપે ઉપમા આપેલી છે. કહેશો કે તેમાંથી કેવી રીતે ઉદ્દ્ભવે છે? તેના પ્રત્યુત્તરમાં એમ છે કે એ અંડકોષમાંથી અર્ધું સ્વરૂપ સ્ત્રીનું અને અર્ધું પુરૂષનું એવું એક અત્યંત તેજસ્વી અને સમજી ન શકાય એવું સ્વરૂપ પ્રગટ થાય છે. તેને ગણપતિ, મહેશ્વર, કર્તા, ઈશ્વિર, સાત્વિક અહંકાર, શિવ, પુરૂષ અને ચૈતન્ય એવાં ઘણાં નામોની ઉપમા આપવામાં આવી છે. તે જેમ કુંભારે ઘડો કર્યો નથી તે પહેલાં તેના શરીરમાં (મનમાં કલ્પના રૂપે) હોય છે તેમ જગત રચાયું ન હોય તે પહેલાં શક્તિ ચૈતન્યના સ્વરૂપમાં હોય છે કહેશો કે તે કેવી રીતે પ્રગટ થાય છે? તેના ઉત્તરમાં પ્રથમ શાશ્વત કલ્પના પ્રારંભને વિષે નહિતો સ્ત્રી વા પુરૂષ એવું અત્યંત તેજવાળું સ્વરૂપ પ્રગટ થએલું તે યુગલ સ્વરૂપમાં હતું છતાં તેનાં બે સ્વરૂપ દર્શાવ્યાં. તેમાં પુરૂષ ચેતનમય અને સ્ત્રીનું સ્વરૂપ અચેતનમય હોવાથી શબવત્ થઇ પડયું. એટલે પુરૂષે પોતાની ચૈતન્ય શક્તિ વડે તેને સચેતન કર્યું એટલે તે ચેતનવાળું થઈ ગયું. એ પ્રમાણે શક્તિ–ચૈતન્ય છુટાં પાડવાથી પુરૂષ પ્રકૃતિ નામ પડયું પછી પુરૂષે પ્રકૃતિ પ્રત્યે કહ્યું કે મારે બહુરૂપ થવાની અપેક્ષા છે અર્થાત્ વિશ્વની રચના રચવી છે. માટે વચમાં નિમિત્ત પ્રગટ કરવાની જરૂર છે તેને તું પ્રગટ કરી શકીશ. કેમકે તારા ઉદરમાં સમસ્ત જગત રહેલું છે એટલું કહી પુરૂષ અંતર્ધ્યાન થયો. પછી પ્રકૃતિના સ્વરૂપમાંથી ત્રણ જોડકાં એટલે અર્ધું સ્ત્રીનું અને અર્ધું પુરૂષનું એવાં સ્વરૂપ પ્રગટ થયા પછી તેને છુટાં પાડી એ મૂળ પ્રકૃતિ પણ અંતર્ધ્યાન થઇ ગઇ પછી એ ત્રણે જોડકાં અન્યોઅન્ય વિચાર કરવા લાગ્યાં કે આ સ્થાનકે કોઇ છે નહિ ત્યારે આપણને પ્રગટ કરનાર કોણ હશે? એવી ચિંતા કરતાં કરતાં કેટલીક મુદ્દત વીતી ગઇ. પછી એ ત્રણે જોડકાં પોતાના કર્તાને જોવા, જાણવાની અપેક્ષાની ચિંતામાં રહેતાં છતાં તેમના સાંભળવામાં આકાશવાણી આવી. તે એવી કે "તપકુરૂ, તપકુરૂ" તે સાંભળી એ ત્રણે જોડકાંએ તપ આરંભ્યું. તેને સો વર્ષ જતાં રહ્યાં અને ઇષ્ટનું આરાધન કર્યું. પછી તપનો અંત સમજી પુરૂષ રૂપ મહેશ્વર અને પ્રકૃતિ રૂપ મૂળમાયા એ ત્રણે જોડકાંનાં તપમાં પ્રગટ થઇ તેમને જગાડી કહ્યું કે તમારી શી ઇચ્છા છે? ત્યારે એ જોડકે કહ્યું કે પ્રથમ તો અમે કોણ છીએ? અમને પ્રગટ કરનાર કોણ? અને કયા કારણથી અમને પ્રગટ કર્યાં? તેમ અમારાં નામ શાં છે? છતાં અમારા ઉપર શી આજ્ઞા છે? એ સિવાય અમારે કોઇ પ્રકારની અપેક્ષા નથી. એટલું સાંભળી મહેશ્વરે કહ્યું કે તમે ત્રણે ગુણો છો અને તમને પ્રગટ કરનાર આ પ્રકૃતિ અને હું પુરૂષ છું. એવું કહી

મહેશ્વરે એ જોડકાંને છૂટાં પાડી તેમનાં નામ વિધાન કર્યાં. તે એવાં કે રજો-ગુણરૂપ તમારૂં નામ બ્રહ્મા, અને તમારા સંમેલનમાં રહેલી આ સ્ત્રી તેનું નામ સાવિત્રી છે. પછી બીજા જોડકાને છુટું પાડી કહ્યું કે તમારૂ નામ સત્વ-ગુણ રૂપ વિષ્ણું છે, અને તમારા સંમેલનમાં રહેલી સ્ત્રીનું નામ લક્ષ્મી છે. પછી ત્રીજા જોડકાને છુટું પાડી કહ્યું કે તામસગુણ રૂપ તમારૂં નામ રૂદ્ર છે, અને તમારા સંમેલન સાથે રહેલી સ્ત્રીનું નામ રૂદ્રાણી છે. એ પ્રમાણે તમારાં નામ વિધાન છે. અને અમારી આજ્ઞા એ કે તમો સૃષ્ટી રચો તેવા કારણથી તમને પ્રગટ કર્યાં છે. પણ સત્વ ગુણરૂપ વિષ્ણુ અને તમો ગુણ રૂપ રૂદ્ર એ બંનેમાંથી કોઇ રચી શકશો નહિ પણ રજોગુણરૂપ બ્રહ્માથી રચી શકાશે; કેમકે એ રજોગુણનું કામ છે. અને તમને બન્નેને અમારી આજ્ઞા છેકે બ્રહ્મા સૃષ્ટિ રચે તેમાં તમારે મદદ કરવી. વળી હે બ્રહ્મા! 'તમને વિશેષે કરીને કહેવાનું છે કે તમો સૃષ્ટી રચો. કેમકે તમો અત્યારે નવી રચશો તેમ નથી. પરંતુ કલ્પે કલ્પે રચતા આવ્યા છો એનો અમને અનુભવ છે. છતાં રચો કહેવાનું કારણ એ છે કે એક સ્વપ્ન પર બીજું આવે ત્યારે પ્રથમનું આવેલું ભૂલી જવાય છે અને એક જન્મ મટી બીજો જન્મ થાય છે એટલે પહેલા જન્મની વાત સાંભરતી નથી. તેમ તમારો પણ પુનર્જન્મ થયો છે. તેથી ગયા કલ્પની કૃતિ આ કલ્પમાં ન સાંભરે એ સૃષ્ટિક્રમનો સ્વભાવ છે; માટે સંભારી આપવાની અને આજ્ઞા કરવાની અમારે ફરજ પડી છે. બ્રહ્મા કહે છે, કે હે પ્રભુ! સૃષ્ટિ રચવાના કામમાં મને દોરો છો છતાં કોઈ પ્રકારે હું અમુઝાઉં ત્યારે મારે શું કરવું? મહેશ્વર કહે છે કે એ કામમાં કોઇ રીતે તમો મુંઝાઓ તે વખતે મને સંભારજો એટલે હું પ્રગટ થઇશ. અને તેમાં જે સાધનની જરૂર પડશે તે સાધન તમને મેળવી આપીશ. એટલું કહી મહેશ્વર અને મહેશ્વરી એ બેઉ અંતર્ધ્યાન થઇ ગયાં.

પછી કેટલીક મુદત ગયા બાદ મહેશ્વરના વચનને યાદ લાવી સૃષ્ટિ કેવી અને કઇ રીતે રચવી તેની મનમાં ગોઠવણી કરતા છતા છાસઠ ફેરા ગોઠવણી કરી અને ભાગી નાખી. તેમાંથી શકિતરૂપે છાસઠ શકિતઓ માનસિક છાયા-રૂપે પ્રગટ થઇ. પછી તે શકિતઓ બ્રહ્મા સન્મુખ ઉભી રહી હાથ જોડી સ્તુતિ કરવા લાગી. એટલે બ્રહ્માએ કહ્યું કે 'તમે કોણ છો'? ત્યારે તેઓ બોલી કે હે બ્રહ્મા! અમે તમારા મનની ઉર્વાઓ છીએ, છતાં તમો આજ્ઞા કરો તેને અનુસરવા અમે તત્પર છીએ. તે સાંભળી બ્રહ્માએ કહ્યું કે મારા ઇષ્ટે મને સૃષ્ટિ રચવાની આજ્ઞા કીધી છે. પણ તેમાં ગમ પડતી નથી કે કેવી અને કઈ રીતે રચવી? ત્યારે તેમાંની જયા નામે જયેષ્ઠ ઉર્વા બોલી કે મહારાજ! તમે

એક પ્રતાપી પુત્ર ઉત્પન્ન કરો અને તે એવો કે તે સર્વજ્ઞતાને પહોંચેલો હોય, એવો તત્વજ્ઞાની અને તમારી આજ્ઞાનો લોપ કરે નહિ તેવો પ્રગટ કરો. એ પ્રકારે માહામાયા રૂપ પ્રધાન ઉર્વાનું વચન સાંભળી બ્રહ્માએ *ઉત્સંગી પુત્ર પ્રગટ કર્યો. અને તેને કહ્યું કે તમારૂં નામ નારદ છે અને સૃષ્ટિ રચવાનું કામ કરવાનું છે. અમારી આજ્ઞા એ છે કે તમો તપ કરવા જાઓ! તે સાંભળી પોતાના પિતાને નમસ્કાર કરી તપ કરવા ગયા. પછી તપની સમાપ્તિ કરી સર્વજ્ઞતાને પામી સબળ થયેલા એવા નારદ બ્રહ્મા પાસે આવ્યા. તેને જોઇ બ્રહ્મા પ્રસન્ન થઇને બોલ્યા હે પુત્ર! તમે મારી આજ્ઞા પાળી, તપની સમાપ્તિ કરી મારી પાસે આવ્યા તે બહુ ભલું થયું. હવે તમને આજ્ઞા કરૂં છું કે તમો સૃષ્ટિ રચો ને જે કારણથી મેં તમને પ્રગટ કર્યા છે તેને અનુસરો.

એ વાત સાંભળી નારદને ગ્લાનિ ઉત્પન્ન થઇ અને વિચાર કરતાં સમજાયું કે સૃષ્ટિ રચવી એ અત્યંત દોષયુકત છે. એવું તત્વજ્ઞાનથી વિચારી પિતાના વચનનો લોપ કરી નારદ નાશી ગયા. પછી બ્રહ્માએ તે પુત્રની દરકાર નહિ રાખતાં સનકાદિક એટલે અંગિભુતં, ચાર પુરૂષો ઉત્પન્ન કર્યા. તે પુરૂષો બ્રહ્માની સ્તુતિ કરતા છતા બ્રહ્માને કહેવા લાગ્યા કે અમને ઉત્પન્ન કરવાનું કારણ શું? ઉત્પન્ન કોણે કર્યા? અને અમને આજ્ઞા શી છે? એટલે બ્રહ્મા બોલ્યા કે તમારાં નામ સનકાદિ, સનત્કુમાર, સનત્સુજાત અને સનતનંદન એવાં છે. તમને પ્રગટ કરનાર હું બ્રહ્મા છું, સૃષ્ટિ રચવાને માટે તમને પ્રગટ કર્યા છે. અને તમે તપ કરો એ અમારી આજ્ઞા છે. પછી એ ચારે પુરૂષો તપશ્ચર્યા કરવા ગયા. તપના અંત સમયે ફરતા ફરતા નારદ ત્યાં ગયા અને સનકાદિકોને તપ કરતા જોઇ કહ્યું કે તમો તપ શા માટે કરો છો? તે વારે તે પુત્રો બોલ્યા કે અમારા પિતાએ સૃષ્ટિ રચવાના અર્થે તપ કરવા મોકલ્યા છે. તે સાંભળી નારદે તેમને એવો બોધ કર્યો કે સૃષ્ટિ રચવી એ આપણો સ્વધર્મ નથી કેમકે એ કામ ઘણું દોષ ભરેલું છે. બ્રહ્મજ્ઞાન એ કલ્યાણકારી છે. તેને મૂકી સૃષ્ટિ રચવી એ ઠીક નથી. એવું તેમને દૃઢ કરાવી નારદ ત્યાંથી ચાલ્યા ગયા. પછી તે ચારે પુત્રો બ્રહ્માની પાસે ફરીને આવ્યા નહિ. તેથી બ્રહ્માને ચિંતા થઇ. તોપણ પછી બ્રહ્માએ પાછા દશ હજાર પુરૂષો પ્રગટ કરી તપશ્ચર્યા કરવા મોકલ્યા તે પણ નારદને બોધે કરી બ્રહ્મર્ષિની પદવીને પામી વિચરી ગયા, અને પાછા ન આવ્યા. ત્યારે બ્રહ્માએ નારદ ઉપર ક્રોધ કરીને શ્રાપ દીધો કે "સદા સર્વદા તમારી ચંચલ વૃત્તિ રહેજો. અને એક મુહૂર્ત પણ એક સ્થળે સ્થિરતાએ રહેશો નહિ". પછી બ્રહ્મા શોકાતુર થઇ વિચારવા લાગ્યા કે હવે શું કરવું!

---

* નારદ

એમ વિચારી એક અંગુષ્ટિ એટલે પોતાનું બીજું સ્વરૂપ ધારણ કર્યું. તેણે બ્રહ્મા પાસે આજ્ઞા માગી કે મને શી આજ્ઞા કરો છો? તે સમયે બ્રહ્માએ કહ્યું કે તમે મારૂં બીજું એક અંગ છો. અને તમને આજ્ઞા એ છે કે કર્મકાંડમાં તમારે કુશળ થઇને યજ્ઞાદિક કર્મોને અનુસરી તેના ફળ રહિત ક્રિયા કરવાનું તમારે કામ કરવું. એ અમારી આજ્ઞા છે. તમારૂં નામ દક્ષ છે છતાં સૃષ્ટિ રચવાને અર્થે તમારૂં પ્રગટ થવા પણું છે. પછી દક્ષ તે કામમાં પ્રવૃત્ત થયા. પ્રથમ દક્ષે પાછા પોતાના અંગીભૂત યજ્ઞના કાર્યને અર્થે છાસઠ પુરૂષો ઉત્પન્ન કર્યા. અર્થાત્ એટલાં રૂપ ધારણ કર્યાં. તેને દેવર્ષિઓની ઉપમા આપી અને જે બ્રહ્માના મનથી છાસઠ ઉર્વાઓ પ્રગટ થએલી હતી તે સ્પે દેવર્ષિઓને આપી. અને તે યાજ્ઞિક કર્મ કરવા લાગ્યા. હવે બ્રહ્માના પુત્ર નારદ, સનકાદિક અને દશસહસ્ત્ર. એ રીતે દશસહસ્ત્ર અને પાંચ પુરૂષો છે. તેમાં નારદ ભક્તિ પ્રધાન અને ચારે સનકાદિકો બોધ પ્રધાન અને દશહજાર તેઓની વ્યવસ્થા સાંભળો. તેમાંથી સાત પિતૃ રૂપે, તર્પણથી સંતુષ્ઠ થયા. તેત્રીશ દેવરૂપે ભોગ ભોગવવામાં સંતુષ્ટ થયા. અને એક સહસ્ત્ર બ્રહ્મપરાયણ રહેવામાં સંતુષ્ટ થયા. અને એકસઠ પુરૂષો સંકર્ષણની સેવાપરાયણ થયા. ત્રેતાળીશ નારાયણ સેવાપરાયણે સંતુષ્ટ થયા. એ રીતે એકસોને પિસ્તાળીસ પુરૂષોની વ્યવસ્થા કહી અને જે દશ સહસ્ત્રમાંથી શેષ રહેલા છે તેમાંથી એક સહસ્ત્ર ધ્યાન પરાયણ થયા અને એક સહસ્ત્ર દક્ષના યજ્ઞમાં દેવરૂપે થઈ યજ્ઞદ્રવ્યના ભોગમાં સંતુષ્ટ થયા. એ રીતે બેહજારને ત્રણસેં સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એવાં ત્રણે ભુવનોમાં સ્થિતિ કરીને રહ્યા અને જે સાત હજારને સાતસેં રહ્યા તેમાંથી પાંચ હજાર અને ચોરાશી પુરૂષો વાલખીલ્ય નામે તપસ્વીઓ થઇ ગયા, અને સાત હજાર સાતસેંમાંથી બાકીનાની વ્યવસ્થા આગળ ઉપર કહેવામાં આવશે.

એ પ્રમાણે બ્રહ્માની સૃષ્ટિ સર્વ સર્વના ધર્મકર્મમાં કુશળ હતી, અને દક્ષની પ્રજા યજ્ઞાદિક કર્મો કરવામાં કુશળ હતી. અર્થાત બ્રહ્માની જ્ઞાનમય સૃષ્ટિ અને દક્ષની કર્મમય સૃષ્ટિ તે તેના ધર્મકર્મને અનુસરતી છતી જેટલી રચવામાં આવી છે તેટલીને તેટલી રહી છે. પરંતુ તેમાં વધારો થયો નહિ. ત્યારે બ્રહ્માને ચિંતા થઈ કે તેમાં વધારો કેવી રીતે થઈ શકે? એમ વિચારી વળી એક મરિચી નામે પુત્ર પ્રકટ કર્યો. તે પુરૂષને તપ કરવા મોકલ્યો. તે તપ કરીને પાછો આવ્યા બાદ બ્રહ્માને નમસ્કાર કરી કહ્યું કે મને શી આજ્ઞા છે? પછી બ્રહ્માએ આજ્ઞા આપી કે તમો કર્મોપાસનામાં પ્રવૃત્ત થાઓ કે જેથી સૃષ્ટિનો વધારો થઇ શકે. તે એવો જે ફરી ફરીને રચવી ન પડે. પછી તે પુરૂષ કર્મોપાસનામાં એવા કુશળ થયો કે જેમાં મહેશ્વરને પ્રસન્ન થવું પડયું. કહેશો કે તે કેવી રીતે પ્રસન્ન થયા, અને તેથી શું ફળ પ્રાપ્ત થયું?

તેના પ્રત્યુત્તરમાં એવી રીતે પ્રસન્ન થયા કે આકાશવાણીમાં કહ્યું કે તું ચિંતા કરીશ નહિ. તારી અને તારા પિતાની ચિંતાનો નાશ કરવા સારૂ શિવ રૂપ સ્વયંભુ મનુ એટલે તારૂ તથા તારા પિતાનું જે મન તે રૂપે મનુ થોડા કાળમાં પ્રગટ થશે. અને તેની સૃષ્ટિ કહેવાશે. તેનો વધારો થશે. પરંતુ તારા પિતાની અને દક્ષની સૃષ્ટિનો વધારો થશે નહિ. એવી આકાશ વાણી સાંભળીને મરિચી પોતાના પિતા પ્રત્યે સુચના કરી કે થોડા કાળમાં તારી અને તારા પિતાની ચિંતા હરનાર પ્રગટ થશે. માટે આપણે ચિંતા કરવાનું કાંઈપણ કારણ નથી. કેટલોક કાળ વિત્યા બાદ મરિચી પોતાનું નિત્ય કર્મ કરતા હતા, તેવામાં અતિશય પ્રકાશવાળો અને જેના પ્રકાશથી કાંઈ સૂઝે નહિ એવો એક તેજનો ગોળો ઉતરી સન્મુખ આવી પડયો તે જોઈ મરિચી ભયભીત થઇ, પોતાના પિતા બ્રહ્માને કહ્યું કેઃ

"મહારાજ! મારા નિત્ય-કર્મ કરવાના સ્થાનમાં કાંઇક આશ્ચર્યવત્ આવી પડયું છે. તેને તમે જુઓ!" તે સાંભળી બ્રહ્માએ તે સ્થળે આવીને જોયું તો ફક્ત તેજનું બિંબજ જોયું, પણ કંઈ સમજાયું નહિ પછી જેમ ધ્યાનસ્થ થાય તેમ સ્થિર દ્રષ્ટિ કરી જોયું ત્યારે તેમાં દ્વિભૂજાવી એક પુરૂષ જોવામાં આવ્યો. એટલે બ્રહ્માએ તેની સ્તુતિ કરી, કે તરતજ તે પુરૂષ પ્રત્યક્ષ જોવામાં આવ્યો. એટલે બ્રહ્માને નિશ્ચય થયો કે આ પુરૂષ મારી ચિંતાનો નાશ અવશ્ય કરશે. એમાં સંશય નથી. પછી એ પ્રગટ થયેલા પુરૂષે પેલા ગોળાને સત્વર રજા આપી કે તમે મારા ઇષ્ટ છો કેમકે હું તમારામાંથી પ્રગટ થએલો છું છતાં આપને વિનંતિ કરૂંછું કે તમો આકાશમાં સ્થિત થઇને રહો. એટલે તરતજ તે તેજનું બિંબ આકાશમાં સ્થિર થઇને રહ્યું. તેને સૂર્યની ઉપમા આપી છે. ત્યાર પછી એ પ્રગટ થએલા પુરૂષે બ્રહ્મા પ્રતિ કહયું કે તમારા તથા મરિચીના મનની આકાંક્ષાથી તમારૂં કષ્ટ હરવાને માટે મારે સગુણ રૂપે પ્રગટ થવું પડયું છે. માટે હે બ્રહ્મા! તમારૂં જે કષ્ટ હોય તે અમને વિદિત કરો. ત્યારે બ્રહ્માએ કહ્યું કે મારી ચિંતાને તમે જાણો છો છતાં હે મનુ! તમે જયારે પૂછો છો તો ચિંતા એટલીજ કે, મારા ઇષ્ટિ મહેશ્વરે મને આજ્ઞા કરેલી કે તમો સૃષ્ટિ રચો તે આજ્ઞાને માન્ય કરી મેં કેટલીક સૃષ્ટી રચી છે, અને મારા અંગુષ્ટિ -દક્ષે પણ રચી છે. છતાં તેની તે છે. પણ તેનો બીલકુલ વધારો થતો નથી. તે સાંભળી મનુએ કહ્યું કે એમાં તમારી ચિંતા કરેલી નકામી છે. કેમકે તમારી તથા દક્ષની રચેલી પ્રજાનો વધારો કદી થાય નહિ. કેમકે તમારી બેઉની રચેલી સૃષ્ટિ બીજથી રચવામાં આવેલી નથી. પણ જયારે બીજથી રચવામાં આવશે ત્યારે વધારો થશે. તેનું કારણ એ કે બીજમાંથી બીજ થયા કરશે.

માટે મૈથુન સૃષ્ટિ રચવાની જરૂર છે. તે સાંભળી બ્રહ્માએ કહ્યું કે મૈથુન સૃષ્ટિ રચવામાં તો મહાન દોષ છે તે હું સારી રીતે સમજું છું. કારણ કે એ રજોગુણ પ્રધાન સિવાય રચી શકાતી નથી. અને રજોગુણને આવરણે કરી જનો ભોગેચ્છાવાળા થઇ રોગના ભોકતા થવાથી અત્યંત કષ્ટ બોજામાં આવી પડે તેમ છે. વળી રજોગુણમાં અહં મમનું પ્રધાનપણું હોય છે. તેણે કરીને તે અનંત કાળ સુધી પોતાના ઉત્પત્તિ સ્થાનને પણ જોઇ શકશે નહિ. માટે મૈથુન સૃષ્ટિ રચવા વિષે મારો મત નથી. જયારે પશુ રાખીને, જળ, ખડ, સ્હોત રાખીએ અને તેથી તે કષ્ટિત થાય છે. તેમ પ્રજા ઉત્પન્ન કરી તેનું પાલન ન થઇ શકે અને તેના સુખનાં સાધન પુરાં પાડી ન શકાય તો સંપૂર્ણ દોષનાં ભાગી ગણાઇએ માટે તેવી રચવા પર મારૂં લક્ષ નથી.

એ પ્રકારનાં બ્રહ્માનાં વચન સાંભળીને મનુએ કહ્યું કે મારૂં ઉત્પત્તિ સ્થાન મારા ઇષ્ટિ સૂર્ય સાથે પરબ્રહ્મ પરમાત્મા છે. છતાં મને તેમની એવી આજ્ઞા છે, કે મૈથુન સૃષ્ટિ રચો, કે જેથી પુનઃ પુનઃ રચવી ન પડે અને બીજમાંથી બીજ થયાંજ કરશે. માટે ભલે તમો ન રચશો પણ તેને હું રચી આપુ છું એમ કહી તે દક્ષની પાસે ગયા. દક્ષે તેમને સત્કાર કરી આજીજી સાથે બીજઈ સૃષ્ટિ રચવાની આજ્ઞા કરી કહ્યું કે તમો આગ્રહપૂર્વક એ સૃષ્ટિને રચો. તે સમયે બ્રહ્મા ની અને દક્ષની સૃષ્ટિઓને ક્રિયાના પ્રમાણ પર રહી પદવીઓ મળી તે અત્રે દર્શાવવામાં આવે છે. પ્રથમ જે દક્ષ. તેને પ્રજાપતિની પદવી આપી. પછી બ્રહ્માને આદ્ય લઇ નારદ, સનકાદિક, દેવતાઓ દેવર્ષિઓ, ભૂદેવો, ઉર્ધ્વના દેવો, પાતાલના દેવો, પિતૃદેવો, બ્રહ્મર્ષિઓ અને વાલખીલ મુનીઓ અને તેમનાથી અન્ય જે સાત હજાર સાતસેંમાંથી શેષ રહેલા તે સર્વ મળી વેદોને આધારે એવો નિર્ણય કર્યો, કે જેણે સો યજ્ઞ યથાસ્થિત રીતે કર્યા હોય તેને દેવરાજ એટલે ઇન્દ્રની પદવી આપવી. તેવાને શોધતાં એક મમંજ નામે બ્રાહ્મણ તેણે સંપૂર્ણ રીતે સો યજ્ઞની અથેતિ કરેલા, તેથી તેને ઇન્દ્રની પદવી મળી. બ્રહ્માને વેદાચાર્યની અને દક્ષને કર્માચાર્યની તથા પ્રજાપતિની એવી બે પદવીઓ મળી. સનકાદિકોને ધર્માચાર્યની અને બ્રહ્મનિષ્ઠો તથા શ્રોત્રિયો એવા બે વિશેષણવાળાને સદ્દગુરૂની પદવી આપી. અને જે મરિચીના તપમાંથી પ્રગટ થએલો મનુ નામે પુરૂષ તેને સ્વયંભૂ મનુ એટલે ભુમૃતની પદવી આપી. આ પદવીઓ આપવામાં આવી છે તે તેઓની કૃતિ પર આધાર રાખીને આપવામાં આવી છે.

કે જેની કૃતિમાં અસદ્દનુ ગૌણપણું પણ રહેલું નથી તેને મળી છે. અને તેમ ન હોય ને આપવામાં આવે તો તેને સત્ય વિરૂદ્ધ એટલે વેદવિરૂદ્ધ ગણી

છે. પણ બ્રહ્માની અને દક્ષની એ બંને પ્રજામાં અસત્યનું ગૌણપણું પણ ન હતું અને નિશ્ચય નામે એક વેદ, અદ્વૈત નામે એક જ્ઞાન, બ્રાહ્મણ નામે એક વર્ણ, અહિંસા નામે એક ધર્મ અને પરબ્રહ્મ પરમાત્મા નામે એક ઇશ. એ રીતે પ્રજાઓ એક અદ્વૈતનેજ વરેલી હતી. અને મહેશ્વરના મુખદ્વારાંએ પ્રગટ થએલો એવો જે બ્રહ્મ કલ્પ તેના બે ભાગ તેમાં એક કલ્પસુત્ર અને બીજો બ્રહ્મ સુત્ર તેના પ્રમાણ પર રહીને વર્તતી. અને જે ક્રિયા કરવામાં આવતી તે મારૂં કર્તવ્ય છે એમ સમજીને કરવામાં આવતી. પણ તેના ફળની ઇચ્છા રાખતી નહિ, તેથી તે ઉત્તમ પ્રજા ગણાતી.

હવે મનુની મૈથુન સૃષ્ટિ કેવી રીતે થઈ છે તે અત્રે જણાવવામાં આવે છે છતાં મનુ એકલાએ રચી છે તેમ નથી; પણ ઘણાઓની મદદથી રચાઇ છે. કેમકે એકલો કાંઈ કરી શકે એ અસંભવિત છે. અર્થાત્ ઘણા જનોની મદદ લેવી પડે છે. એક દિવસ મનુરાજા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે મૈથુન સૃષ્ટિ કેવી રીતે રચાશે. પણ તેમનો મનવાણીનો વિષય તે કાર્યમાં એમના બાળપણાને ભોગવતો હતો તેથી મુઝવણના મેરૂ તળે જેમ દબાયલા ન હોય તેમ કષ્ટમય હતા. તેવામાં ત્યાં બ્રહ્મા આવ્યા. તેમનો આદરસત્કાર કરી તેમને આસન આપ્યું. થોડીવાર પછી બ્રહ્માએ મનુને પુછયું, કે હે બુદ્ધિમાન! તમારે શોચ કરવાનું કારણ શું છે? તે સાંભળી મનુ બોલ્યા કે મારા વિચાર પ્રમાણે જે સૃષ્ટિ રચવી છે તે કોઇ દિવસ ફરી રચવી ન પડે તેવી રચવાની અપેક્ષા છે કે બીજમાંથી બીજ પ્રગટ થઇ બાંધેલો ક્રમ ચાલતો રહે. એવા વિચાર પર મારૂં મન દોરાયું છે. એ પ્રમાણે બ્રહ્માએ મનુનું કહેવું સાંભળી થોડી વાર વિચાર કરી કહ્યું કે કોઇ પ્રકારનું કાર્ય કરવું હોય તો તેમાં ધીરજ રાખવાનું કારણ છે. પણ મુંઝાવાનું કામ નથી. મુંઝાવાથી તો કાર્યની સિદ્ધિ યથાર્થ થતી નથી.

પણ હે મનુ મારા કાર્યમાં મને મારા ઇષ્ટ મહેશ્વરે સર્વ કાર્યમાં તપ શ્રેષ્ઠ જણાવ્યું હતું. તેનો અનાદર નહિ કરતાં, જ્યારે મેં તપ કર્યું એટલે મારા ઇષ્ટે પ્રગટ થઇ મને તેનો ખુલાસો આપ્યો હતો તેથી મારી તથા દક્ષની સૃષ્ટિ રચાઈ છે. માટે ખરૂં જોતાં તમે, હું કે દક્ષ આદિ કોઇ ઇષ્ટની કૃપા સિવાય ફતેહમંદ થયો નથી અને થાય પણ નહિ. કદાચ એ ઇષ્ટ પ્રત્યક્ષ ન દેખાય અને પરોક્ષ રહે તો પણ તે નિત્ય છે તેમ સમજી નિઃસંશય વિશ્વાસ રાખી, એ કાંઇ કરી શકે નહિ એમ ન જાણવું. અને જ્યારે પ્રગટ

થાય છે ત્યારે તેનું કારણુ અને કાર્ય સમર્થ હોવા છતાં અનિત્ય અને અજ્ઞાનમય હોય છે. માટે ઇષ્ટ તથા ગુરૂની અવશ્ય જરૂર છે.

એવું બ્રહ્માનું વચન સાંભળીને મનુ તપશ્ચર્યા કરવા ગયા. પછી તપમાં એકાગ્રચિત્ત રાખી ઘણી મુદ્દત સુધી એકાગ્રવૃત્તિમાં રહ્યા અને તપ કર્યું એટલે સવિતા રૂપે સૂર્યનારાયણે પ્રકટ થઈ, કહ્યું કે હે મનુ! તમારી શી ઇચ્છા છે! એટલે મનુએ કહ્યું કે મારે મૈથુનસૃષ્ટિ રચવી છે તેથી બીજની જરૂર છે. એવું મનુનું કહેવું સાંભળીને સૂર્યનારાયણુ કહેવા લાગ્યા કે હે મનુ! જે બ્રહ્માની રચેલી સૃષ્ટિ છે તે સત્વગુણુ પ્રધાન રાખી રચી છે. તેથી તે સર્વજ્ઞતાને વરેલી, અહંમમથી રહિત, છતાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરી શકે તેવી છે. અને દક્ષની સૃષ્ટિ તેને રચવામાં રજોગુણુ પ્રધાન છે. છતાં તેમાં સત્વગુણુ મધ્યમપણે રહેલો છે. તોપણુ સત્વગુણુનાં કર્મો કરી, ફળની ઇચ્છા નહિ રાખતાં એ સ્વધર્મને વર્તનારી છે. પરંતુ હે મનુ! તમે બીજથી પ્રગટ થનારી સૃષ્ટિ રચવા ચાહો છો, પણુ તેમાં તો પ્રથમ રજોગુણુ પ્રધાન રાખવો પડશે. અને તમોગુણુ મધ્યમમાં અને સત્વગુણુ તો માત્ર ગૌણુપણામાંજ રહેશે. તેથી તમારી પ્રજા અજ્ઞાની અને અહંમમ વાળી થશે, અને અધર્મથી પાછી વાળવામાં તમને વધારે કષ્ટ પડશે. તેમ રજોગુણુના ભોગોએ કરીને રોગોનુ કષ્ટ પણુ તે પ્રજાને ભોગવવું પડશે. તે છતાં બાળ, યુવા અને વૃદ્ધા એવી ત્રણુ અવસ્થાઓવાળી થશે. પણુ એમાંનું એક કષ્ટ બ્રહ્મા કે દક્ષની પ્રજાને નથી. માટે હે મનુ, તમે મારા બિંબમાંથી પ્રગટ થયા છો. તેથી તમારા સુખને માટે અમારૂં કહેવું થયું છે. અને જો સમજાય તો એ સૃષ્ટિ રચવાની વાત જવા દો. કારણુ કે પ્રજા દુઃખી તો રાજા પણુ દુઃખી અને પ્રજા સુખી તો તેનો રાજા પણુ સુખી હોય છે. તે છતાં તે પર તમારો આગ્રહ છે તો ભલે હું રચી આપું છું. હવે તમારે તેની ચિંતા કરવી નહિ. એમ કહી સૂર્ય અંતર્ધ્યાન થયા અને મનુ સ્વસ્થાને ગયા. પછી મનુએ બનેલી હકીકત સઘળી બ્રહ્માને કહી એટલે બ્રહ્મા પ્રસન્ન થઇ બોલ્યા કે હે મનુ! એ સૂર્યને નારાયણુ સમાન સમજવા. શાથી કે એ સૃષ્ટિનું બિજ શોધી લાવશે એમાં સંશય નથી. અર્થાત હું પણુ જાણું છું કે એમાં એ સૃષ્ટિ રહી છે. પછી કેટલીક મુદ્દત ગયા પછી સૂર્યનારાયણે વિચાર કર્યો કે મેં મનુને કહ્યું છે કે હું તમને મૈથુન સૃષ્ટિ રચી આપીશ. તે કામ મારી વિસ્મૃતિમાં રહી ગયું છે. એવો વિચાર કરીને દશે દિશા તરફ સ્વપ્રકાશ વડે દૃષ્ટિ ફેલાવી તો પણુ તેનો પત્તો લાગ્યો નહિ.

પછી પોતાના ઉત્પત્તિ સ્થાન તરફ દૃષ્ટિ કરી અને તિવ્ર દૃષ્ટિથી જોયું તો આકાશના ભાગમાં જે અવકાશ એટલે નિવૃત્તિના સ્થાન તરફ જોયું એટલે એક આમ્રફળ જેવા આકારમાં અંડ જોવામાં આવ્યું. એ સિવાય અન્ય કાંઈ દૃષ્ટિએ પડયું નહિ. પછી સૂર્યે વિચાર કર્યો કે આ શું હશે, અને એ સિવાય બીજું કાંઇ દૃષ્ટિએ ચઢતું નથી. પછી એકાગ્ર થઇ ઝીણી દૃષ્ટિએ જોતાં તેમાં પીત રંગ ને આદ્ય લઇ પાંચ રંગ જેવું ભાસવા લાગ્યું પણ કાંઈ સમજી શકાયું નહિ. એટલે તેને ફોડી જોવાના નિશ્ચય પર આવ્યા. પછી તે અંડનો સ્પર્શ કરી ઉપરની છાલ દૂર કરતામાં તો તેમાંથી રસ દ્રવીત થઇ નીચે પડયો અને તે કીચ જેવો ભાસતો હતો. તે જોઇ સૂર્યને આશ્ચર્ય જેવું લાગ્યું કે આ શું? પણ તેમાં આશ્ચર્ય જેવું એ બન્યું કે એ રસ કઠોરપણાને પામી પાછું જેવું હતું તેવું ને તેવું આકર્ષણ કરી બની ગયું. એ રીતે ત્રણવાર ફેંકતાં તેમનું તેમજ થયું એટલે સૂર્ય વિચારમાં પડયા. છતાં ધીરજ રાખી ચોથીવાર ફેંકતા પહેલાં પોતાના સ્વરૂપમાંથી એક પુરૂષ ઉત્પન્ન કર્યો. તે પુરૂષ હાથ જોડી કહેવા લાગ્યો કે મને ઉત્પન્ન કરવાનું કારણ શું છે? અને મારૂં નામ શું છે? તેમ મને આજ્ઞા શી કરો છો? સૂર્ય બોલ્યા કે તમને પ્રગટ કરનાર હું સૂર્ય છું અને તમારૂં નામ વરૂણ છે. અને તમારે કામ કરવાનું એ કે તમે નીચે જઇ આ ફેંકેલા જળને તેના અધિષ્ટાતા રૂપે રહી તમારા આકર્ષણમાં રાખો. પછી તે પ્રમાણે તે પુરૂષે રસને પોતાના આકર્ષણમાં રાખ્યો પણ તે ઘાડાપણાને પામેલો અને છુટો નહિ પડતાં કીચમય રહ્યો. ત્યારે પાછો એ સૂર્યે પોતાના સ્વરૂપમાંથી બીજો અંગુષ્ટિ પુરૂષ પ્રગટ કર્યો. તેણે પણ હાથ જોડીને કહ્યું કે મારે શું કરવું અને મને કયા કારણથી પ્રગટ કર્યો છે? છતાં મારૂં નામ શું? પછી સૂર્યે કહ્યું કે, તમે નીચે જાવ અને રસની સાથે ઘાડાપણું રહ્યું છે તેને તમારા આકર્ષણ વડે છુટું પાડી પાછું તે ચલવિચલ ન થાય માટે તમારા આકર્ષણમાં રાખો. એ તમારે કરવાનું છે અને તમારૂં નામ ધરાચાર્ય છે.

પછીથી શ્વેત રંગમાં વરૂણના આકર્ષણમાં રહ્યું તેને જળતત્વની કહે છે અને જે પીત રંગમાં જળથી જુદું પડી કઠોરપણાને પામેલું છે, તેને પૃથ્વી તત્વની ઉપમા આપેલી છે. એ રીતે જળતત્વ વરૂણના આકર્ષણમાં રહ્યું અને પૃથ્વી ધરાચાર્યના આકર્ષણમાં સોંપી. તેથી એ તેના અધિષ્ટાતા છે. આ પરથી સ્પષ્ટ થાય છે કે જળ અને પૃથ્વી એ મિશ્ર તત્વ છે; હવે બાકીનાં તત્વો કેવી રીતે પ્રગટ થયાં તે કહેવામાં આવે છે.

તે એમ કે જે સૂર્ય તેનાથી રસ દ્રવિત થયા પછી જે અંડ ઘણુંજ કઠોરતાવાળું હોવાથી તેને ફોડીને જોવાના ઇરાદા પર આવી અતિશય

આકર્ષણ કર્યું. એટલે આમ્રફળ રૂપ અંડના ઘસારામાંથી અગ્નિ પ્રગટ થયો. તેને તેજ તત્વ કહેલ છે અને એ ગોટલા રૂપ અંડને ફોડતાં તેમાંથી સરૂરૂ એવો શબ્દ નીકળ્યો. તેને વાયુ તત્વ કહેલ છે. અને એ આમ્રફળના ગોટલામાં રહેલું જે પોલાણ જોવામાં આવ્યું તે આકાશ તત્વ છે એવી કલ્પના કરી. એ પ્રમાણે અંડકોષમાંથી પંચ મહાભૂત પ્રગટ થએલ છે. પણ તેઓ એક બીજાથી છુટાં નહિ પડતાં મિશ્રપણામાં રહેતાં. તેથી તેને છુટાં પાડવા સારૂ બે અંગુષ્ટિ પુરૂષો ઉત્પન્ન કર્યા. તેમનાં નામ વિધાન કર્યાં. તે એવાં કે એક દુદુરેતા અને બીજા કરભાજન. તેમાં જે દુદુરેતા તેના આકર્ષણમાં તેજ તત્વ સોંપ્યું અને તેના અધિષ્ટાતા તે થયા. અને કરભાજન મુનિના આકર્ષણમાં વાયુ તત્વ સોંપ્યું, તેથી તેના અધિષ્ટાતા તે થયા. તેમાં પીત રંગમાં પૃથ્વી. શ્વેત રંગમાં જળ, રક્ત રંગમાં તેજ અને નીલ રંગમાં વાયુ એવા ચાર તત્વોના જુદાજુદા રંગ વડે તેમનું ઓળખાણ છે.

ત્યારપછી સૂર્યે ગોટલા રૂપ અંડ કોષને ફોડીને જોયું તો તેમાં એક પડ જોવામાં આવ્યું તે કંઇક શ્વેત અને કંઇક શ્યામ રંગમાં જોવામાં આવ્યું. તે આ પાંચમું આકાશ તત્વ છે, એવી કલ્પના કરી, અને તેના અધિષ્ટાતા પોતે થઇ; પોતાના આકર્ષણમાં તેને રાખ્યું. પછી સૂર્યે એ અંડ-કોષમાં વધારે દૃષ્ટિ પરોવી; એટલે તેમાં અતિશય અંધકાર જોવામાં આવ્યો. છતાં પોતાના પ્રકાશ વડે જોતા છતાં કંઇ ન સમજાય તેવું છતાં ધીમેધીમે આગળ દૃષ્ટિ દોરવી તો તેમા * ઓઘડ સમાન જોવામાં આવ્યું, એટલે પોતે અત્યંત આકર્ષણ કરી, તેને પણ ફોડયું. એટલે તેના બે વિભાગ જોવામાં આવ્યા. તેને જોઈ સૂર્યે વિવેક કર્યો કે આ મૂળ માયા છે. તેમ સમજી જેમ પ્રથમ આમ્રફળ રૂપી અંડ કોષના છોડાને, અવિદ્યા સમજી, ફેંકી દીધું હતું, તેમ સવિદ્યાને પણ ફેંકી દીધી. તે સમયે સૂર્યને એમ તો સમજાયું કે માયા આદ્ય અને અંત પર્યંત છે, પણ તે નિત્ય નથી.

કારણ કે એ પર પ્રકાશિત છે. તેને ત્યાગી આગળ દૃષ્ટી દોરવીને બારીક દૃષ્ટિએ જોયું તો તેમાં અંકુર ફુટેલો નજરે પડયો. તે જોઇ સૂર્ય પ્રસન્ન થયા ને પોતાના સમજવામાં આવ્યું કે મારૂં તથા આખા વિશ્વનું બીજ આ આમ્રફળ અંડજ છે, એમાં સંશય નથી. છતાં જે આ બે દાળો જોવામાં આવે છે, એ બે શુભાશુભ વાસનાઓ છે. અને તેના મધ્યમાં અંકુર રૂપે બીજ છે. એ રીતે મનન કર્યું. તે એવી રીતે કે આ આમ્રફળ કોશ તે જેમ કેરી પર છાડું છે તે અવિદ્યા માયા. અને જે રસ તે જળતત્વ. અને રસમાં

* કિલ્લા, કોટ જેવું

કઠોરપણું તે પૃથ્વી તત્વ, અને ગોટલાના ઘસારાનો અગ્નિ તે તેજ તત્વ, ગોટલાની મધ્યેથી જે શબ્દ કરનાર તે વાયુ તત્વ, અને જે ગોટલાની અંદર પોલાણ તે આકાશ તત્વ, અને જે ગોટલી તે મૂળ માયા. તેને સવિદ્યા અને અવિદ્યા કહીએ તો પણ ચાલે ને જે બે દાળો તે શુભાશુભ વાસનાઓ અને જે અંકુર છે, તે વિશ્વનું બીજ છે. પછી સૂર્યને જે જે અનુભવ થયો તે સર્વે આવીને મનુને કહી જણાવ્યો, અને કહ્યું કે સંસાર ઉદય થવાનું બીજ અત્યંત શ્રમે કરીને મને જડી આવ્યું છે. તેમાં જળ, માયા અને આત્મા તેમ શુભાશુભ વાસના એવી પંચ સંધિએ કરી સૃષ્ટિ ઉત્પન્ન થશે. પણ તેમાં પ્રથમ પૃથ્વી તત્વની જરૂર છે. કેમકે જે બ્રહ્માની અને દક્ષઆદિથી અત્યાર સુધીમાં જે કાંઈ પ્રગટ થયું છે, તે સર્વેને ચાલવા સારૂ પૃથ્વીના આધારની જરૂર પડતી નથી; કેમકે એ સર્વેનાં છાયારૂપે શરીરો છે. અને સત્વગુણે કરી સર્વસર્વના આધાર ઉપર છે. તેમ છતાં સ્થુળ શરીરો પણ નથી કેવળ સુક્ષ્મથી વ્યવહાર ચાલે છે. પણ જ્યારે તમારી મૈથુન સૃષ્ટિ થશે ત્યારે તો તેમને ચાલવા માટે પૃથ્વિની જરૂર અવશ્ય પડવાની, માટે પ્રથમ પૃથ્વી તત્વની અવશ્ય જરૂર છે. તે સાંભળી મનુ રાજાએ સૂર્યને કહ્યું કે હે પ્રભુ ! હું મારી દ્રષ્ટિએ કરી પૃથ્વીને જોતો નથી, તેમ ઓળખતો પણ નથી. પછી સૂર્યે બ્રહ્માને આજ્ઞા કરી કે તમો જ્ઞાન માર્ગે કરી જોશો તો જડી આવશે. પછી બ્રહ્માએ સૂર્યના કહેવા પ્રમાણે ચિત્તની એકાગ્રતા કરી, અને જોયું તો જળતત્વમાં શ્વેતરંગ જોવામાં આવ્યો અને તેમાં બીજા રંગોનો પણ ભાસ થયો. પછી બ્રહ્માએ સૂર્ય પ્રત્યે કહ્યું કે, ભો નારાયણ! મને તો એમાં પાંચ રંગોનો ભાસ પડે છે. તેમાં પૃથ્વી તત્વ કીયું તે મને સમજાતું નથી. પછી સૂર્યે તત્વોના ઓળખાણ માટે કહ્યું, કે પૃથ્વીનો પીત રંગ, જળનો શ્વેત રંગ, તેજનો રકત રંગ, વાયુનો નિલ રંગ, અને આકાશનો શ્યામ રંગ છે. એટલું કહીને સૂર્યનારાયણ અદ્રશ્ય થયા.

ત્યારપછી બ્રહ્મા તથા મનુ એ બંને પૃથ્વી પ્રગટ કરવા સારૂ યત્ન કરવા લાગ્યા. તેમાં તેમને એમ તો સમજાયું કે જળને વિષે પીત રંગમાં પૃથ્વી છે. પણ તેણે કોઈ પુરૂષ ગ્રહણ કરી રહ્યો છે. માટે એવો ઉપાય શોધવો જોઇએ કે એ પુરૂષના હાથમાંથી એ પૃથ્વી મુક્ત થાય. નહિ તો તેના બંધનમાંથી મુકત ન થાય ત્યાં સુધી આપણા કાર્યની સિદ્ધિ થઈ શકે તેમ નથી. એવા વિચારમાં ને વિચારમાં ઘણી મુદ્દત જતી રહી. તોપણ જળમાંથી પૃથ્વી બહાર આવી નહિ. એટલે બ્રહ્મા, મનુ અને દક્ષ એ ત્રણે મળી અન્યોઅન્ય તેને બહાર પાડવાનો ઉપાય શોધવા લાગ્યા અને પોતપોતાનો મત જણાવવા લાગ્યા. તે એવા કે યજ્ઞોના ફળોથી કાય

થશે, એ દક્ષનો મત. આ કાર્ય તો જ્ઞાન સિવાય સુધરે તેમ નથી, એ બ્રહ્માનો મત. એવા મત સાંભળી મનુએ કહ્યું કે વગર પુરૂષાર્થે આ કામ થશે નહિ. માટે પુરૂષાર્થ કરવો એ શ્રેષ્ટ છે. પણ ખરૂં જોતાં તો કોઈ પ્રકારે એ પૃથ્વી જળથી બહાર દર્શાય તેમ થવું જોઇએ. પણ એનો સાચો માર્ગ શોધવો હોય તો એજ છે કે મારા ઇષ્ટિ સૂર્ય અને તમારા ઇષ્ટ ગણપતિ રૂપ મહેશ્વર. તેમાં મારા ઇષ્ટની પ્રથમના તમારા ઇષ્ટ છે. માટે આમાં તેમની જરૂર છે. શાથી કે તેમણે પ્રથમ તમને આજ્ઞા કરી છે કે તમે સૃષ્ટિ રચો. માટે તેમની સંમતિ પ્રમાણે કરવું એ ઉચિત છે. એ પ્રમાણે મનુનું કહેવું સાંભળી બ્રહ્માએ પોતાના ઇષ્ટ મહેશ્વર પ્રતિ લક્ષ ખેંચ્યું અને સ્તુતિ સાથે પ્રણાયામ પણ કર્યો. એટલે મહેશ્વર બ્રહ્માની અરજ લક્ષમાં લઇને પોતાને વિષે રહેલી જે બ્રહ્મશકિત તેને આજ્ઞા કરી કે તમો સૃષ્ટિ રચનાર પુરૂષોને દ્રઢતા આપો કે જેથી કરી તેઓ હિંમત હારી કાર્યને પડતું મૂકે નહિ. એટલે તે બ્રહ્મા પાસે પ્રગટ થઇ, બ્રહ્માને જાગ્રત કરી સન્મુખ રહી કહેવા લાગી કે હે બ્રહ્મા મને મારા તથા તમારા અધિષ્ટાતા એવા મહેશ્વરે પ્રેરી છે. માટે તમારા મનનો જે સંકલ્પ હોય તે મને કહો? એટલે બ્રહ્માએ જાગ્રત થઇને જોયું તો તેના તેજથી અંજાતા છતાં બ્રહ્મા કહેવા લાગ્યા, કે તમો સ્રી છો કે પુરૂષ? એ સમજાતું નથી કે તમે કોણ છો? તે સાંભળી તેણે કહ્યું કે હું સ્રી નથી, પુરૂષ નથી, તેમ નપુંષક નથી. પણ નામની સ્રીલિંગને રૂપે એક બ્રહ્મ શકિત છું. છતાં મારા સરખું કામ હોય તે કહો. મને તમારા ઇષ્ટિ મહેશ્વરે મોકલી છે. બ્રહ્મા કહે, કામ એ કે મને મારા ઇષ્ટે સૃષ્ટિ રચવાની આજ્ઞા કરેલી છે. છતાં જોઇએ તેવી રચી શકયો નથી. કારણ કે રચી શકયો છું, પણ તેનો વધારો થઇ શકતો નથી. તેમ મારા અંગુષ્ટિ દક્ષની પ્રજાનું પણ તેમજ છે. અને મનુની સૃષ્ટિનું તો, આચારણ સરખું પણ થયું નથી. માટે હે અંબે, અમે ત્રણે અમારા ચિંતવેલા કાર્યોમાં મુંઝાયેલા છીએ.

એ અમારૂં કષ્ટ છે તે સાંભળી બ્રહ્મા પ્રત્યે શકિત બોલ્યાં કે આમાં તમારે શોચના કરવાનું કારણ નથી; કેમકે એક પરબ્રહ્મ પરમાત્મા સિવાય કોઇ સર્વજ્ઞ કે, સર્વ શકિતમાન થવા સમર્થ નથી. કે તે એકલો પોતાની સત્તા વડે ધારેલું કામ કરી શકે. તે છતાં કરી શકે તો પણ યથાર્થ રીતે તો નજ કરી શકે, એવી મારી માન્યતા છે. જોઇએ છીએ તો એ પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપમાં તો **અનંત શકિતઓ** રહેલી છે. તેથી તેને **અનંત શકિત** ચૈતન્યની ઉપમા આપેલી છે. પણ જેનામાં જેટલી ચૈતન્ય શકિત તેવું તેનામાં બુદ્ધિબળ રહેલું હોય છે. છતાં તમારી, દક્ષની, સૂર્યની અને મનુની તથા મહેશ્વરની, એમાં જેની જેટલે દરજ્જે શકિત છે તેટલે દરજજે કામ કરી શકયા છો. એ વિષે

હું સારી રીતે સમજું છું કે તમારી સૃષ્ટિ જ્ઞાનમય છે, દક્ષની કર્મમય છે અને સૂર્યની ઉપાસનામય છે. છતાં મનુની જે થશે તે અજ્ઞાનમય, અને એ સિવાયની પરબ્રહ્મ-પરમાત્માના સ્વરૂપમાં તો અનંત શકિતઓ રહેલ છે. તે શકિતઓનું સ્વરૂપ મારૂં છે. છતાં હું પરપ્રકાશિત છું. અર્થાત્ હું તો જડ સ્વરૂપે છું. પણ પરબ્રહ્મ પરમાત્માના પ્રકાશ વડે પૂર્ણ પ્રકાશિત છું. માટે તમે બ્રહ્મા, દક્ષ, સૂર્ય કે મનુ મારા સિવાય કાંઈપિણ કરી શકવાના નથી. પણ હું જ્યારે તમારા શરીરમાં પ્રવેશ કરીશ, ત્યારે સશકત થઇ કાર્ય કરી શકશો. માટે તમારી ઈચ્છા પૂર્ણ કરવા સારૂં હું આવી છું. છતાં પ્રથમ મારૂં નામ બ્રહ્મશકિત કલ્પેલું હતું. પછી ઈચ્છા શકિત, પછી આદ્યશકિત, અને પછી ચૈતન્ય શકિત કલ્પેલી છે. હું પુરૂષ નથી, સ્ત્રી નથી, તેમ નપુંષક પણ નથી. પણ એ ત્રણે લિંગ મારાં સ્વરૂપો છે. માટે હે બ્રહ્મા ! તમારા, દક્ષના અને મનુના હૃદયમાં જ્યારે મારૂં બળ વ્યાપશે, ત્યારે તમારા ધારેલા વિચારોને પાર પાડી શકશો. પણ તે અહંકારનો ત્યાગ કર્યાવિના, એટલે હું કર્તાપણું દૂર કર્યા સિવાય કાર્યની સિદ્ધિ થતી નથી. માટે અમારા આદિ સર્વમાં શકિતનું બળ છે. પણ અમારા આદિ કોઈનું બળ નથી, એવો સાચો સંકલ્પ થશે, એટલે અહંકાર દૂર થઈ જઇ તમારા કાર્યની સિદ્ધિ કરી શકશો. એવું મારૂં માનવું છે. અને વળી હે બ્રહ્મા! તમારી અને દક્ષની જે પ્રજા રચવામાં આવી છે, તેના વ્યવહારને હું સારી રીતે જાણું છું, કે તે જ્ઞાનમય અને ક્ષુધા, તૃષાથી પણ રહિત તેમ ધ્યાનમાં પણ મગ્ન રહેનારી છે. એ પ્રજા વિષયોથી અને માયાના મોહથી, તેમ પાપપ્રપંચ કે અધર્મ-અન્યાયથી પણ રહિત છે. શોક, મોહ, ભય, કષ્ટ કે ઉચાટ અથવા રોગાદિ કષ્ટોથી પણ રહિત અને સુખી છે. હે બ્રહ્મા! તમારૂં દક્ષનું અને મન્વાદિ સર્વેનું કલ્યાણ થાઓ!

એટલો આશિર્વાદ દઈ એ ચૈતન્ય શકિત અંતર્ધ્યાન થઈ ગઇ. પછી બ્રહ્મા તથા દક્ષ એ પોતાની પ્રજાને ભોગ રહિત તથા રોગ રહિત તેમ સ્વર્ગ કે નરક તેને પણ નહિ જાણનારી, ત્યાગ પ્રાણાયામે કરી પરબ્રહ્મ પરમાત્મામાં રમણ કરનારી અને સંધ્યા, ગાયત્રી, તર્પણ, વૈશ્વદેવ અને પ્રાણાયામ તેમાં રચીપચી રહેલી. તેમ જ્ઞાન રૂપ યજ્ઞ કરી, અજ્ઞાન રૂપ પશુને હોમનારી પરમાનંદની પ્રાપ્તી અર્થે યત્ન કરનારી, કલેશ રહિત જોઇ, બ્રહ્મા અને દક્ષ આનંદ માનતા; પણ તેની વૃદ્ધિ નહિ થવાથી ચિંતાતુર રહેતા. હવે મન્વાદિ જે જે સૃષ્ટિઓ થઇ છે તે અત્રે કહેવામાં આવે છે. એક દિવસ સૂર્યે વિચાર્યું કે મનુ જળને દૂર કરી પૃથ્વી ખુલ્લી દર્શાવવામાં શકિતમાન થયા નહિ. એવો વિચાર કરી નિશ્ચય કર્યો કે એ કામ હવે મારે હાથ લેવું જોઈએ. એમ વિચારતાં યાદ આવ્યું કે

જ્યારે મેં અંડકોષ વિખેર્યો હતો ત્યારે એ તત્વો પૃથક્ પૃથક્ કરી તેના અધિષ્ઠાતાને સોંપ્યાં હતાં. તે વખતે પણ એક બીજાનો સંસર્ગ છોડતાં નહિ. અને પાંચે એક એકના સમૂહને છોડતાં નહિ. છતાં હવે તો એનું, એકબીજામાં ગૌણપણું પણ રહેવા દેવું નહિ. એવા વિચારથી પોતાના આકર્ષણ વડે છુટાં પાડે અને જુવે તો તેમાં પાંચેની સંધિ જોવામાં આવે એ રીતે દ્વાદશ સ્વરૂપથી દ્વાદશ ફેરી છુટાં પાડી પાડીને તિવ્ર દ્રષ્ટિએ જોયું તો પણ રજકણ જેટલું પાંચની સંધિ સિવાયનું જોવામાં આવ્યું નહિ. તે વારે એ દ્વાદશ સૂર્ય બીજા સામું જોતા છતાં ચિંતા કરવા લાગ્યાં. એવામાં એક પુરૂષ નજરે આવ્યો. તે ગણો તેજસ્વી અને પ્રતાપી હતો. તેને જોઇ દ્વાદશ સૂર્યો જરા આશ્ચર્યવત્ થયા. પણ તેમણે ધીરજ રાખી પૂછ્યું કે તમો કોણ છો? અને કયા કારણથી આગમન થયું છે? તે સાંભળી એ પુરૂષે જવાબ આપ્યો કે હું વિદ્યાધર નામનો કિં-પુરૂષ છું અને સર્વ પ્રકારની વિદ્યાને જાણનાર છું, અને મારા આગમનનું કારણ તમારૂં વિચાર રૂપી કષ્ટ તેના નાશને અર્થે છે. ગણપતિ રૂપ મહેશ્વરે મને મોકલ્યો છે. મારૂં ઉત્પત્તિ સ્થાન મહેશ્વર અને મારૂં પ્રખ્યાત નામ બૃહસ્પતિ છે. માટે તમારા મનના વિચાર રૂપી જે ચિંતા હોય તે કહો. પછી તે મૂળ સૂર્યે કહ્યું કે અમે દ્વાદશ સૂર્ય છતાં તમને ગુરૂ રૂપ માની નમસ્કાર કરતા છતાં પ્રશ્ન કરીએ છીએ કે આ જે પંચ મહાભૂતો તે સેળભેળ થએલાં જોવામાં આવે છે. તેને પૃથક્ કરવાની અમારી ઇચ્છા છે. તેને માટે હું એક છતાં દ્વાદશ રૂપે થઇ પ્રબળ પુરૂષાર્થ કરૂં છું તો પણ એ છુટાં પડતાં નથી અને એક સમુહમાં રહે છે. તેનું કારણ સમજાતું નથી એટલી અમને મુઝવણ છે. તો આપ સર્વજ્ઞ છો, માટે કૃપા કરીને કહો. એ પ્રકારે સૂર્યે પ્રશ્ન કર્યો, એટલે બૃહસ્પતિએ કહ્યું કે એ તત્વોની ચમત્કૃતિને તમે જાણતા નથી. પરંતુ હું તેને જાણું છું કે એ પાંચ ભૂતો એક બીજામાંથી પ્રગટ થએલાં છે. તેથી તેમાં આત્મજપણું રહેલું છે. છતાં તે જ્યારે લય પામે છે, ત્યારે પણ એક સમુહમાંજ રહે છે. માટે એકથી તે પાંચ પર્યંત પાંચ સિવાયનું કોઇ જડશે જ નહિ, એવો તેનો સ્વભાવ છે. જો કે રજકણ જેટલા ભાગમાં જોશો તો પણ તેમાં પાંચની સંધિ તો અવશ્ય હશે જ. કેમકે પ્રથમ આકાશ, આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ અને જળથી પૃથ્વી. એ પ્રકારે પ્રગટ થએલાં છે. અને જ્યારે લય થાય છે ત્યારે પણ જેમાંથી જેવી રીતે ઉપજે છે, તેવી રીતે તેમાં સમાઇ જઇ એકત્ર થઈ રહે છે. માટે તમે પૃથક્ કરવાનો વૃથા શ્રમ કરશો નહિ, અને કરશો તો તેમ બનશે પણ નહિ. એટલું કહી બૃહસ્પતિ સૂર્ય પાસેથી વિચરી ગયા અને તે બ્રહ્મા પાસે આવ્યા. બ્રહ્માએ સારી રીતે તેનો સત્કાર કરી બૃહસ્પતિને કહ્યું કે, હે દેવગુરૂ, મારી

તથા દક્ષની પ્રજાનો વધારો થતો નથી. તેમ મનુની મૈથુન સૃષ્ટિનું પણ કાંઇ ઠામઠેકાણું નથી. પણ જ્યારે મારા ઇષ્ટે તમને મનના વિચારોની ચિંતા નાશ કરવા સારૂ મોકલ્યા છે, ત્યારે અમારા મનની તો એજ ચિંતા છે. તો તેનો તમે નાશ કરો. પછી બૃહસ્પતિએ બ્રહ્માને કહ્યું કે મહેશ્વરે તમને સૃષ્ટિ રચવાની આજ્ઞા કરી છે, અને તમે તથા દક્ષે રચી છે પણ ખરી, છતાં નિર્બીજે રચેલી છે. તેનો વધારો કરવા ઇચ્છો છો તે કેમ થશે ? પણ જો મનુની મૈથુન સૃષ્ટિ રચવામાં આવશે, તો તેનો વધારો થવાનો સંભવ છે. માટે મનુની સૃષ્ટિ કેવી રીતે રચાય, તેવા લક્ષ પર દોરાવાની ખાસ જરૂર છે. તે સાંભળી બ્રહ્માએ કહ્યું કે મનુની સૃષ્ટિ કેવી રીતે પ્રગટ થાય અને ફરી રચવી ન પડે, કે જેથી બીજે બીજથી થયાં કરે, એનો કોઈ રસ્તો હોય તો અમને દેખાડો.

પછી બૃહસ્પતિએ કહ્યું કે ગુરૂઓનો ધર્મ માત્ર રસ્તો દેખાડવાનો હોય છે, કરી શકવાનો હોતો નથી. કરી શકવામાં તો ફકત તમારા તથા મારા અને એથી અન્યના ઇષ્ટ મહેશ્વરનો છે. માટે તેમને પ્રગટ કરી પૂછો! એટલું કહી બૃહસ્પતિ ચાલતા થયા. પછી બ્રહ્માએ એકાગ્રચિત્તથી મહેશ્વરનું ધ્યાન ધર્યું. એટલે પોતાની પ્રકૃતિ સાથે તે પ્રગટ થયા અને બ્રહ્માને ધ્યાનમાંથી જગાડીને કહ્યું કે તમે મને કેમ યાદ કર્યો છે? મારે કરવાનું હોય તે કહો, હું તમારા કર્તવ્યથી પ્રસન્ન છું. તે સાંભળી બ્રહ્મા બોલ્યા, અને હર્ષનાં અશ્રુ સાથે કહેવા લાગ્યા કે હે ઇષ્ટ! મેં તથા દક્ષે સૃષ્ટિ રચી છે તેને જુવો. પણ તેમાં ખામી એ છે કે તેનો વધારો થતો નથી. અને છે તેની તે છે. તે સાંભળી મહેશ્વરે કહ્યું, તમારી તથા દક્ષની સૃષ્ટિનો વધારો થવાનો સંભવ નથી. કેમકે તમારી જ્ઞાનમય અને દક્ષની કર્મમય છે તે છાયા સ્વરૂપમાં, અને વિષયથી વિરક્ત છે. તેથી વધારો થશે નહિ, પણ વધારો થવામાં મનુનો વિચાર શ્રેષ્ઠ છે; માટે તેમને તમારે મદદ કરવી. કેમકે મૈથુન સૃષ્ટિ સહેજમાં રચી શકાય તેમ નથી. શાથી કે તેનાં સાધન મેળવવાં ઘણાંજ કઠણ છે. તો પણ તેમાં હું મદદ આપું છું. એમ કહી પ્રકૃતિ સામું જોયું. એટલે તેણે હાથ જોડી કહ્યું કે મને શી આજ્ઞા છે? મહેશ્વરે કહ્યું, તમે પૂર્વે ગયા કલ્પમાં સૃષ્ટિ રચી છે. તેથી તું તેના ક્રમને જાણે છે. માટે તારા સ્વરૂપમાં લય કાળે રૂપાંતર થઇ જગત રહ્યું છે, તેને તું પ્રગટ કર. તે સાંભળી માયાએ પોતાના સ્વરૂપમાંથી બીજાં અંગીભૂત સાત સ્વરૂપો પ્રગટ કર્યાં. તેમાં એક મનુષ્ય રૂપે, એક પક્ષી રૂપે, એક પશુ રૂપે, એક કીટ રૂપે, એક પતંગ રૂપે, એક વૃક્ષ રૂપે ને એક પાષાણ રૂપે એ રીતે સાત સ્વરૂપો પ્રગટ કર્યાં. તે જોડલા રૂપે

સ્ત્રીપુરૂષના સંમેલનવાળાં હતાં. અને તે જડ રૂપમાં પ્રગટ થએલાં જોઇ, મહેશ્વરે તેમાં ચાર પ્રકારની ભાવનાએ કરી પ્રવેશ કર્યો, તે એવી રીતે કે **મનુષ્ય સ્વરૂપમાં જ્ઞાન ચૈતન્ય ભાવના, પશુ તથા પક્ષી સ્વરૂપમાં અજ્ઞાન ચૈતન્ય ભાવના, કીટ તથા પતંગ સ્વરૂપમાં સ્પર્શ ચૈતન્ય ભાવના અને વૃક્ષ તથા પાષાણ સ્વરૂપમાં ગુણ ચૈતન્ય ભાવના.** એવી રીતે ચાર ભાવનાએ કરી ચૈતન્ય રૂપ મહેશ્વર તેમ વ્યાપ્ત થયા.

એટલે તે સ્વરૂપો અચેતન મટી સચેત થયાં. પછી તેઓ મહેશ્વરની સ્તુતિ કરતાં છતાં કહેવા લાગ્યાં, કે અમને કોણે ઉત્પન્ન કર્યા ? કયા કારણથી અને અમારા પર તમારી શી આજ્ઞા છે ? તે સાંભળી મહેશ્વરે કહ્યું, તમને પ્રગટ કરનાર હું પુરૂષ રૂપે મહેશ્વર અને આ પ્રકૃતિ રૂપે માયા છે. પ્રગટ કરવાનું કારણ તમારા ઉદરોમાં પૃથક્ પૃથ -રૂપ જગત રહેલું છે તે બહાર દર્શાવો ! બીજી આજ્ઞા એ કે તમારા સ્વરૂપથી જે જે યોનિઓ પ્રગટે, તે તેના ક્રમ સાથે પ્રગટે કે પુનઃ રચવું ન પડે. એ સાંભળી જોડકાં કબુલ કરી મહેશ્વરનું પૂજન-અર્ચન કરી કહ્યું કે અમો કોની આજ્ઞામાં રહીએ ? પછી મહેશ્વર બ્રહ્માને સોંપી, જોડકાંને કહ્યું કે તમારે બ્રહ્માની આજ્ઞામાં રહેવું. એટલું કહી મહેશ્વર તથા મહેશ્વરી બંને અંતર્ધ્યાન થયાં. પછી કેટલેક દિવસે દક્ષ, સૂર્ય, મનુ, ઇંદ્ર, વિષ્ણું તથા રૂદ્ર સર્વેએ બ્રહ્મા પાસે આવી; પ્રથમ સૂર્યે પૂછ્યું કે હે બ્રહ્મા ! મનુની સૃષ્ટિ મૈથુન પર રહી રચવા વિષે તમારો શો મત છે ? તે સાંભળી બ્રહ્મા બોલ્યા કે તે વિષે મારો મત સંપૂર્ણ નહિ છતાં મારા ઇષ્ટે મને આજ્ઞા કરી છે કે તમારે મનુની મૈથુન સૃષ્ટિ રચાય તેમાં મદદ કરવી. તેથી સર્વાનુમતે મારો અભિપ્રાય સંપૂર્ણ છે. કેમકે એ સૃષ્ટિ નહિ રચાય ત્યાંસુધી સૃષ્ટિમાં વધારો થશે નહિ. એવું મારા ઇષ્ટ મહેશ્વરનું કહેવું થયું છે. પણ તેને વસવા સારૂ પૃથ્વી અવશ્ય જોઇશે. કેમકે એ સૃષ્ટિ કારણ અને સૂક્ષ્મ દેહે કરી મારી અને દક્ષની પ્રજા છે, તેવી મનુની થશે નહિ. તે તો સ્થુળ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ દેહથી પ્રગટ થશે. વળી અમારી બંનેની રચેલી સૃષ્ટિઓ છાયારૂપમાં અને દેવ દર્શિત છે. પણ મનુષ્ય દર્શિત નથી; તેથી એમને ચાલવાને પૃથ્વીના આધારની જરૂર છે નહિ. કારણ કે એ સર્વ સર્વના આધાર પર રહી ચાલનારી છે. પણ મનુની સૃષ્ટિ તેવી થશે નહિ; કે તે પૃથ્વી વિના પોતાના આધારથી ચાલી શકે ! અર્થાત્ તે તો સ્થુલ દેહે કરી પ્રગટ થશે. માટે પૃથ્વી પ્રગટ કરવી જોઇએ. એવું બ્રહ્માનું કહેલું વચન માન્ય કરી, સર્વ સર્વને સ્થાનકે ગયા. પછી કેટલીક મુદત ગયા બાદ સૂર્યનારાયણે સર્વનું આમંત્રણ કરી, જળ શોષણ કરવાના ઇરાદા પર

આવ્યા અને પોતાનાં સહસ્ત્ર કિરણો અને સોળ પ્રકારની કળાઓ વડે વરાળ દ્વારાએ જળને આકાશ માર્ગે ખેંચવા માંડયું અને અગ્નિ સમાન સૂર્યના બળનું આકર્ષણ થવાથી ખેંચાયેલું જળ વાયુને સોંપવામાં આવ્યું.

એટલે વાયુ તીનાપણાને છોડી દઇ તેનું દળ બંધાવા લાગ્યું. તેને વાદળની સંજ્ઞા આપી છે. એ રીતે સઘળું જળ ખેંચાવાથી પૃથ્વી ખુલ્લાપણાને પામેલી છતાં નગ્ન સ્વરૂપમાં જોઈ ધરાચાર્ય સૂર્ય પાસે જઇ કહેવા લાગ્યા કે હે અંગુષ્ટિ મહારાજ ! મારી ઉર્વિને સજળ રૂપથી નિર્જળ રૂપે કરવાનું કારણ શું છે? ત્યારે સૂર્યે કહ્યું, કે એ પૃથ્વી બીજોને સ્ફુરવાનું ક્ષેત્ર છે. વળી તેનાં પચાસ તો સ્વરૂપ છે. તે છતાં બીજોને સંઘરવાં, સ્ફુરાવવાં, પાછાં મૂળ સ્વરૂપમાં લાવી સંગ્રહ કરવો એવો તેનો સ્વભાવ છે. છતાં તે પંચરંગોથી સુશોભિત પણ છે. અને તેમાં ક્ષમારૂપી મોટો ગુણ છે. છતાં નગ્ન કરવી યોગ્ય નથી તોપણ મનુની સૃષ્ટિને વસવાનું કારણ છે. તેથી તેને નગ્ન કરવાનું કારણ આવ્યું છે. પછી ધરાચાર્યે પોતાના સ્થાનકે આવી, પૃથ્વીને નગ્નરૂપે શુષ્ક દશામાં જોઇ નારાજ સ્વરૂપમાં શોક પામ્યા. અને સૂર્ય જળનું શોષણ થયા બાદ સ્વસ્થાને ગયા. પછી કેટલીક મુદતે બ્રહ્મા અને સૂર્યનો સમાગમ થયો. એવામાં ત્યાં નારદજીએ આવી બંનેને સાષ્ટાંગ દંડવત્ કરી કહ્યું કે, હે બ્રહ્મા ! હે સૂર્ય! એ જે વસુધા, એના ઉદરથી આખી સૃષ્ટિનું પોષણ રહેલું છે, એનું સ્વરૂપ અકળ છે. તેમ તે અત્યંત રત્નોથી ભરપૂર છે. માટે એ વસુંધરાને અત્યારે નગ્ન સ્વરૂપમાં જોઇ અમારા જેવાને તો એ વાત કેવળ ખેદજનક છે. પણ હે સૂર્ય! એ વસુધા તમારા આપેલા તાપથી તપીને વ્રહેવાન થાય ત્યારે તેને જળની જરૂર પડશે. અને તે જળ મળવાથી સગર્ભા થઇ એના ઉદરમાં ગુણ ચૈતન્ય રૂપે ચેતન અને વૃક્ષ પાષાણ રૂપે બે જોડકાંએ પ્રવેશ કરેલો છે, તે સ્ફુરીને બહાર આવશે. એટલે એ બીજોમાથી સઘળા વિશ્વમાં બીજમાંથી બીજ અનંતકાળ પર્યંત થયાં કરશે, અને રચવાની જરૂર વારંવાર રહેશે નહિ. પણ પુરૂષ હું કર્તાપણાને વરીને કંઇ કાર્ય કરવા ઇચ્છે છે ત્યાં લગી પરિપૂર્ણ લાભને મેળવી શકતો નથી. જુવો કે મારા ઇષ્ટ પિતા બ્રહ્મા અને તેમના અંગુષ્ટિ દક્ષ, વળી મૂળ સ્વરૂપથી ઉપજેલા સૂર્ય અને સૂર્યથી ઉપજેલા મનુ, એમાંના તમે કોઇ કામની અથઇતિ કરી શકયા નથી. કેમકે એ ત્રણેની સૃષ્ટિનો વધારો થતો નથી, અને મનુની સૃષ્ટિનું તો હજુ ઠેકાણું નથી, એનું કારણ તમે જાણતા નથી પણ અમારા જાણવામાં છે. તે એ કે હું કરૂં છું એવા અહંકાર પર રહી કરવા જાય છે, છતાં નથી સમજતા કે કોઇ સૃષ્ટિ નવિન રચવી પડે. કેમકે અમારા જેવા તત્વવેત્તા બ્રહ્મનિષ્ઠો તો અનંત કોટિ સૃષ્ટિઓ કેમ રચાય છે તે જોવામાં આવેલી છે.

પણ તમો રચનારા ચાર પુરૂષોમાંથી એક પણ સમજ્યા નથી કે તે કેવી રીતે રચાય ? એવાં નારદનાં વચન સાંભળીને સૂર્ય તથા બ્રહ્મા કહેવા લાગ્યા, કે હે વીણાધર ! તમો જાણતા હો તો કહો કે તેનો વધારો કેવી રીતે થઈ શકે ? નારદે કહ્યું કે પરબ્રહ્મ પરમાત્માના સ્વરૂપમાં અનંત કોટિ સૃષ્ટિઓ રહેલી છે, છતાં એ જો બહુ રૂપે થાય તોજ તમારા ધારેલા મનસુબા પાર પડી શકે તેમ છે. માટે તેમની સ્તુતિ કરો કે તે બહુરૂપે થાય, અને એ જ્યારે બહુરૂપે થશે, અને બીજા સ્વરૂપે જણાશે એટલે તમારે રચવામાં જરા પણ અગવડ પડશે નહિ. તમો ધારતા હશો કે જુદાંજુદાં તત્વોથી રચીએ, પણ તેમ બનવું અસંભવિત છે. કારણ કે જે મહાતત્વ રૂપ પરબ્રહ્મ પરમાત્મા તે તત્વાતીત છતાં તત્વોની સાથે જોડાયલા રહે છે. તે એવી રીતે કે જેટલા આકાશની સાથે તેટલા વાયુની સાથે નહિ, જેટલા વાયુની સાથે તેટલા તેજની સાથે નહિ, જેટલા તેજની સાથે તેટલા જળની સાથે નહિ અને જેટલા જળની સાથે તેટલા પૃથ્વીની સાથે નહિ, અને જેટલા પૃથ્વી સાથે તેટલા અવિદ્યા સાથે નહિ; પણ સર્વ કરતાં એ *શાંકરી વિદ્યા સાથે વધારે જોડાયલા રહે છે. જેમ જળ સિવાય માછલું રહેતું નથી, પણ તે જળથી જુદુ છે; તેમ તે તત્વોમાં રહેવા છતાં તત્વાતીત છે. માટે હે પિતા ! જ્યારે એ પરબ્રહ્મ પરમાત્મા બહુરૂપે થશે ત્યારે પ્રજાનો વધારો થશે. માટે હું કર્તાપણું મૂકી દઇ, મૂળ સ્વરૂપને આરાધો. પછી સૂર્યે નારદને પૂછયું કે હે નારદ ! બ્રહ્મનું આરાધન કરવું અને અહંકાર ત્યાગી પુરૂષાર્થ કરવું, એ સિવાય બીજું કંઈ કહેવાનું છે ? નારદ કહે હા, કહેવાનુ એ છે કે જે પંચતત્વો છે, તેમાંથી પ્રથમ જળ તત્વની ખાસ જરૂર છે. કારણ કે તેમાં પાંચે ગૌણપણે રહેલા છે, માટે જળને પ્રધાનપણે રાખશો, એટલે તેમા માયા અને પરબ્રહ્મ પરમાત્મા ગૌણપણે આવશે. તમે જળ તત્વને આકાશમાં ખેંચી વાયુના સ્વાધીનમાં કર્યું છે તેને પાછું તમારા આકર્ષણથી પૃથ્વી પર વરસાવો. એટલે વસુધરાના ઉદરમાં વૃક્ષ અને પાષાણ રૂપ બે જોડકાં સમાયલાં છે. તે સ્ફુરીને બહાર દર્શાશે. એટલું કહી નારદ અંતર્ધ્યાન થયા.

ત્યારપછી સૂર્ય અને બ્રહ્મા આદિ સર્વે પૃથ્વી તથા જળને મિશ્ર કરવાના નિશ્ચય પર આવી સર્વ સર્વને સ્થાનકે ગયા પછી એક દિવસે બ્રહ્માએ જોડકાંનો નિશ્ચય કર્યો તો પાંચ જોવામાં આવ્યાં, અને બેનો પત્તો લાગ્યો નહિ ત્યારે શોચના કરવા લાગ્યા. એટલે ત્યાં બૃહસ્પતિ આવ્યા. બૃહસ્પતિએ બ્રહ્માને ઉદાસ વૃત્તિએ જોઇ પૂછયું કે હે બ્રહ્મા ! તમે ઉદાસીન શા કારણથી છો ?

* બ્રહ્મવિદ્યા.

બ્રહ્માએ કહ્યું કે હે દેવગુરૂ! સૃષ્ટિના વધારા માટે મહેશ્વરે મને સાત જોડકાં પ્રગટ કરી આપ્યાં હતાં, તેમાંનાં પાંચ છે અને બે કોણ જાણે કયાં ગયાં તેનો પત્તો નથી. ત્યારે બૃહસ્પતિએ ધ્યાન કરી જોયું. એટલે પૃથ્વીના ઉદરમાં સમાયેલાં જોવામાં આવ્યાં. પછી બ્રહ્માએ પણ ધ્યાનદ્વારાએ જોયું તો પણ તેમ જ ભાસ્યું, અને તે સમગ્ર પૃથ્વીમાં એક રસ રૂપે વ્યાપીને રહેલાં ભાસ્યાં.

પછી બૃહસ્પતિએ બ્રહ્માને કહ્યું, એ બે જોડકાંની તમારે ચિંતા કરવાની નથી. શાથી કે એ બેઉને સ્ફુરવાનું સ્થાન પૃથ્વી છે, છતાં તે તેના સ્થાનમાં ગયાં છે; પરંતુ જળની જરૂર છે. માટે ચાહ્ય તે પ્રકારે પૃથ્વીને જળનો સંયોગ થવો જોઇએ. એટલું કહી બૃહસ્પતિ અંતર્ધ્યાન થયા. પછી એ પાંચ જોડકાંને સંભાળી મરિચીને સોંપ્યાં; પછી મરિચીએ પોતાના સ્વરૂપમાંથી અંગિભૂત એક પુરૂષ ઉત્પન્ન કર્યો. તે હાથ જોડીને મરિચીને કહેવા લાગ્યો કે મને પ્રગટ કરવાનું કારણ શું છે? મારૂં નામ શું છે? મારે શું કરવાનું છે? મરિચીએ કહ્યું, તમારે અહર્નિશ એ જોડકાંની સાથે રહેવું અને તેની રક્ષા કરવી. કારણ કે, મૈથુન સૃષ્ટિ રચવાનો તેના ઉપર આધાર છે. પછી એ જોડકાંને લઈ જતી વખતે પુનઃ પૂછયું કે મારૂં નામ વિધાન કર્યું નથી, તો હે પિતાશ્રી! તમારે કરી આપવું જોઇએ. પછી મરિચીએ કહ્યું કે તમારૂં નામ કશ્યપ એવું છે. એટલે કશ્યપ જોડકાંને લઈ ચાલતા થયા.

પછી કેટલેક દિવસે સૂર્યથી તપીને અકળવિકળ થતી છતી પૃથ્વી વ્રહેવાન થએલી જોઈ, (અર્થાત અત્યંત જળની આતુરતાવાળી થએલી) સૂર્યે બ્રહ્માદિ સર્વેને આમંત્રણ કર્યું અને કહ્યું કે આપણે પૃથ્વીને સજળ કરવી છે. માટે સર્વ સર્વની સત્તારૂપ એકત્ર મળી ધારેલા કામની સીમાએ પહોંચવામાં ઉત્સાહ રાખવાનો છે. એવી સૂર્યની આજ્ઞા માન્ય કરી; બ્રહ્મા, સૂર્ય, ઈન્દ્ર, બૃહસ્પતિ, દક્ષ, વિષ્ણુ, રૂદ્ર, મરિચી, મનુ આદિ પ્રગટ થએલી પ્રજા સર્વ એકત્ર મળી વૃષ્ટિ કરવા રૂપી કાર્યનો આરંભ કર્યો.

તેમાં પ્રથમ સૂર્યે એક કળાથી આરંભી વાયુમાં મિશ્ર થએલા જળને છુટું કરી, પૃથ્વી પર ફેંકવા સારૂ આકર્ષણ કર્યું. પણ વાયુ સાથે ગ્રંથી પડેલી વછુટી નહિ. ત્યારે બીજી કળા વડે આકર્ષણ કર્યું તો પણ જળ વછુટયું નહિ. છેવટે બાર કળા સુધી ગયા તો પણ જળ ન વછુટયું. ત્યારે મુંઝાઇને પોતાનું બીજું અંશુષ્ટિ રૂપ ધારણ કરી, કળાએ કળાએ વધતાં, તે સ્વરૂપોએ પણ બાર કળા સુધી જઇ આકર્ષણ કર્યું, તો પણ જળ વછુટયું નહિ. એ રીતે દ્વાદશ સ્વરૂપ ધારણ કરી દ્વાદશ કળાઓ વડે પોતાનો બનતો પ્રયાસ કરી ચૂકયા; તો પણ ધારેલા કાર્યની સીમાને પહોંચ્યા નહિ.

ત્યારે હિંમત હારી વિષ્ણુ સન્મુખ જોયું. એટલે વિષ્ણુ પોતાના આકર્ષણના બળ વડે અત્યંત શ્રમ કરવા લાગ્યા. તો પણ જ્યારે જળ ન વછુટયું, ત્યારે પોતાના સ્વરૂપમાંથી બીજું અંગુષ્ટિ સ્વરૂપ ધારણ કરી શ્રમ કરવા લાગ્યા. તો પણ તેમાં કાંઇ વળ્યું નહિ. ત્યારે છેવટે બાર સ્વરૂપ ધારણ કરી અત્યંત આકર્ષણ કર્યું. તેથી પણ ન વછુટયું ત્યારે ઇન્દ્ર સામે જોયું, એટલે ઇન્દ્રે પણ અત્યંત બળનું આકર્ષણ કર્યું, તો પણ જળનું બુંદ પૃથ્વી પર પડયું નહિ. એટલે મુંઝાઇને બ્રહ્મા સામે જોયું. ત્યારે બ્રહ્માએ મનસા વાચા વડે એક ચક્ર ઉત્પન્ન કરી વિષ્ણુને આપ્યું કે એ ચક્ર વડે તમે વાયુને છિન્નભિન્ન કરો એટલે જળ છુટું થશે. એમ કહી એક બ્રહ્મશકિત પ્રગટ કરી તે ઘણી તેજસ્વી જોઈ સર્વે *આકુલમાન થયા કે શું થશે? પછી બ્રહ્મશકિતના અગ્નિ વડે તેમણે પણ આકર્ષણ કર્યું. તો પણ ધારેલો વિચાર પાર પાડી શકયા નહિ. પછી રૂદ્ર સામું જોયું, તો રૂદ્રે આવી દૃષ્ટિ કરી એટલે જોવામાં આવ્યું કે જળની વાયુ સાથે ગાંઠ પડી ગઈ છે. માટે જ્યારે અત્યંત અગ્નિના તાપ વડે ઘાડાપણાને પામેલો વાયુ તીનાપણાને પામશે, ત્યારેજ કાર્યની સિદ્ધિ થશે.

એમ વિચારી તામસગુણ રૂપ રૂદ્રે સૂર્યને કહ્યું કે હે માર્તંડ! આ કામ તમારાથી જ થવાનું છે; માટે હિંમત હારવાની નથી. તમે તત્પર થાઓ અને હું જોઈતી મદદ કરીશ; એટલે કાર્યની સિદ્ધિ થયા વિના રહેશે નહિ. એવું રૂદ્રનું કહેવું સાભળી સૂર્ય પુનઃ પોતાનાં કિરણો વડે વાયુને અત્યંત તપાવવા લાગ્યા. અને રૂદ્રે પોતાના સ્વરૂપમાંથી ઇન્દ્રવજ્રા નામનો એક પુરૂષ પ્રગટ કર્યો. તેણે પોતાના મુખદ્વારાએથી છત્રીસ જ્વાલા રૂપ રૂદ્રીઓ પ્રગટ કરી. પછી બ્રહ્માએ કહ્યું કે હે વિષ્ણુ! તમે સૂર્યને મદદ આપો અને હું પણ મારી બ્રહ્મશક્તિ વડે તેમને મદદ આપીશ. એમ કહી બ્રહ્માએ એક માનસિક સત્તા વડે એક વજ્ર ઉત્પન્ન કરી, ઇન્દ્રને આપ્યું ને કહ્યું કે આ વજ્ર વડે તમો પણ બનતો પ્રયાસ કરો. પછી એ ઇન્દ્રવજ્રાએ મહા તેજસ્વી અને સહસ્ત્ર ધારાવાળું, તેમ અગ્નિ સમાન કિરણ રૂપ જ્વાલાઓવાળું એક હથિયાર પ્રગટ કરી આપ્યું અને કહ્યું કે આ હથિયાર નથી. પણ હું એક ઇંદ્રવજ્રા નામનો પુરૂષ છું. છતાં હથિયાર રૂપે સદા સર્વદા તમારી પાસે રહીશ. એવી બ્રહ્માની મારા પર આજ્ઞા છે. એવું કહી તે આયુધ રૂપે થયો; એટલે તેને લઇ વિષ્ણુ સૂર્ય પાસે જઈ કાર્યમાં મદદ કરવા લાગ્યા.

પ્રથમ સૂર્યની સોળ કળાએ ઘાડાપણાને પામેલા વાયુને તપાવી તીનાપણામાં લાવ્યા. પછી રૂદ્રે પોતાના મુખમાંથી પ્રગટ કરેલી જ્વાલા રૂપ રૂદ્રીઓને

* શોકવાન

આજ્ઞા આપી. તેણે પોતાને બળે કરીને વાયુથી જળને છૂટું કર્યું. તે પછી વિષ્ણુના સુદર્શન વડે વાયુના ઓગણપચાસ વિભાગ કરી નાખ્યા. ઇન્દ્રના વજ્ર વડે કરીને જળના દ્વાદશ ભાગ થઇ ગયા. એ પ્રમાણે થવાથી, એકદમ વાયુની જળ સાથે ગાંઠ પડેલી છૂટી, એટલે મોટો અવાજ થયો, કે જેથી સર્વે ભયભીત થઇ ગયું, અને બ્રહ્માંડ ગર્જના કરી ઉઠયું. પછી જળ વર્ણુ પૃથ્વી થઇ કે તરત બ્રહ્માને ત્યાંથી વૃક્ષ અને પાષાણ રૂપ બે જોડકાં, તેમાં જે વૃક્ષ રૂપે હતું તે જે જે જાતિનાં વૃક્ષો તે તે જાતિના બીજરૂપે જોડકાં બંધાઇ સ્ફુરવા લાગ્યાં. અને બીજું પાષાણ રૂપે જોડવું તે જે જે ધાતુઓ તથા પાષાણ રૂપે જોડવાં સહિત થઇ પૃથ્વીમાં મળી પૃથ્વીરૂપ થઇ ગયાં. હવે જે આકાશમાં એક વૃત્તિપર રહી સર્વ સર્વનું કામ બેભાની પર રહી કરેલું તેથી શ્રમિત થએલા સર્વે પુરૂષો સૂર્યમંડળમાં એકત્ર થઈ બેઠા છતાં; આકાશપર દૃષ્ટિ કરતાં અસંખ્ય દીપકની જ્યોત બળતી હોય તેવો અને જેમ અગ્નિના ભડકા થતા હોય તેવો, અને તેમાં કંઇક સાધારણ તેજવાળું તેજ શીતળતા ભરેલું બિંબ જોવામાં આવ્યું. તે છતાં ઘોર શબ્દ એટલા બધા થવા લાગ્યા કે જાણે હમણાં બ્રહ્માંડ તુટી જશે. એવો બનાવ બનતો જોઈ ઇન્દ્રે દૃષ્ટિ કરી, પણ તેમાં કંઈ સમજણ પડી નહિ ત્યારે બૃહસ્પતિને પૂછયું કે આવો બનાવ શાથી બને છે ?

બૃહસ્પતિએ બારીક દૃષ્ટિએ જોયું તો માલમ પડયું કે આ બનાવ તત્વોથી છે. માટે હે ઇન્દ્ર! તમે વાયુને છટા પાડાશો, તો એ ઘોંઘાટ બંધ પડશે. તે સાંભળી ઇન્દ્રે વાયુને છૂટા પાડવા સારૂ અત્યંત પુરૂષાર્થ કર્યો; તો પણ છૂટા પડયા નહિ. તે વાત રૂદ્રે જાણી ત્યારે પોતાનાં સ્વરૂપમાંથી એક પુરૂષ પ્રગટ કર્યો તેણે ઇંદ્રને આવીને કહ્યું કે આ કામ તમારાથી થશે નહિ. પણ હું કરીશ એમ કહી તેણે ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પણ વાયુ છુટા પડયા નહિ. એટલે બૃહસ્પતિને પૂછયું ત્યારે બૃહસ્પતિએ કહ્યું કે એ વાતમાં સર્વ-શકિતમાન, ઇશ્વર છે. પછી તેમ કરવાથી ઇશ્વિરની પ્રેરણાએ કરીને એક પુરૂષ મુનિ વેશમાં પ્રગટ થયો, તેણે સર્વને કહ્યું કે મને માહેશ્વરની આજ્ઞા થઈ છે કે દેવોના આરંભેલા કાર્યમાં મદદ કરો. હું એમનું અંગુષ્ટિ સ્વરૂપ છું. મારૂં નામ પુલોમા મુનિ છે. હે દેવો! તમારે મારી પાસે શું કામ લેવું છે ? દેવોએ કહ્યું કે આ વાયુઓના ઘોંઘાટથી અમે કાયર થયા છીએ; તે ઘોંઘાટ બંધ કરવામાં બનતો પ્રયાસ કરવા યોગ્ય છે. તે સાંભળી તે મુનિએ પૂરક કરી વાયુને ખેંચી આકાશમાં લોપ કર્યો એટલે સર્વ ઘોંઘાટ બંધ પડી ગયો અને સર્વ શાંત થયું.

પછી ચંદ્ર અને નક્ષત્રો વડે આકાશ સુશોભિત દેખાવા લાગ્યું: પણ અગ્નિના ભડકા જેવો દેખાવ થતો હતો; તે બંધ પડયો નહિ. ઉંચે ઉછળે

અને પૃથ્વી પર પડે એ રીતે સાત ફેરી પડવાથી મોટા મોટા સાત વ્યૂહ એટલે ખાડા પડી ગયા એવું જોઇ ધરાચાર્ય શોકાતુર થવા લાગ્યા. જરા શાંત થઇને વિચાર કર્યો કે પૃથ્વીમાં સાત વ્યૂહ પડી, જળ સઘળું ખેંચાઈ વ્યૂહોમાં ભરાઇ ગયું છે. અને જળ વહેવાથી મોટા મોટા રસ્તા પણ થઈ ગયા છે. જે પૃથ્વી સપાટ સુખદાયી હતી. તે ખરબચડી થઈ ગઇ છે. છતાં હજું શું બનશે. તે કહી શકાય નહિ એમ વિચારી એક પુરૂષ પ્રગટ કરી, તેને કહ્યું કે તારૂં નામ વિપીધર છે. તું મારો અંગીભુત છે. અને તારે કામ કરવાનું એ છે કે પૃથ્વીના રક્ષણ માટે, આકાશમાંથી પડતી જ્વાલાઓને કબજે રાખવી એ છે. પછી તે પુરૂષે કહ્યું કે તમારી આજ્ઞા હું માથે ચઢાવું છું એમ કહી તે આકાશમાં ઇન્દ્ર પાસે આવ્યો એટલે ઇન્દ્રે પૂછયું કે તમે કોણ છો? વિષીધરે કહ્યું કે મારી ઉત્પત્તિ ધરાચાર્યથી છે અને મારૂં નામ વિષીધર છે. અને આકાશમાંથી પડતી અને ઉછળતી જ્વાલાઓને વશ રાખવાની મારા ઉપર ધરાચાર્યની આજ્ઞા છે. તેથી મારૂં આવવું થયું છે. એમ કહી પોતાના સ્વરૂપમાંથી અસંખ્ય નાગનાં સ્વરૂપો પ્રગટ કરી એ રૂદ્રીઓને બાંધી લીધી તેથી એ રૂદ્રીઓનો ઉપદ્રવ શાંત થયો.

ત્યાર પછી સૂર્યમંડળમાં સર્વે એકત્ર મળી બૃહસ્પતિને પૂછવા લાગ્યા કે હે ગુરૂ મહારાજ! આજે રચના જોવામાં આવી, તેનો વિવેક અમને સમજાવો! એટલે બૃહસ્પતિએ કહ્યું કે તેનો વિવેક આ યક્ષોદય મુનિ સમજાવશે. એટલું કહી બૃહસ્પતિ શાંત થયા.

પછી યક્ષોદય મુનિ બોલ્યા, હે દેવો! તત્વોનો મહિમા સમજવો અતિશય કઠણ છે. કારણ કે તેમાં ઘણા સ્વભાવ રહેલા હોય છે. છતાં મારા સમજવામાં જે છે તે તમને વિદિત કરૂં છું કે મારૂં પ્રગટપણું યક્ષ સ્વરૂપમાંથી છે. તેથી યક્ષોદય મુનિ એવું છે. અને હું આસનજીત તથા અષ્ટાંગ યોગને જાણું છું અને જે આ યક્ષ છે. તે આ નવ પ્રકારની નિધિઓ ને અષ્ટાદશ સિદ્ધિઓને પ્રાપ્ત કરી શકે છે, તેનું નામ ભૂસર્વા અને પ્રખ્યાતિમાં કુબેર છે. એ જે છત્રીશ શકિતઓ રૂપે રૂદ્રિઓ તે રૂદ્રના સ્વરૂપમાંથી પ્રગટ થએલી છે. અત્યંત સત્તાવાન છે. જળ, વાયુની ગ્રંથીને છોડનાર છે. અને તેનું પ્રખ્યાત નામ વિદ્યુત છે. વળી હે દેવો! આ રૂદ્રો તો તામસ ગુણ છે. તે તમોગુણી હોવાથી સર્વનો નાશ કરવામાં સમર્થ છે. તેમ તેમનાં એકાદશ સ્વરૂપ છે. આ જે ધુંધ્વળ વરણમાં ભડકા સમાન ભાસે છે. તે સૂર્યના તેજથી તેજસ્વી છે. અને તે જળ તત્વમાં રહેલો પૃથ્વીનો ભાગ છે. તેમાં અમૃત સમાન અમી રહેલી છે. અને તેનું ઉત્પત્તિ સ્થાન વાયુ અને જળ તેની ગ્રંથીમાંથી છે. એનું

નામ ચંદ્રમા છે. અને આકાશમાં જે ટપકાં રૂપે ચળકાટ મારે છે. તેની ઉત્પત્તિ ચંદ્રમાંથી જે સમયે ગ્રંથી છુટતાં અવાજ થયો તેનાથી છે. એનું નામ નક્ષત્રો છે. આ વિષ્ણુ સત્વ ગુણનું સ્વરૂપ છે. અને તેમનાં દ્વાદશ અંગો છે.

તેને વાસુદેવો સમજવા. માટે હે દેવો મારા સમજવા પ્રમાણે મેં તેમનો વિવેક કહી સંભળાવ્યો. પછી એક દિવસ ઇંદ્ર પોતાના સ્થાનમાં સર્વને આમંત્રણ કરી, સન્માન સાથે કહ્યું કે હે દેવો ! તમે મને સ્વર્ગનો રાજા ઠરાવ્યો છતાં સૃષ્ટિ એક પ્રકારે થતી નથી. કેમકે જુદા જુદા રચનાર હોય છે. અને જેનાથી જે રચાઇ તે તેને માનવી પડે.

માટે સર્વ સર્વનાં કામ સર્વ સર્વના સ્વાધીનમાં હોવાં જોઈએ. તે સાંભળી બ્રહ્માએ કહ્યું હે ઇન્દ્ર! સઘળી મનુની પ્રજાનું બીજ જળ, માયા અને આત્મા છે. તેને તમે તમારા સ્વાધીનમાં રાખો. જુઓ કે જળથી પુદ્દગલ થાય છે. માયાથી મોહ થાય છે. અને ચૈતન્યથી હાલે ચાલે છે. એ ત્રણેને તમારા સ્વાધીનમાં રાખો. ત્યારે ઇન્દ્રે કહ્યું, જળ તો મારા સ્વાધીનમાં રાખી શકું; પરંતુ માયા ને ચૈતન્ય એ કેવી રીતે રાખી શકું?

તે સાંભળી બ્રહ્માએ કહ્યું કે જળથી પુદ્દગલ બંધાય છે. અને પુદ્દગલ એ માયાનું સ્વરૂપ છે. અને એ પંચતત્વોથી બંધાય છે. જ્યાં પંચતત્વો હોય ત્યાં તેમાં સામાન્ય ચૈતન્ય હોય છે માટે જળને સ્વાધીનમાં રાખશો તો ત્રણે સ્વાધીનમાં રહેશે એવો ક્રમ છે. પછી એક વખતે ઇન્દ્રની સભામાં નારદજી આવ્યા તેમને જોઇ સર્વેએ સત્કાર કરી આસન આપી બેસાડયા પછી નારદને પૂછ્યું કે હે વીણાધર! આપ કયાંથી પધાર્યા? ત્યારે નારદે કહ્યું કે ભૂતલમાંથી એટલે ઇન્દ્રે પૂછ્યું કે હે મહામુનિ! ભૂતલની શી ગતિ છે? નારદે કહ્યું, હે દેવરાજ! વસુધા સજળ થઇ જળ દશે દિશામાં વહ્યા કરે છે; અને વિદ્યુતથી થએલા મોટા મોટા વ્યૂહ રૂપ, જેને સમુદ્રો કહે છે, તે જળથી લહેરો લીધા કરે છે. પૃથ્વી પણ નીલ વસ્ત્ર રૂપ અષ્ટાદશ ભાર વનસ્પતિઓને ધારણ કરી રહી છે. એ પ્રમાણે નારદનું કહેવું સાંભળીને તેઓ આનંદ પામ્યા.

ત્યાર પછી સઘળા ઇન્દ્રને નમસ્કાર કરી કહેવા લાગ્યા કે મહારાજ ! *કોષ કોટિઓ અને તેના અધિષ્ટાતાએ સર્વેના સુખનું સાધન તમે છો એમાં સંશય નથી. મનુએ બૃહસ્પતિ પ્રત્યે ઇન્દ્રની સભામાં પૂછ્યું કે ગુરૂમહારાજ ! આકાશવાસી પ્રજા, તેના કોષ કોટિઓ અને અધિષ્ટાતાઓ જાણવાની અમા

* જાતો, જાત, વિભાગ.

અપેક્ષા છે; તે અમને સમજાવો. તે સમે બૃહસ્પતિ બોલ્યા કે પ્રથમ પરબ્રહ્મ પરમાત્મા એટલે અંડકોષ, કોટિ અસંખ્ય અને અધિષ્ટાતા પોતે છે. માયા નામે કોષ કોટિ બે, અને તેના અધિષ્ટાતા મોહ. બ્રહ્મા નામે કોશ કોટિ દશ અને અધિષ્ઠાતા મહેશ્વર. વિષ્ણુ નામે કોષ કોટિ દ્વાદશ અને અધિષ્ઠાતા સત્વગુણ. રૂદ્ર નામે કોષ કોટિ એકાદશ અને અધિષ્ઠાતા તમોગુણ.

મેઘ નામે કોશ કોટિ દ્વાદશ અને તેના અધિષ્ઠાતા ઇંદ્રિ, સૂર્ય નામે કોષ કોટિ દ્વાદશ અને આધિષ્ઠાતા અંડકોષ છે. અગ્નિ નામે કોશ કોટિ ત્રણ એના અધિષ્ઠાતા વાડવાનલ છે. પૃથ્વી નામે કોષ કોટિ પચાસ. તેના અધિષ્ઠાતા ધરાચાર્ય, જળ નામે કોષ કોટિ એક, તેના અધિષ્ઠાતા વરૂણ. વાયુ નામે કોષ કોટિ ઓગણપચાસ તેના અધિષ્ઠાતા વર્તક, આકાશ નામે કોષ કોટિ પાંચ તેનો અધિષ્ઠાતા અવકાશ, ચંદ્ર નામે કોષ કોટિ એક તેના અધિષ્ઠાતા સૂર્ય, નક્ષત્ર નામે કોશ કોટિ સત્તાવીશ તેના અધિષ્ઠાતા ચંદ્રમા, વિદ્યુત નામે કોષ કોટિ છત્રીશ તેના અધિષ્ઠાતા વિષીધર, વિષીધર નામે કોષ કોટિ નવ,તેના અધિષ્ઠા ધરાચાર્ય, યજ્ઞ નામે કોશ કોટિ દશ તેના અધિષ્ઠાતા નારાયણ. ગુણ નામે કોષ કોટિ ત્રણ તેના અધિષ્ઠાતા મહેશ્વર, દક્ષ નામે કોષ કોટિ છ, અને તેના અધિષ્ઠાતા ઇંદ્ર, દેવો નામે કોષ કોટિ તેત્રીશ, તેના અધિષ્ઠાતા ઇંદ્રિ. એ પ્રમાણે કોષ કોટિ અને તેના અધિષ્ઠાતા આપણા ઉર્ધ્વ ભૂમિકાના છે, તે મેં તમને કહી જણાવ્યા એટલું કહી બૃહસ્પતિ ચાલતા થયા. પણ મેઘ, વાયુ, સૂર્ય ને વીજળી તેને અનિયમિત ક્રિયા કરતાં જોઇ બ્રહ્માદિ દેવોએ ટોળે મળી તે વાત ચર્ચાવી, એટલે ઇંદ્રે બારે મેઘને આજ્ઞા કરી કે તમારે વર્ષાઋતુ આવે, ત્યારે નિયમસર એકનેજ અમલ કરવો. અને સંવત્સરે સંવત્સરે, સર્વ સર્વનું કાર્ય કરવું. વાયુને કહ્યું કે તમારે પણ વારા પ્રમાણે સંવત્સરમાં કામ કરવું. વિજળીઓને પણ આજ્ઞા કરી, કે તમારે પણ તે પ્રમાણેજ વર્તવું.

પછી સૂર્યને કહ્યું કે હે સૂર્ય! તમારે શિત ઋતુમાં એક કળાએ રહેવું, વર્ષા ઋતુમાં બે કળાએ અને ઉષ્ણ ઋતુમાં ત્રણ કળાએ રહેવું; એ અમારી આજ્ઞા છે. પણ લય કાળમાં સોળ કળાએ સંપૂર્ણ થવું એ પ્રમાણે ઇંદ્રે નિયમો કરી આપ્યા પછી સર્વે સ્વસ્થાને ગયા. કેટલોક કાળ ગયા પછી બ્રહ્મા, દક્ષ અને મનુ એકત્ર મળી વિચાર કરવા લાગ્યા, કે હજુ લગી સૃષ્ટિનો વધારો જણાતો નથી એવો વિચાર કરે છે, એવામાં ત્યાં નારદ આવ્યા તેમણે પિતાને નમસ્કાર કરી કહ્યું કે હે પિતા! હવે તમારે તમારા કામમાં શોચ કરવા જેવું નથી. બ્રહ્મા કહે હે નારદ, તમે કહ્યું કે શોચ કરવા જેવું નથી.

પણ અમારા કામમાં અમે સંપૂર્ણ ફતેહમંદ થયા નથી. નારદ કહે છે કે હે પિતા! તમારૂં કામ કેટલુંક થઈ ચૂકયું છે. તેને તમે જાણતા નથી, પણ હું જાણું છું કે જે વૃક્ષ અને પાષાણ રૂપે બે જોડકાં હતાં તે ધરાચાર્યના આશ્રયમાં રહી એક પૃથ્વી રૂપમાં મળી ગયું જે પાષાણ રૂપે હતું તથા બીજું વૃક્ષરૂપનું હતું તે પૃથ્વી અને જળને સંયોગે કરી અઢારભાર વનસ્પતિઓના બીજ રૂપે સ્ફુર્યું છે. તેને ધરાચાર્ય તથા વરૂણ જાણે છે. માટે જો તમારે સૃષ્ટિનો વધારો કરવો હોય. અને ધારેલા કાર્યની અથેતિ કરવી હોય તો હું કર્તાપણાને ત્યાગી, તમારા ઈષ્ટનાં આપેલાં જોડકાંમાંથી સૃષ્ટિ પ્રગટ થાય તેમ છે. તેથી તેમને આજ્ઞા કરો કે તમારામાં રહેલું જગત બહાર પાડો. એટલું કહી નારદ વધારે વખત નહિ ટકતાં ચાલ્યા ગયા.

પછી બ્રહ્માએ કશ્યપને બોલાવી કહ્યું કે, તમને સોંપેલાં જોડકાં લઈ અમારી પાસે આવો. તે પ્રમાણે કશ્યપ લઇને આવ્યા. પછી બ્રહ્માએ જોડકાં પ્રતિ કહ્યું કે, તમારા ઉદરમાં જે જે સૃષ્ટિઓ રહેલી છે. તે તે સૃષ્ટિઓ પ્રગટ કરો. તે વારે એ જોડકાંએ મહેશ્વરની આજ્ઞા પ્રમાણે પોતપોતાના સ્વરૂપમાંથી જોડકાં પ્રગટ કર્યાં. તે એવાં કે મનુષ્ય જાતિનાં જોડકાં ઘણાં નથી પણ એકજ છે. તેથી એક પ્રગટ થયું. પછી પક્ષી જાતિમાં જેટલી જાતન પક્ષીઓ છે. તે જાતિનું એક એક જોડકું થયું પશુ જોડકામાંથી જે જે પશુઓ છે. તે તે જાતિનું એક એક જોડકું થયું. કીટ જોડકામાંથી જે જે જાતિનાં કીટો એટલે પેટથી ચાલનારાં તે તેટલી જાતનું અક્કક જોડકું થયું. પતંગ અને બીજા જીવમાંથી જે જે જાતના પતંગો છે, તે તે જાતનું અક્કેક જોડકું થયું. એ રીતે અસંખ્ય જોડકાં પ્રગટ થયાં.

તેઓ સઘળાં સૂક્ષ્મ રૂપમાં હોવાથી દેવર્ષિ પ્રગટ થયાં અને તે સઘળાં આકાશમાં ફરવા લાગ્યાં.

તે પછી નારદના કહેવા પ્રમાણે આમંત્રણ કરી ધરાચાર્યને તેડાવ્યા અને કહ્યું કે પ્રથમ કોષ રૂપે બે જોડકાં તેની કોટિઓ સાથે તમારા સ્વાધીનમાં વૃક્ષ અને પાષાણ રૂપે આવેલાં છે. છતાં આ પાંચ કોષ કશ્યપના સ્વાધીનમાં સોંપેલાં હતાં તેમાં મનુષ્યનું તો એક જાતિનું છે. પશુ પક્ષી અને કીટ પતંગ તેનું તો એક નથી. પણ જે જે જાતિનાં પશુ, પક્ષી, કીટ અને પતંગો તેમાં દરેકનું જાતિવાર એક એક જોડકું છે. એ સર્વેને તમારા સ્વાધીનમાં વસુંધરા પર લઈ જાઓ. એમ કહી રજોગુણ પ્રધાન, તમો મધ્યમ અને સત્વ ગૌણ એ રીતે માયા પણ ત્રિગુણી, ગુણાનુસારે વ્યાપ્ત કરી, સઘળાં જોડકાંને લઇ ધરાચાર્ય પૃથ્વી પર આવ્યા.

પછી એ જોડકાં ક્ષુધા કે તૃષાના કષ્ટમય નહિ હતાં. તેમ સુખદુઃખને જાણનારાં પણ ન હતાં. તે સૂક્ષ્મ અને છાયારૂપે આનંદમય રહેતાં છતાં, ગુણોના વિકારથી અને માયા મોહથી મોહવાળાં અને ક્ષુધા તૃષાના કષ્ટવાળાં તથા સુખદુઃખને જાણવાવાળાં થયાં. એ જોડકાં આપ્યે ઘણી મુદત થઈ ગઇ એટલે બ્રહ્મા, દક્ષ અને મનુ, ચિંતા કરવા લાગ્યા કે હજુ લગી ભૂતલનો કંઇ સમાચાર જણાયો નહિ. એમ વિચારી બ્રહ્મા બીજું અંગુષ્ટિ સ્વરૂપ ધારણ કરી વસુધા પર આવ્યા અને જોવા લાગ્યા. પણ કંઇ સમજણ પડી નહિ. કે આ શું છે? પછી તેનો ખુલાસો નહિ મળવાથી, પોતાની ચૈતન્ય સત્તાથી તેને સચેત કરી બોલાવી, કે તારૂં નામ શું અને તારામાં ગુણ શો છે? એટલે તેણે નામ દીધાં અને દરેકમાં સાત સાતસેં ગુણ અને અવગુણ પણ તેટલાજ છે. તેમજ પ્રકૃતિઓ પણ સાતસેં છે. ત્યારે એ પુરૂષે પૂછ્યું કે તમારી જાતો કેટલી છે? અમારી ગતિ સ્વજાતિને ઓળખી શકે છે. પણ વિજાતિને ઓળખી શકતી નથી. હે મહાપુરૂષ! પોતે પોતાની ગતિને જાણવી એજ ઉત્તમોત્તમ છે. અને પરની જાતિ કે ગતિઓમાં પ્રવેશવું એજ કષ્ટમય છે. એમ કહી તે બોલતી બંધ થઈ.

પછી તે પુરૂષ ફરતા ફરતા ધરાચાર્ય પાસે આવ્યા. એટલે ધરાચાર્યે તેની સ્વાગતા કરી પૂછ્યું કે હે મહાપુરૂષ બ્રહ્મા રૂપ તમે કોણ છો? મારા સમાન કંઇ કામ હોય તે કૃપા કરી કહો. તે પુરૂષે જણાવ્યું, કે હું બ્રહ્મા નથી. પણ બ્રહ્માનો અંગુષ્ટિ પુરૂષ હું છતાં બ્રહ્માએ મને પ્રેર્યો છે. મારૂં નામ ધન્વંતરી છે. પછી ધરાચાર્યે રોગરૂપ અને અત્યંત કષ્ટમય એક કન્યા કરી, તેને વરાવી એ રોગરૂપ કન્યા ધરાચાર્યના કહેવાથી વરવી તો પડી. પણ ઘણા ક્ષોભવાન થયા. અને ધરાચાર્યને કહેવા લાગ્યા કે, હે ધરાચાર્ય જે સ્ત્રી છે તે પુરૂષની સેવાના અર્થે હોય છે. છતાં આતો ઉલટી મારે સેવા કરવા જેવી છે. ત્યારે ધરાચાર્યે કહ્યું કે હે મહાપુરૂષ! જે જે પુરૂષો પ્રગટ થયા છે. તેમાં એક એક દુઃખ રૂપ કન્યાને કોણ નથી વર્યા?

જુવો કે પ્રથમ મહાતત્વરૂપ અંડકોષ જેને પરબ્રહ્મ પરમાત્માની ઉપમા આપેલી છે. તેમાંથી ગણપતિરૂપ મહેશ્વર પ્રગટ થયા. તે સાત્વિક અહંકાર રૂપ પ્રકૃતિને વર્યો છે. પછી પ્રકૃતિમાંથી ત્રણ ગુણરૂપ ત્રણ પુરૂષો પ્રગટ થયાં તેમાં બ્રહ્મા જગદોત્પત્તિ રૂપ સાવિત્રીને વર્યા છે. અને વિષ્ણુ તે ઉપાધિરૂપ લક્ષ્મીજીને વર્યા છે. રૂદ્ર તે ક્રોધ રૂપ રૂદ્રાણીને વર્યા છે, દક્ષ તે દાતાર રૂપ મેનાને વર્યા છે. સૂર્ય તે પર્યટન, નિરોધતાને વરેલા છે. ક્ષય રોગ રૂપ મિદ્રા તેને ચંદ્રમા વરેલા છે. મરિચી ધ્યાન રૂપ ઇષ્ણાને વરેલા છે.

અને જે ભક્તિ રૂપી કન્યા તેને નારદજી વરેલા છે. સનકાદિકો બોધ રૂપી કન્યાને વરેલા છે; અને જે તન તપીત નામની સ્ત્રીઓ તેને વાલખીલ મુનિઓ વરેલા છે. ઇન્દ્ર તે મોહ રૂપ ઇન્દ્રાણીને વરેલા છે. મુનિ મહાત્માઓ ક્ષમા રૂપી કન્યાને વરેલા છે, દેવો ભોગ રૂપી કન્યાને વરેલા છે, અને જે તત્વો છે તે છિદ્રભિદ્ર રૂપી કન્યકાઓને વરેલા છે. સમુદ્રો ગંભીરતા રૂપી કન્યાને વરેલા છે. વનસ્પતિઓ ગુણોને વરેલી છે. મનુ તથા કશ્યપ તેઓ પ્રજોત્પત્તિ નામની કન્યાને વરેલા છે. માટે હે ધન્વંતરી ! આ વિશ્વમાં પ્રગટ થઇને કર્મ કન્યાને વર્યા વિનાનું કોઇ નથી. અને હું પણ ધરાચાર્ય રૂપી કન્યાને વરેલો છું. છતાં કુંવારા કહેવામાં તો માત્ર પરમ તત્વરૂપ એક પરબ્રહ્મ પરમાત્માજ છે. એટલી વાતચીત થયા પછી ધન્વંતરિ દેવલોકમાં પધાર્યા. હવે એ જોડકાં ધરાચાર્યની આજ્ઞામાં રહી પૃથ્વી પર ફરતાં ફરે; પણ જ્યારથી ગુણો અને અવિદ્યા માયાનું આવરણ થયું. એટલે તેમની બુદ્ધિમાં ફેરફાર થવા લાગ્યો તે એવો, કે સૂક્ષ્મ તત્વોના શરીરથી છાયા રૂપે હતાં; તે સ્થૂળ શરીરમાં દર્શાવા લાગ્યાં.

પરબ્રહ્મ પરમાત્માને પ્રત્યક્ષ ન જોતાં, તે પરોક્ષ જોવા લાગ્યાં. જે યજ્ઞો અંતરના હતા, તે બહિર થવા લાગ્યા. અને તેના શેષ ભાગનો પ્રસાદ લીધાથી સ્વાદ સમજવામાં આવ્યો, એટલે આહાર કરવાને ઇચ્છાવાળાં થયાં. આહાર કરવાથી તૃષા પણ ઉભી થઈ, અને જ્યારે અન્ન તથા જળ લેવાનાં થયાં એટલે તો લઘુ અને દીર્ઘ શંકાની પણ જરૂર પડી અને પછી તો સૂક્ષ્મ હતાં તે સ્થૂળ રૂપ થઇ ગયાં. પછી જેમ જેમ સ્વાદ જાણવામાં આવતો ગયો તેમ તેમ રાંધેલા અન્નનો પણ ભોગ કરવા લાગ્યાં.

વિષય માર્ગને તેઓ સ્વપ્નામાં પણ જાણતાં નહિ; શાથી કે તેઓ બાળ-વર્ણમાં હતાં. વળી ખાવું પીવું કે વસ્ત્ર પહેરવાં તેમાંનું તેમને કાંઇ ન હતું. માત્ર એક બ્રહ્મજ્ઞાનજ હતું પણ જ્યાંથી ત્રિગુણી માયાનો સંસર્ગ થયો ત્યાંથી અહંમમરૂપ અવિદ્યાનો આવેશ થયો. એટલે વ્યાવહારિક ભાન આવવા લાગ્યું. પછી જે જે વસ્તુની જરૂર પડતી ગઇ તે તે વસ્તુનો સંગ્રહ કરવા લાગ્યાં. વળી તેમને કાળનું જ્ઞાન પણ હતું નહિ. તેમ અંધારા કે અજવાળાને પણ ઓળખતાં નહિ. વળી સ્ત્રી કે પુરૂષ અથવા રાત્રી કે દિવસનું તેમને ભાન પણ ન હતું. ભય કે નિદ્રા તથા અવિદ્યાનાં કર્મો જેવાં કે, કામ ક્રોધાદિક ષટ શત્રુની પ્રબળતા, તે પણ તેમનામાં ન હતું. પણ જ્યાંથી અન્ન-પ્રાશન કરવામાં આવ્યું, ત્યાંથી એ સર્વે પાપ પ્રપંચ આદિ જાહને સેવવા લાગ્યાં. ફક્ત એટલુંજ રહ્યું હતું કે, જ્યારે અંધારૂં હોય ત્યારે એ જોડકાં

જ્ઞાનમય જોઇ શકતાં. તેથી ન લોપાતાં શુદ્ધ રહેતાં. હવે જે બ્રહ્મા, દક્ષ મનુ ને નારદે તથા ધન્વંતરિએ સુચના આપી કે તમારો કરેલો શ્રમ સફળ થયો છે. કેમકે હવે મનુની સૃષ્ટિ જોઇએ તેવા રૂપમાં આવી ગઇ છે. માટે વધારો થવામાં અડચણ પડશે નહિ. પરંતુ હે પિતાજી! તેમને જે જે સાધન જોઇએ. તે તમારે પૂરાં પાડવાં. નહિ તો તમો દોષભાગી થશો. એટલું કહી નારદ ચાલતા થયા.

પછી એ ત્રણે પુરૂષોએ ભૂતલ પર આવી જોયું તો નારદના કહેવા પ્રમાણે જોઇ ત્રણે પુરૂષો પ્રસન્ન થયા. અને જુદાં જુદાં રૂપ ધારણ કરી તેમને જોઇતાં સાધન પ્રગટ કરી આપ્યાં. અને તે પછી તેમને કાળનું જ્ઞાન થવા સારૂ સૂર્ય ઉપરથી સુદ અને વદ એવી બે પક્ષો કલ્પી. અને નેત્રના સાઠ મચકારા પરથી એક પલક કલ્પી. સાઠ પલક પરથી એક ઉર્મા કલ્પી. સાઠ ઉર્મા પરથી એક પ્રહર કલ્પ્યો, અને ચાર પ્રહરનો એક દિવસ કલ્પ્યો. બે દિવસ (રાત્રિ દિવસનો) એક સૂર્ય અને ત્રીસ સૂર્યનો એક માસ તથા બાર માસનો એક સંવત્સર કલ્પ્યો. હવે જુગનુ પ્રમાણ તે એવી રીતે કે સત્તર લાખ અને ચોસઠ હજારનો એક સત્ય યુગ થાય છે બાર લાખ ને છન્નુ હજાર સંવત્સરનો એક ત્રેતાયુગ કલ્પ્યો છે. આઠ લાખ અને ચોસઠ હજાર સંવત્સરનો એક દ્વાપર કલ્પ્યો. ચાર લાખ અને બત્રીસ હજાર સંવત્સરનો એક કળિયુગ કલ્પ્યો છે. અને એ ચારે જુગ મળીને એક ચોકડી કલ્પી છે.

એ પ્રમાણે કાળનું જ્ઞાન થવાને માટે માત્ર સૂર્યજ છે. પછી બ્રહ્મા, દક્ષ અને મનુ હર્ષ પામતા પોતાના સ્થાને ગયા. હવે મનુની સૃષ્ટિમાં મનુષ્ય જાતિનું એકજ જોડલું પ્રગટ થએલું છે, કેમકે તેની કોટિ એટલે ઘણી જાતિઓ નથી. એટલે તેનું પુદ્દગલ રૂપ શરીર શી રીતે પ્રગટ થયું છે, તે અત્રે દર્શાવવામાં આવે છે, જ્યારે તેને અન્નનું પ્રાશન કરવાનો સમય આવ્યો અર્થાત ભોજન કરતાં થયાં, એટલે તેનો રસરૂપ વિકાર નાડી દ્વારાએ શરીરમાં ફરવાથી તેનો રેત બંધાયો. અને સ્થૂળની મજબુતી થવાથી કામ ઉત્પન્ન થયો. કામ જાગ્રત થવાથી છએ શત્રુઓનું આવરણ થવા લાગ્યું. એ પ્રમાણે જ્યારે તેની વર્તણુક થઇ ત્યારે સુખદુ:ખનો અનુભવ થવા લાગ્યો. પછી તેઓ કામને વશ થઈ વિષય કરવા લાગ્યાં. તેમાં કોઇ વખત સ્ત્રી પંચ ઋતુમાં આવ્યા. છતાં તે દ્રાવ બંધ થવા બાદ સ્ત્રી પુરૂષનો સંયોગ થવામાં આવ્યો. એટલે જે પુરૂષ તેનું વિર્યરૂપ સ્ખલિત થઇ સ્ત્રીના વિભાગમાં પડયું. સ્ત્રી જાતિમાં એવા ગુણ છે કે તે વિર્યને ઉર્ધ્વ માર્ગે ખેંચી લે છે. તેથી તેને ઉર્ધ્વરેતા કહેલી છે, અને તે વિર્યને ખેંચી લઇ કમળ કોષમાં સ્થિતિ કરાવે

છે. તેમાં જો વામ ભાગમાં સ્થિતિ થાય તો સ્ત્રીનું પુદ્‌ગલ બંધાય, અને દક્ષિણ ભાગમાં સ્થિતિ થઇ હોય તો પુરૂષનું પુદ્‌ગલ બંધાય. અને જો મધ્ય ભાગમાં સ્થિતિ થઇ હોય તો નપુંષક પ્રજા પેદા થાય, અને જો કમળકોષ કદાપિ કોઇ કારણસર બીડાયલો હોય તો તે વંઝયા રહે. એવો સૃષ્ટિકર્મા નિયમ છે. પુરૂષનું વિર્ય અને સ્ત્રીનું રૂધિર એક રાતમાં મિશ્રિત થઇ કીચ સમાન થાય છે, બે રાત્રિમાં બુદબુદ જેવો એટલે પરપોટા જેવો થાય છે. પંચ રાત્રિમાં બદ્રિફળ એટલે બોરના સમાન પણ દેખાય છે. પચ્ચીસ દિવસે અંડાકાર થઇને માંસનો પિંડ થાય છે. એક માસમાં શિર થાય છે. બે માસમાં હાથ તથા પગ થાય છે. અને જે અંગોના ભાગો તે પણ એજ માસમાં થાય છે. અને ત્રણ માસમાં અસ્થિ, ત્વચા, રોમ, નાસિકા, લિંગ, નેત્ર, કર્ણ અને ગુદા આદિ છિદ્રો બની આવે છે.

જ્યારે ચાર માસ થાય છે ત્યારે ત્વચા, રૂધિર, મેદ, માંસ, મજ્જા, અસ્થિ અને વિર્ય એવી સપ્ત ધાતુ થાય છે. પછી તે છઠ્ઠે માસે જરાયુ નામના ચર્મે કરીને માતાના ઉદરમાં ભ્રમણ કરે છે. અને સપ્ત ધાતુઓ સાથે જીવ પ્રગટ થાય છે. તેને સામાન્ય ચૈતન્ય કહેવામાં આવે છે. પછી માતા જે જે પદાર્થોનુ ભક્ષણ કરે તેથી નાભિદ્વારાએ થઇને પોષણ થાય છે. અને દિન-પ્રતિદિન વૃદ્ધિને પામે છે. કોઈ વખત શયન કરે છે અને કોઈ વખત જાગ્રત રહે છે. છતાં એ સ્થાનકના જેવું કોઇ અયોગ્ય સ્થાનક નથી. કેમકે વિષ્ટા અને મૂત્રનો ભરેલો એક ખાડો કહીએ તો પણ ચાલે. વળી તેમાં અનેક જીવોની ઉત્પત્તિ પણ હોય છે. એ જીવો ક્ષુધાતુર થાય છે, ત્યારે કોમળ શરીરને ચટકા ભરે છે, ત્યારે કષ્ટમય થઈ મૂર્છિત થઈ પડે છે. અને માતા જ્યારે શરીરને દાહ કરે તેવું ભોજન કરે છે, ત્યારે દાહની વેદના પણ થાય છે. અને કોઇ સમે ક્ષુધા લાગવાથી મળમાંસનું પણ ભોજન કરવું પડે છે. છતાં પોતાની નાભિ અને માતાની નાભિ જોડાયલાં હોવાથી ભ્રમણ સમયે પણ ઘણુંજ કષ્ટ થાય છે. તેમ ડોળયંત્રે રહેવું પણ પડે છે. જ્યારે માતા ગરમ પદાર્થ ખાય છે ત્યારે ગરમી અને શીત પદાર્થથી શરદી પણ થાય છે. અને અત્યંત કષ્ટે કરીને કોઇ સમયે ગ્લાનિ પણ થાય છે. કોઇ સમયે માતાના શરીરમાં અવળું સવળું ફરવું હોય ત્યારે અવળું સવળું ફરાય ખરૂં પણ પોતાની શકિત વડે ઇચ્છાનુસાર ફરી શકાતું નથી. કોઇ વખત હૃદય સાથે શિખા ભરાઇ જાય અને કોઇ સમે માતાનાં આંતરડાં સાથે આંગળાં ભરાઇ જાય તો તેના કષ્ટનો પણ ભોગ કરવો પડે છે.

વળી કોઇ સમે સર્પાકાર, કોઈ સમે મત્સ્યાકાર, કોઇ સમયે કચ્છાકાર અને કોઈ સમયે શ્વાનકુંડળી આકારમાં રહેવું પડે છે. તેમ શરીરના અસમર્થ-

પણાથી જેમ પાંજરામાં પૂરાયેલો પોપટ દિવસ નિર્ગમન કરે છે તેમ પરાધીનતામાં રાત્રિ દિવસ નિર્ગમન કરવાં પડે છે. ટુંકી જગ્યામાં ફરી પણ શકાતું નથી. મુંઝવણ થયાં કરે છે ને માતાના ઉદરમાં પાછળના સો જન્મનું ભાન થાય છે. તેથી પૂર્વજન્મને સંભારતો છતાં, તે જીવ મોટા શ્વાસે કરી નિસાસા મૂકે છે. એવાં અત્યંત કષ્ટોથી પીડાતો જીવ માતાના ઉદરમાં શાંતિ પામતો નથી અને અત્યંત કષ્ટ વેઠે છે. વળી પ્રસુતિકાળ આવે છે ત્યારે વિષુચિકા નામનો વાયુ ચલિત થઇ ઉંચુ નીચું કરી નાખે છે એ કષ્ટ પણ સહન કરવું પડે છે અને શરીર કંપાયમાન થઇ અચેતન જેવું થઈ જાય છે.

તે સ્થળે મળ, મૂત્ર તથા વિષ્ટા હોઈ તેમાં અસંખ્ય જીવો કૃમિ કીડાઓ ક્રીડા કરતા હોય તેમ જીવ પણ આમ તેમ ભ્રમણ કરે છે અને એ કીટોનો ભાઈ થઇને રહે છે. કીડાનો ભાઈ કહેવાનું કારણ તો એજ કે તે એક સ્થાનમાં પ્રગટ થઇ એકજ સ્થાનમાં રહે છે. વળી વિષુચિકા નામના વાયુના કંપારાથી કંપાયમાન થએલો એવો જે જીવ; તે પરમેશ્વરની પ્રાર્થના કરતો બંને હાથ જોડી કહે છે કે "હે પરમ દયાળુ પ્રભુ ! હું સપ્તધાતુથી બંધાયલો, જેમ કુંભકર્તાની વાસનાથી ઘડો પ્રગટ થાય છે. તેમ મારૂં પણ થયું છે માટે હું અનાથ પર દયા લાવી આ મહાકષ્ટથી મને મૂક્ત કરો." તે રીતે જીવ સ્તુતિ કરે છે. તેમ જ્યારે અતિશય મુંઝવણ થાય છે. ત્યારે ગાઢ સ્વરે રૂદન કરે છે. અને કહે છે કે પ્રભુ ! મને સહાય કરો. પણ જેમ ઉજ્જડ વનમાં કોઇ રૂદન કરે, તો તેને સુખ દુઃખ પૂછનાર પ્રભુ વિના કોઇ હોતું નથી તેમ ગર્ભસ્થાનમાં પ્રભુ વિના કોઇ તેનો બેલી હોતું નથી. અર્થાત્ પરબ્રહ્મ પરમાત્માજ તેનો સહાયક છે. એવા અપવિત્ર સ્થાનમાં અત્યંત પવિત્ર હરિ કેવી રીતે પ્રગટ થાય કે જેથી સુખદુઃખ પૂછે ? પણ તેમ નથી, હરિ તો સચરાચર છે, કે જેના સિવાય શિરના કેશની અણી ચાંપીએ તેટલી જગ્યા પણ ખાલી નથી. તો પછી પવિત્ર કે અપવિત્ર સ્થાન તેમને કયાં રહ્યું? અર્થાત્ પ્રભુને વિષે તો તેમાંનું કાંઈ નથી. વળી વિચારીએ તો શુદ્ધ અશુદ્ધ, ઉંચ નીચ, ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ, સુગંધી કે દુર્ગંધી, તેમ શુભાશુભ જે ભેદ તે તો અજ્ઞાની લોકોમાંજ હોય છે; પરંતુ હરિને વિષે હોતા નથી. તેથી તેને પ્રેમથી જ્યાં સંભારે ત્યાં પ્રગટ થાય છે. કોઈ દુષ્ટ કર્મ કરનારો ખરાબ જગ્યા પર રહીને સંભારે અને કોઇ ધર્મિષ્ઠ પુરૂષ પવિ જગ્યા પર રહીને સંભારે. એ બંને સ્થળમાં પ્રગટ થાય ત્યારે ધર્મિ, અધર્મિ કે પવિત્ર, અપવિત્રમાં ભેદ શો ? એ વિષે સુત્રાત્મા પ્રભુ હોવાથી ભેદ નથી, છતાં ભાસતો હોય તો તે વૃથા છે. કેમકે જે અપવિત્ર

સ્થાનમાં વસનારા અને અધર્મિ હોય તે તો હરિને સંભારેજ નહિ. પણ સુધર્મિઓજ તેને સંભારે છે, એમ સમજી ભેદ રાખવામાં આવ્યો નથી.

ત્યારપછી એ જીવ પશ્ચાતાપ કરતો છતાં કહેવા લાગ્યો કે હે પ્રભુ ! આ સ્થાનનું કષ્ટ હવે મારાથી સહન થતું નથી. અને કીટોના ચટકાથી, મળ માંસના આહારથી અને અંધારાના કોપથી મુંઝાયો છું, માટે અહીંથી મને મૂક્ત કરો. વળી કોઇ વખત એવા વિચારમાં પણ આવી જાય છે કે આવાં કષ્ટ ભોગવવાને આવા નરક રૂપ સ્થાનમાં મારે કેમ આવવું થયું, કે જેમાં અતિશય અંધકાર રહેલો છે. શરીરના અવયવો લઘુ કે જેથી કાંઇપણ થઈ શકે નહિ, તે છતાં સામાન્ય ચૈતન્ય હોવાથી પુરૂં જ્ઞાન પણ નહિ, એવો હું પ્રગટ કેમ થયો છું ? એવો વિચાર અજ્ઞાની કરી શકે નહિ પણ જ્ઞાની કરી શકે. કેમકે ચૈતન્યમાં અજ્ઞાન સંભવે નહિ, કારણ કે એ વાસનાદિ પંચભુતો અને બીજાં ઘણાંનો સંગ થવાથી આક્ષેપ રૂપે બંધાયલો તો છે, છતાં અહંમમથી રહિત હોવાથી પોતાનુ સ્વરૂપ સમજે છે. કેવું સમજે છે કે ચાંદીમાં ભળેલા ત્રાંબાથી થએલું રૂપું જેમ ચાંદીની અપેક્ષા કરે તેવું રહે છે તેથી તે પોતાના સ્વરૂપનું ભાન લાવીને કહે છે કે અરે ! હું કોણ હતો. અને અત્યારે કોણ છું ? દ્રષ્ટા રૂપે હું નાટકનો જોનારો હોવા છતાં નાટકનો કરનારો દુઃખી કયાંથી થયો ?

એ પ્રમાણે મૂળ સ્વરૂપનું ભાન લાવી વારંવાર કહેવા લાગ્યો કે હે પ્રભુ ! આ બંધનમાંથી મને મૂક્ત કરો. એ રીતે આતુરતા ભરેલી અરજ કરતો છતાં જીવ શાંત થઇને શયન કરે છે, કોઈ સમે પરબ્રહ્મ પરમાત્માને વિષે ચિત્ત એકાગ્ર કરીને હૃદયાકાશમાં દૃષ્ટિ કરે છે. ત્યારે તેમાં ઘણો પ્રકાશ જોઈ તેમાં ચિદ્‌વૃત્તિ સ્થંભાવી રાખે છે. એટલે તેજમાં તેજવાળું અંગુષ્ટ પ્રમાણમાં સ્વરૂપ દર્શાવામાં આવે છે, આ કોણ હશે એવી શંકા થઇ. પછી તેના સર્વ અવયવો જોઇ નિશ્ચય કરે છે કે આ સ્થાનમાં મને સહાય કરવા સારૂ પ્રભુ પ્રગટ થયા છે, પણ હરિ તો અવયવો રહિત છે, છતાં અવયવો સહિત કયાંથી ?

વળી પ્રભુનું સ્વરૂપ નિર્ગુણ છે, ત્યારે આ સગુણ કયાંથી ? પણ ભગવાન તો નિર્ગુણ ને નિરામયજ છે. છતાં જયારે કારણસહ કાર્ય કરવું હોય ત્યારે સગુણ અને અવયવો સહિત પ્રગટ થાય છે. કારણનું કાર્ય થઇ રહ્યા પછી તે મૂળ સ્વરૂપમાં રહે છે. વળી તે કાર્ય કર્યા છતાં સંસારમાં લોપાતા નથી. તેનું કારણ એ છે કે કુંભાર માટીના પિંડને ચાક ઉપર ચઢાવી તેનાં પાત્રો

તથા રમકડાં બનાવે છે, અને જ્યારે સાંજ પડે ત્યારે ભાગી નાખી પિંડ બનાવે છે. પણ તે પર મોહ રાખી રહેવા દેતો નથી, તેથી તે બંધાતો નથી. અને જે મોહથી રાખી મૂકે છે, તે બંધનમાં આવે છે.

તેમ પ્રભુ જે જે કાર્યો કરે, તે સગુણ રૂપે કરે, પણ મોહ રહિત થઇને કરે છે, તેથી એ બંધાતા નથી. અને જે જીવ છે તે મોહાવેશમાં બંધાઈ જાય છે. વળી જેમ નટ વેશ ધારણ કરે છે, છતાં તે વેશને વળગી રહેતો નથી. જ્યારે તે મૂળ સ્વરૂપમાં આવે છે, ત્યારે વેશની પરવા કરતો નથી, પણ એના મૂળ સ્વરૂપની કરે છે. તેમ એ પ્રભુ પણ કાર્યકારણ પરત્વે સગુણ સ્વરૂપ ધારણ કરે છે. અને કાર્ય કારણ થઇ રહ્યા પછી, મૂળ સ્વરૂપમાં ગયા બાદ, કાર્યકારણની ઇચ્છા કરતા નથી. તેથી તે બંધનમાં આવતા નથી, એવો વિચાર જીવ કરે છે. એવામાં જીવનો તાપ શમાવવા સારૂ હૃદયાકાશમાં પ્રગટ થઇને પ્રભુએ દર્શન દીધું. એટલે એ જીવ ઘણી આતુરતા ભર્યો સ્તુતિ કરતો છતો કહેવા લાગ્યો કે હે દયાનિધિ! આ કષ્ટમાંથી મને મૂક્ત કરો. હું મૂક્ત થયા બાદ આ માર્ગમાં ફરીથી આવવાની સ્વપ્ને પણ ઇચ્છા રાખીશ નહિ. તેમ તમારા કરેલા ઉપકારને કદી ભૂલીશ પણ નહિ. અહર્નિશ તમારૂં સ્મરણ કરીશ. અને માયામાં ન ફસાતાં શાસ્ત્રવચનને પાળીશ. અને મહાત્માઓનુ સેવન કરી આપને ચરણે રહીશ. એવું જીવનું કહેવું સાંભળીને અંગુષ્ટ સ્વરૂપ ભગવાન કહે છે કે હે જીવ ! તને કષ્ટમય જાણી તારા કષ્ટોનો નાશ કરવા સારૂ મારે પ્રગટ થવું પડયું છે: માટે તારે ફરીને માતાના ગર્ભમાં ન આવવું હોય અને જન્મ મરણથી રહિત થવું હોય તો આ એક ગર્ભગીતા સાંભળ અને સાંભળીને તું સારી રીતે પાળીશ એવો મારી સાથે કોલકરાર કર. એટલે સંસારના જન્મમરણ રૂપી ભ્રમણ ચક્રો પરથી ઉતરી પરંપરાના પારને પામીશ.

તે સાંભળી બેઉ હાથ સંપુટ કરી (હાથ જોડીને) જીવ કહેવા લાગ્યો, હે દયાળુ ! મારી યાચના તો એટલીજ છે કે હું કોઇ દિવસ ગર્ભમાં આવું નહિ મને જે માર્ગ જણાવશો તે માર્ગે હું ચાલ્યો જઇશ. અને આપની કરેલી આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ નહિ. તે છતાં હું પ્રતિજ્ઞા કરૂં છું કે જે કરાર આપની સમક્ષ કબુલ કરીશ તે સઘળા પાળીશ. પછી ભગવાને કહ્યું કે હે જીવ! જે ગર્ભવાસ છે તે એક નરકનો કુવો છે અને આ કુવામાંથી નીકળ્યા પછી સંસાર રૂપ એક મોટા ધરામાં પડવાનું છે. અને જે સંસારરૂપી ધરો તે નદી, નહેર કે તળાવ અથવા વહેળાનો ધરો નથી, પણ મોટા મહાસાગરનો છે. માટે માતાના ઉદર રૂપ ખાડામાંથી નીકળી, તેમાં પડયા

પછી મારા આપેલા નિયમો, કરારોને નહિ તોડતાં જેમ ગુમાસ્તો શેઠની દુકાન ચલાવે, તેમ પોતાનો નિર્વાહ કરે છે. અને પોતાના કરેલા કરારોને સત્ય રીતે પાળી પોતાનું ભરણપોષણ કરી લે છે. તેમ તારે પણ કરારોને પાળી વ્યવહાર કરવો. પણ તે અવિવેક કે અસત્ય પર રહીને કરવો નહિ. તેમ અહંમમ અથવા આશા તૃષ્ણાને ત્યાગી, છેવટે **મૂળ સ્વરૂપમાં** સ્થિતિ કરવાની છે. અને જો તેમ નહિ થાય તો માતાના ઉદરનું **કષ્ટ સો ઘણું છે,** અને એથી સો ગણું સંસાર વ્યવહાર જીવન ગુજાર્યાનું છે, અને તેથી સો ગણું મરણ સમયનું છે. એ સઘળાં કષ્ટ ભોગવવાં પડે છે. શાથી કે જે જે જીવ છે તે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અહંકાર, કાળ, કર્મ અને સ્વભાવ એ તેના સંગી છે. અને જ્યાં જીવ દશા છે ત્યા તે હોય છેજ. જીવ તેના પાશમાં પડી, અસત્યને વરી ભ્રષ્ટતામાં આવી જઇ કૃત્યાકૃત્ય કરીને, જરા મૃત્યુના પાશમાં પડી, અધમ દશા પર આવી જાય છે. પછી પોતાના કર્તવ્યને ચુકી જઇ સંસારમાં ભમ્યા કરે છે. પણ તેની સીમાને જીવ પહોંચતો નથી. ભગવાન કહે છે, હે જીવ ! આ ગર્ભસ્થાનમાંથી મૂક્ત થઇ ભલે સંસાર રૂપ મહા વ્યુહમાં જાઓ, પણ તમે તમારા મૂળ સ્વરૂપને ભૂલશો નહિ. એ ભૂમિકા એવી છે કે ચહાય તેવો ધારણાવાળો હોય તોપણ લપસી પડે છે. માટે ઘાડા સેવાળમાં જાળવી જાળવી પગ મૂકવા જેવું છે. તેથી તે સાચવજો કે જેથી તેમાં ખુંચી ન રહેવાય. છતાં એ સંસાર સમુદ્રને તરી પેલી પારને પહોંચી શકાય તેવું એક સાધન છે, તેને સાંભળો. મનન કરો પછી તેનું નિદિધ્યાસન કરજો. એટલે સંસારના પારને પામશો. એ સાધનના પ્રમાણમાં ચાલનાર, સંસાર વ્યવહાર કર્યા છતાં સંસારમાં ન લોપાય તેવું છે. તેને ગર્ભગીતા કહેવામાં આવે છે. તે તને સંભળાવું છું, તે એકાગ્ર વૃત્તિએ કરી હવે સાંભળ.

# ગર્ભ ગીતા

જીવ કહે છે, કે હે પ્રભુ ! મહા જ્ઞાનરૂપ જે ગર્ભગીતા તે તમે મને વિસ્તારથી કહો. તેમાં કયા કયા ધર્મો રહેલા છે, અને કરારો કેટલા છે કે તેને જાણી હું પાળી શકું; માટે કૃપા કરીને આપે કહેવું જોઇએ. તે સાંભળવાની મારી જીજ્ઞાસા છે. એ પ્રમાણે જીવનું કહેવું સાંભળીને, શ્રીભગવાન બોલ્યા.

કે હે જીવ? સંસારાર્ણવ તરવો મહા દુષ્કર છે. કેમકે તેમાં અનેક પ્રકારનાં આવરણો રહેલાં છે. તેથી તેને તરવાને માટે સારા સાધનની જરૂર છે. તેનું ખરૂં સાધન આ ગર્ભગીતા છે. તેને તું એકાગ્રચિત્તે સાંભળ. જેથી અનાયાસે ભવોદધિને તરી શકીશ.

જ્યારે સંસાર વ્યવહારાદિ અહંમમપણાના મોહે કરી કષ્ટ આવે, ત્યારે જીવ વૈરાગ્યને પામી, સર્વ વસ્તુપર અભાવ કરી, પ્રશ્ન કરે તે એવો કેઃ-

गर्भवासे जरामृत्यौ किमर्थं भ्रमते जनः।
किमर्थं लभ्यते जन्म कथयस्व जनार्दनः॥

ભાવાર્થ- અરે! આ ગર્ભવાસમાં આવી મળમૂત્રાદિ દુર્ગંધીમાં રહેવું ને તેનો આહાર કરી જીવવું, તથા જન્મ લઇ આખરે મરણને શરણ થવું; આ કષ્ટ શા કારણથી આવ્યું? વળી હું દૃષ્ટારૂપે મહાસુખીયો અને સ્વતંત્ર હતેઃ છતાં દુઃખી અને પરતંત્ર કેમ થયો? અને હે જનાર્દન! હે ભગવાન! મારો જન્મ થવાનું કારણ શું? એવો પ્રશ્ન ઉઠે પણ તેનો ખુલાસો ન મળે ત્યાં સુધી એ જીવ મુંઝવણના મેરૂ તળે દબાયલો રહે છે. પણ જ્યારે કોઇ તત્વજ્ઞાની સદ્‌ગુરૂ મળી આવે, તે વખતે એ પ્રશ્ન તેમને વિદિત કરે, એટલે તે ઘણા દયાળુ સ્વભાવના હોવાથી તેઓ પ્રશ્નનો ઉત્તર આપે. તે એવો કે,

मानवो मूढबुद्धिर्हि संसारेण विलिप्यते:।
आशामेकं न त्यज्यंति जीवने धन संपदा:॥

ભાવાર્થ-હે જીવ! સંસારના જીવો તે પોતાના અજ્ઞાનાવરણે કરી મૂઢ બુદ્ધિના હોય છે. તેથી અહંમમરૂપ બંધનમાં પડી સંસારમાં લેપાઇ જાય છે. પણ જો તે એક આશાને બંધનરૂપ જાણી તેને ત્યાગે તો તે મહદ્ લાભને પામે. પણ તે તૃષ્ણાને ત્યાગી શકતો નથી, તેમ અનિત્ય રૂપ જે ધન, તેને જીવનરૂપ માની સંપાદન કરે છે. તેથી કરીને તેના મોહના બંધનથી છૂટી શકતો નથી; અને મહા કષ્ટના બોજામાં રહેવું પડે છે. સંસાર મહા ગહન રચનાથી રચવામાં આવ્યો છે, અને તે દુઃખરૂપ છે. તે એવો કે મહાજળનો ભરેલો એક મહાસાગર છે. તેમાં પડેલા જીવને અમુંઝવણ તો થાય તે છતાં એવો કોણ નિર્ભાગી હોય કે આરાની આશા ન રાખે? અર્થાત્ આશા તો રાખે પણ જ્યાં લગી નાવમાં ન બેસે ત્યાં સુધી ગળકાં ખાધાં કરે, તેમ સંસારમાંથી બહાર નીકળવાને સારૂ કોઈ તત્વજ્ઞાની સદ્‌ગુરૂ મળે નહિ, ત્યાં લગી જન્મ મરણથી રહિત થવું દુર્લભ છે. તેમ સમજી તેવાને શરણે જઇ પ્રશ્ન કરે તે એવો કેઃ-

**आशा केन जिता लोके संसार विष बंधनात् ।**
**केन कर्मविपाकेन लोको मुच्यते बंधनात ॥**

ભાવાર્થઃ—હે ભગવાન! સંસારના જીવો અનેક પ્રકારના વિષયોથી બંધાયેલા હોય છે. તેથી નિર્માલ્ય થઇ એવા વિચાર પર આવી જાય છે. કે આ લોકમાં આશાને જીતે તેવો કોણ છે ? પરંતુ કેમ જીતાય ? કયા કર્મે કરી વિપાકમાં પડવું પડે છે? શું કરવાથી બંધનમાં પડેલા છુટે? એવા સંશયો થયાં કરે અને જયારે મુંઝાય ત્યારે જેમ રાગી રોગથી પીડાયલો હોય, ત્યારે તે નાડી-વૈદ્યની પાસે જવાથી ઔષધિ મળી જેમ રોગમૂક્ત થાય છે. તેમ જન્મ મરણાદિ રોગરૂપ સંસાર વળગી ગયેલો છે. એમ જાણી વૈદ્યરૂપી તત્વજ્ઞાની પાસે જઇ પોતાનો કષ્ટરૂપ પ્રશ્ન વિદિત કરે, એટલે તે તત્વજ્ઞાની ઔષધ રૂપ પ્રત્યુત્તર આપે જેવો કેઃ—

**आशा कर्म परित्यज्य निराशा ग्रहीतं यदि ।**
**निष्कर्म कर्म कर्तव्यं प्राणी नैव विलिप्यते ॥**

ભાવાર્થઃ— હે જીવ! આ શરીર ગુણ માયાથી બંધાયલું હોય છે. તેથી માયાને મોહે અને ગુણોના કર્મોએ કરીને ભલે એ કર્મોને કરે છતાં તેનાં ફળોની આકાંક્ષા રાખે નહિ પણ; સદા સર્વદા મારૂં કર્તવ્ય છે તેવા સ્વધર્મને સમજી કરે તો એ પ્રાણી આ સંસારમાં લેપાતો નથી. તે જીવ શુભાશુભ કર્મોને ત્યાગી, અહિંસક ધર્મને અનુસરનાર મહાપદને પહોંચે છે.

ભગવાન કહે છે, હે જીવ! શાસ્ત્રો કે મહાત્માઓના મુખદ્વારથી નીકળેલાં વચનોને અથવા પોતાના અનુભવમાં આવેલાં સંસારનાં કષ્ટો તેથી કંટાળીને જેમ સિંહના ભયથી બીજાં પક્ષીઓ તે રાનને ત્યાગી અન્ય રાનનો આશ્રય કરે એ પ્રમાણે વ્યાવહારિક ગુરૂઓનો ત્યાગ કરી, તત્વ જ્ઞાનીને શરણે જઇ એવો પ્રશ્ન કરે કેઃ—

**कामक्रोधश्च लोभश्च ममहंकरणं सदा ।**
**एते मनसि वर्तते कर्मनाश कथं हरे ॥**

ભાવાર્થ.—હે પ્રભો! આ જે બળતા વનના સુખ જેવો સંસાર, તેના પાશમાં પડેલા જીવો તે પોતાના મનસાથે કામ, ક્રોધ લોભ, મોહ, મદ, અને અહંકાર એવા છ શત્રુઓ છતાં મિત્રતાની ગ્રંથી પડી ગએલી હોવાથી સંસારની દર્શાતી એવી જે અનિત્ય વસ્તુઓ તેનું ભાન કરાવી અને વ્યાવહારિક મોક્ષ રહિત કર્મોને કરાવે છે. અને તે કર્મો મનથીજ થાય છે. ત્યારે તે કેવી રીતે

નાશ પામે? માટે હે તત્વદર્શી તે મને કૃપા કરી જણાવો. એ પ્રમાણે જેમ ક્ષુધા કે તૃષા અથવા તાપથી પીડાયેલો પ્રાણી કલ્પ વૃક્ષને શરણે આવે ને તે શીતળતાને પામી ક્ષુધા તૃષાના કષ્ટથી મૂકત થાય છે. એ પ્રકારે કલ્પવૃક્ષ રૂપ તત્વજ્ઞાની મળવાથી પ્રશ્નનો ઉત્તર મળી આવે છે. શાથી કે જેમ બાળકની આતુરતા માતા જાણે છે. તેવી રીતે જીવની આતુરતા તત્વજ્ઞાનીઓ જાણે છે. તેથી તે સમજીને તેનો ઉત્તર આપે છે. કહેશો કે આતુરતા હો વા ન હો તો શું ? પૂછયાનો ઉત્તર નથી આપવાનો? તેના ઉત્તરમાં તત્વજ્ઞાનીઓને ના નથી; છતાં સમુદ્રમાં સંતાડેલું, ક્ષાર પૃથ્વીમાં વાવેતર કરેલું, કુપાત્રને દાન આપેલું અને જેમ ખાળમાં ગંગાજળ ગુમ થઈ જાય છે તેમ આતુરતા જોયા સિવાય તત્વજ્ઞાનીઓ અનધિકારીને પ્રશ્નનો ઉત્તર આપતા નથી. પણ તે જો અધિકારી છે તેમ જાણે. તો તેનો પ્રત્યુતર આપે છે. તે એવા કેઃ-

**ब्रह्माग्निर्दह्य तत्सर्वं कर्मलेप कथं पुनः ।**
**निर्मलं च मनो भूत्वा पुनर्जन्म न विद्यते ॥**

ભાવાર્થઃ-હે જીવ! જયારે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે તે શુભ અને અશુભ એવાં બંને પ્રકારનાં કર્માને કરતો નથી. અને નથી કરતો તો તે તેનો ભોકતા પણ થતો નથી. શાથી કે બ્રહ્મજ્ઞાન વડે નિર્મળ થએલું છે મન જેનું, એવો તે ફરીને જન્મ મરણના આવેશમાં ન પડતાં મૂકતદશાને પામે છે. એવો મારો સિદ્ધાંત છે.

ભગવાન કહે છે હે જીવ! સંસારનાં અનિત્ય સુખમાં પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવવાના મળે છે. ત્યાં લગી તેમાં રચીપચી રહે છે. પણ સર્પને રમાડવાથી કે ઝેરને પ્રાશી જોવાથી જેમ તે પરથી અભાવ લાવી તેને ત્યાગી ડંસ થએલા નાગનું અને ચઢેલું ઝેર ઉતારવાના હેતુથી, ગારૂડી કે વૈદ્યની પાસે જાય છે. તેમ સંસારના વિષયરૂપ સર્પોના ડંસથી, ચઢેલા ઝેરને ઉતારવા સારૂ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠને શરણે જઇ પ્રશ્ન કરે તે એવો કેઃ-

**मनसा पुण्यपापानि आशौचंशौचकं द्वयं ।**
**मनस यस्य वर्तते कर्मनाश कथं हरेः ॥**

ભાવાર્થઃ-હે પ્રભો! આ જે કારમી એટલે ગાંધર્વ નગર જેવી, ખીલેલા બાગ જેવું નપુંષક રૂપની દેહ, તેમાં આકાશ તત્વના સાત્વિક ભાગમાંથી જનક છે જેનું, એવું જે નપુષક લિંગનું મન, તેને વિષે પુન્ય અને પાપ તથા શૌચ અને અશૌચ, સદા સર્વદા રહેલાં હોય છે, છતાં શરીરાદિ ઇન્દ્રિઓ

તેના તાબામાં હોય છે, તેથી તેના કહેવામાં તેઓ વર્તે છે તો હવે હે જ્ઞાની પ્રભુ! કર્મનો નાશ કેવી રીતે થઈ શકે? હે જીવ! આહાર, ભય, નિદ્રા, અને મૈથુન એ કયા પ્રાણીમાં નથી? અર્થાત્ સર્વમાં છે; છતાં જે બ્રહ્મજ્ઞાન થવું તે તો મનુષ્ય યોનિમાંજ હોય છે, પણ તેમાં ભેદ છે. તે એવો કે વ્યાવહારિક પારમાર્થિક અને બ્રહ્મજ્ઞાન એવા ત્રણ પ્રકારના જ્ઞાનભેદ છે. તેમાં વ્યાવહારિક જે જ્ઞાન તે કનિષ્ટ પ્રકારનું છે. પણ વ્યવહારમાં ઉત્તમ ગણાય છે. અને જે પારમાર્થિક જ્ઞાન તે મધ્યમ છે, છતાં પરમાર્થમાં ઉત્તમ ગણાય છે. આવાં બે પ્રકારનાં જે જ્ઞાન તે તો સહેજમાં થઈ આવે છે. પણ બ્રહ્મજ્ઞાન એ સહેજમાં મળી આવતું નથી. કેમકે તે ઘણું કઠિન છે તો પણ પુરૂષાર્થીને કઠિન નથી. વિચારીએ છીએ તો જ્ઞાની અને અજ્ઞાનીની ક્રિયા તો એકજ રીતે થાય છે. તો પણ તેમાં ભેદ છે, તે ભેદ તત્વજ્ઞાની ગુરૂ સિવાય મળી આવે તેમ નથી. અને કર્મસંયોગે કરી જયારે મળી આવે ત્યારે તે સમજાવે છે. તે એવી રીતે કેઃ—

ज्ञानी सर्व कृतं कर्म ब्रह्म श्री गुरुचिंतने ।
संकल्पोपि च नास्त्यैव पुनर्जन्म न विद्यते ॥

ભાવાર્થઃ—જ્ઞાની અનેઅજ્ઞાની એ બંનેની ક્રિયાઓના વ્યવહાર તો શારીરિક ઇંદ્રિયોથી એકજ પ્રકારે કરી થાય છે. પણ તેમાં વિચાર ભેદ છે. તે એ કે જેમ મંજારી પોતાનાં બચ્ચાંને ઝાલે છે, તે સમયે એના પંજા તથા મુખ, એ બેનો ઉપયોગ કરે છે. તેમ જયારે ઉંદરને ઝાલે છે, ત્યારે પણ એ બેનોજ ઉપયોગ કરે છે. પણ તેનો વિચાર જુદો જુદો હોય છે. તે એવો કે, જયારે પોતાનાં બચ્ચાંને ઝાલે છે ત્યારે તેનો રક્ષણ કરવાનો વિચાર હોય છે. અને જયારે ઉંદરને ઝાલે છે ત્યારે તેનું હનન કરી આહાર કરવાનો વિચાર હોય છે. એ પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાનીની ક્રિયાને એકજ રૂપમાં દર્શાય પરંતુ તેના વિચારમાં ભેદ હોય છે.

માટે હે જીવ! જ્ઞાની પુરૂષો ક્રિયા તો કરે છે; છતાં ગુરૂનાં કહેલાં વાકયોનુ ચિંતન કરતા છતાં બ્રહ્મના ચિંત્વન સાથે કર્મોનાં ફળોને અર્પણ કરે છે, અને જેનાં સુત્રોથી હિંસક કે અહિંસક એવા બંને પ્રકારનાં કર્મો કરવાના સંકલ્પો નાશ થએલા છે. એવા જ્ઞાની જનોના પુનઃ પુનઃ જન્મ થતા નથી. તે છતાં જેઓના આશા તૃષ્ણા રૂપ સંકલ્પો પણ જાગી રહેલા છે. એવા અજ્ઞાની જનોના વારે વારે જન્મ થયાં કરે છે. એ પ્રમાણે ગત સિદ્ધાંતનો ભાવાર્થ અત્રે મેં તને ચાલતા સિદ્ધાંતમાં કહી જણાવ્યો.

માટે હે જીવ! સંસારાદિ વ્યવહારમાં ભલે અનિત્યાદિ પદાર્થોની પ્રાપ્તિ થઇ હોય, ને તે એવી કે સ્ત્રી, તન, ધન, પુત્ર પૌત્રાદિ અને અતિશય માન સાથે સફળતા પ્રાપ્ત થઈ હોય તો પણ, જ્યાં લગી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય નહિ ત્યાં લગી સર્વે નિરર્થક છે. શાથી કે, એવો પ્રશ્ન ઉઠે તો તેના ઉત્તરમાં જણાવે છે કે:–

**ब्रह्मज्ञान परं विद्या ब्रह्मज्ञान परं तपः ।**
**ब्रह्म ज्ञान परं सिद्धि न भूतो न भविष्यति ॥**

ભાવાર્થ:–આ સૃષ્ટિમાં વિદ્યાઓ ઘણા પ્રકારની છે. છતાં સવિદ્યા રૂપ જે બ્રહ્મજ્ઞાન તેની તુલ્ય એક પણ નથી. તેમ યોગ વૈરાગ્યમાં તપશ્ચર્યાઓ ઘણીજ જાતની છે; પરંતુ બ્રહ્મજ્ઞાન જેવી એકપણ તપશ્ચર્યા નથી. સૂત્રોને વિષે સિદ્ધિઓનું પણ વર્ણન કરેલું છે. અને તે ધર્મ, અર્થ અને કામ એવા ત્રણ પદાર્થોને આપવામાં સમર્થ છે. પણ જે બ્રહ્મજ્ઞાન તે તો ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ પદાર્થોને આપી શકે છે.

એવું એક મોટી સિદ્ધિ રૂપ છે. છતાં તે કેવું, એ કહી શકાય તેમ નથી. હે જીવ! ભલે ઉત્તમ, મધ્યમ કે કનિષ્ટ એમાંના ગમે તે વર્ગમાં જન્મ થયો હોય તો પણ સર્વને બ્રહ્મજ્ઞાન થવાનો અધિકાર છે. અને તેના સિવાય કોઇ જાતિમાં ઉત્તમતા પામવાનો અન્ય કોઇ ઉપાય નથી. તે કહી જણાવે એવાને શરણે જવું:–

**नाना शास्त्र पठन लोको नाना देव प्रपुजन ।**
**ब्रह्मज्ञान विना जिव सर्व कार्य निरर्थकं ॥**

ભાવાર્થ:– કોઇ જીવે વેદાદિ અનેક પ્રકારના ગ્રંથોનું અવલોકન કરી જીવ્હાએ કરી રાખેલું હોય અથવા તો અન્ય કંઇ જાણીને બીજાઓને જણાવતા હોય તો પણ શું? કેમકે જ્યાં સુધી બ્રહ્મજ્ઞાન થયું નથી ત્યાં લગી જેમ ખરની ઉપર શાળ ભરેલી હોય છતા તે માત્ર ફોતરાંનોજ અધિકારી હોય છે, પણ ચોખાનો નહિ. અથવા તો તે પર ચંદનનાં કાષ્ટ ભરેલાં હોય તો પણ તે ચંદનને નહિ જાણતાં કેવળ ભારનેજ જાણે છે; તેમ પંડિતો અથવા તો વેદાંતીઓ તેને વેદાદિ શાસ્ત્રો માત્ર ભાર રૂપજ છે. વળી કોઈ જીવ આખી સૃષ્ટિના દેવોને પુજે, તે એટલા લગી કે રજકણથી તે મહાન પહાડના સ્વરૂપમાં પુજન કરે, અર્ચન કરે, અને આસ્થા રાખે તેથી તે દેવો આસ્થાએ કરી કદાચિત્ રજકણથી તે મહાન પહાડ જેવડા અને જેટલા આખી સૃષ્ટિના દેવોતે પુજે, તોપણ પોતાની આસ્થા વડે તેઓ ફળ, અફળને આપવા સમર્થ થાય પણ મોક્ષના

આધનમાં તેઓ અસમર્થ હોય છે. કેમકે તેઓ વિધિનિષેધને વરેલા હોવાથી ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પદાર્થોને આપી શકે છે. પણ ચોથું પદ જે મોક્ષ તેને આપી શકતા નથી. અર્થ એ છે કે જેમ વેળુને પીલવાથી તેલની પ્રાપ્તિ થતી નથી અથવા તો વાંઝને પીલવાથી, ગોળ, મીસરી કે સાકર મળતી નથી, તેમ બ્રહ્મજ્ઞાન સિવાય અન્ય જ્ઞાનોથી મુકત દશાને પામી જન્મ મરણથી રહિત થવાતું નથી. હે જીવ ! ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એવા ચારે ફળોમાં આ સ્તંભથી તે બ્રહ્મપર્યંત જે કાંઈ મળવાનું કે યાચવાનું તે બ્રહ્મજ્ઞાન થયું એટલે કાંઇ બાકી રહી જતું નથી. અર્થાત મોક્ષને માટે તો કેવળ બ્રહ્મજ્ઞાન જ છે. અને તે બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એવા સદ્ગુરૂ સિવાય પ્રાપ્ત થતું નથી

તેનું પ્રમાણઃ—

**आचार क्रियते कोटी दानं च गीरि कांचनं।**
**परं तत्वं न जानाति मुक्तिर्नास्ति गुरुर्विना॥**

ભાવાર્થઃ–ભલે કોટી પ્રકારનાં આચારોને પાળે અને પર્વતોના સમાન સુવર્ણનું દાન આપે છતાં તેના વિવેકને જાણનાર જો સદ્ગુરૂ ન હોય તો તે વૃથા જઇને ઉલટા ફળને આપે છે. છતાં પરમ તત્વ એટલે જે બ્રહ્મ તેને ઓળખી અનુભવવામાં ન આવે ત્યાં સુધી દાન કરેલું પણ વૃથા છે. વળી એ બ્રહ્મ તત્વને જાણવામાં સાધન રૂપ જ્ઞાન છે. અને જ્ઞાનના દાતા ગુરૂ છે. તેથી ગુરૂ સિવાય યુકિત જડતી નથી અને યુકિત સિવાય મૂકિતની આશા રાખવી તે પણ વૃથા છે.

હે જીવ ! કેટલાક જીવો પોતાના શ્રેયને અર્થે ઉપચારો શોધે છે. અને સંપૂર્ણ શ્રમ કર્યા છતાં પણ લાભ મેળવી શકતા નથી. તેનું કારણ કે તેઓને સદ્ગુરૂ મળવાનો સમય આવતો નથી. પણ જો કોઇના પ્રારબ્ધ યોગે સદ્ગુરૂ મળી આવે છે; તો તેઓ ચિંતવેલા કાર્યની સફળતા મેળવી શકે છે. પણ તે લાભ દૈવી જીવોને મળી શકે છે. છતાં જેઓ આસુરી જીવો છે, તેમને સદ્ગુરૂઓ તો નહિ પણ અસદ્ગુરૂઓનો મેળાપ થવાથી ઉલટે માર્ગે ચઢીને જન્મને બગાડે છે. અને તે અજ્ઞાને કરી એમ સમજે છે કે આમ કરવાથીજ મોક્ષ છે, તેમ સમજી ક્રિયાઓ કરે છે, તો પણ તેનો યથાર્થ લાભ મેળવી શકતા નથી. તેનું કારણ એ કે, જે જેનું સાધન ન હોય તો તે કાર્યની અન્ય સાધન સિદ્ધિ કરી આપતું નથી તે એમ કેઃ–

कोटी यज्ञे कृते वापि कोटी दानं गजाहयं ।
गौदानं च सहस्राणि मुक्तिर्नास्ति गुरुर्विना ॥

ભાવાર્થઃ- કદાચિત કોઈ કરોડો યજ્ઞો કરે અને કરોડો વાવોને ખોદાવે, તેમ કરોડો હાથી ઘોડાનું દાન કરે અને હજારો ગાયોનું દાન કરે તો પણ શું! એ સર્વે દાન કરવામાં વિધિઓને જણાવનાર ગુરૂ ન હોય તો તેની ફળ સિધ્ધિ થતી નથીઃ તે તો સદ્ગુરૂ મળવાથીજ થાય છે. ને નિષ્કામ એટલે ફળ રહિત કર્મ કરવાં તે લાભ પણ શ્રી સદ્ગુરૂથીજ મળે છે. આ પરથી સિદ્ધ થાય છે કે સર્વ પ્રકારનો જે લાભ મેળવવાનો તેના સાધનરૂપ કેવળ શ્રી સદ્ગુરૂજ છે.

હે જીવ! વળી તને સમજાવું છું કે આ સંસારમાં આવીને જન્મ મરણના કષ્ટનો નાશ કરી શકાય છે. કારણ કે જે જે જાતના અનુભવો તે સર્વે આ સંસારમાંથીજ થાય છે. પણ જો જીવ તેમાં રહી અહંમમથી રહિત ફળની આકાંક્ષા રહિત ક્રિયા કરીને મોહમાં બંધાય નહિ, અને કોઈનું અહિત કરવાની અપેક્ષા રાખે નહિ તેમજ શુદ્ધ ચિત્તથી ક્રિયાઓ કરે તો તેનું ફળ કયારે મળે છે. તે જણાવે છે કેઃ-

न मोक्ष धारणं वेशं न मोक्ष कर्म धारणं ।
न मोक्ष भस्म लेपेन मुक्तिर्नास्ति गुरुर्विना ॥

ભાવાર્થઃ-જો કદાચિત ગુરૂગમ આવ્યા સિવાય વેશ ધારણ કર્યો હે કર્મોને ધારણ કર્યાં હોય, ભસ્મનું લેપન કર્યું હોય, અથવા જે જે પ્રકારનાં સાધનો મેળવ્યાં હોય તે પણ ગુરૂની યુક્તિ જણાયા સિવાય મુક્તિ તો શું પણ તેનું સાચું ફળ પણ મળતું નથી.

માટે વ્યવહારિક સુખ કે પરમાર્થિક સુખ એ બંને સદ્ગુરૂથીજ મળે છે, એ નિઃસંશય છે.

હે જીવ! જો જીવનું રૂડું કરવું હોય; તો તણે જે જે પ્રકારનાં કર્મો, તેને વિષે રહેલાં ફળો કેવળ અનિત્ય છે, જગત મિથ્યા છે, બ્રહ્મ સત્ય છે અને આ મન વાણીના વિષયવાળું જગત તે કેવળ ઇન્દ્રજાળ સમાન છે. એમ સમજવું. અને તેને ત્યાગ કરાવી જીવની જે જે ફરજો છે તે જણાવી, મોક્ષ અપાવનાર ગુરૂ વિના કોઇ અન્ય છે નહિ. એવું નિસંશય સમજી તેને શરણે રહેવું કે જેના શરણથી જે સાધને કરી મોક્ષ થાય તે સાધન જણાવી આપે.

न मोक्ष पठिते शास्त्रे न मोक्ष कर्म धारणे ।
न मोक्ष कर्म धर्मेषु मुक्तिर्नास्ति गुरुर्विना ॥

ભાવાર્થઃ-મનુષ્યો ચહાય તેટલાં શાસ્ત્ર જાણે અને અહર્નિશ તેનો પાઠ કરે, તેમાં લખેલાં તેનાં વૈદિક કર્મોને કરે, અથવા તો તેમાંના ધર્મોને પાળે તો પણ શું ? કેમકે પોતે વાંચીને તેનો પાઠ કરે, તેથી બોલવા રૂપ શુકના જેવું જ્ઞાન થાય, પણ તેના રહસ્યને સમજી શકાય નહિ. તેમ જે કર્મો કરવામાં આવે અથવા તો ધર્મ પાળવામાં આવે, તે શાસ્ત્રોક્ત છે કે નહિ, તેનો વિવેક પોતાની મેળે સમજી શકાતો નથી.

તેથી સદ્‌ગુરૂની અવશ્ય જરૂર પડે છે. વિચારીએ તો વિવેક સમજ્યા સિવાય વ્યવહારની ક્રિયા કરેલી હોય તો પણ નિષ્ફળ જાય છે, તો પછી પરમાર્થ માર્ગની ક્રિયામા લાભની અપેક્ષા રાખવી એજ અજ્ઞાન દશા છે. પણ વ્યવહાર કે પરમાર્થ એ બંનેમાં ફળની ઇચ્છાવાળાએ સદ્‌ગુરૂને સેવવા એજ યોગ્ય છે.

હે જીવ ! સંસારરૂપ મહાનાટકમાં તમે જન્મ્યો. પરંતુ એ નાટક માત્ર જોવાનેજ લાયક છે. પણ તેમાં મળી જઇ કરવાને લાયક નથી. કેમકે જ્યારે જોનારા નાટક કરશે ત્યારે કરનારા શું કરશે ? એમ સમજી તેમ કરવામાં લક્ષ દેવું નહિ. અને પાછું મૂળ સ્વરૂપમાં આવવું હોય તો અમારાં વચનોનાં આશ્રય પર રહેવું. તે પ્રમાણે સદ્‌ગુરૂ હોય તે કહે કેઃ--

न मोक्षश्च गघालंभे न मोक्ष सोमयाजने ।
न मोक्ष अश्वमेघेन न मोक्ष मदिरा ग्रहे ॥

ભાવાર્થઃ—કોઇ પુરૂષ ગાયોની પાછળ અહોરાત્રિ પ્રદક્ષિણાઓ કરે, અથવા તો તુલસી કે પીપળાની પાછળ ફર્યા કરે તો પણ તે મોક્ષનું સાધન નથી. ત્યારે શું તે નિષ્ફળ જાય છે ? એવી શંકાના સમાધાનમાં નિષ્ફળ જતું નથી, અર્થાત ફળ તો મળે છે. પણ મોક્ષ સિવાયનું વ્યાવહારિક સુખ મળે છે. ને જ્યારે તેનાથી મોક્ષ સુખ નથી મળતું, ત્યારે સોમયાગ કે અશ્વમેધ અથવા તો શાક્ત માર્ગમાં રહી મદિરાનું ગ્રહણ કરવાથી, તો ક્યાંથીજ મળે ?

એમ સમજી હિંસક માર્ગપર એક પણ પગલું ભરવું નહિ. હે જીવ ! સંસારમાં અનેક પ્રકારનાં શાસ્ત્રો, અને મત વ્યવહારો હોય છે. અને ઉલટા-સુલટી ફળોને દર્શાવનારા અસદાચાર્યો ઘણા છે. તે એવા કે વેદ વિરૂદ્ધ અને કપોલ કલ્પિત વાક્યો, વળી તે મોક્ષનાં સાધન નહિ છતાં તે મનાવનારાને શરણે સમજીને ન જવું.

न मोक्ष भ्रमणं तीर्थे न मोक्ष मंत्र याजने ।
न मोक्ष कंदहारेण मुक्तिर्नास्ति गुरुर्विना ॥

ભાવાર્થ—આ સૃષ્ટિમાં દશ હજાર સાતસેં ને વીસ તીર્થો છે. તે કરવાથી તથા મેરૂ પર્વતની પ્રદક્ષિણા કરવાથી અને અહર્નિશ મંત્રો જપવાથી, અથવા તો અનેક પ્રકારની ક્રિયાઓ કરવાથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

ભલે, કોઇ વાયુભક્ષીને રહેતા હોય, અને સર્વ પ્રકારની સિદ્ધિઓને જાણી સૃષ્ટિમાં પૂજાતા હોય, તો પણ શું? કેમકે એ સર્વે વ્યવહારમાં ખુંચાવી રાખનાર છે. એ મોક્ષનાં સાધન નથી, પણ જ્ઞાનનાં સાધન છે; કેમકે કર્મ અને ઉપાસના કર્યા સિવાય જ્ઞાન થતું નથી અને જ્ઞાન સિવાય મોક્ષ થતો નથી; માટે જે જેનું જે સાધન હોય તે સાધનથીજ તે કાર્યની સિદ્ધિ થાય છે. એ પ્રમાણે વિધિઓને સમજાવનાર જે હોય તેને સદ્દગુરૂ જાણવા. અને તેવાની કૃપાથીજ મોક્ષ મળે છે. છતાં અસદ્દગુરૂ જો હાથ લાગી જાય, તો જેમ ઘાસનું સાધન દાતરડું છે એવા વિવેકને દુર મૂકાવી; ઘાસને બદલે દાતરડાને ઉપયોગમાં લેવરાવી, ઘાસનું ઓળખાણ નહિ પાડવા દેનાર, તેવા અસદ્દગુરૂઓનો દૂરથીજ ત્યાગ કરજો.

હે જીવ! આ સંસારરૂપી મોટા બંદિખાનામાં પડેલા જીવો તેમાંથી મુકત થવાને સારૂ, ઉપચારો તો કરે છે, તે એવા કેઃ—

**न मोक्ष कोटि महारुद्रे न मोक्ष दान रत्नस्मात ।**
**न मोक्ष वनवासेन मुक्तिर्नास्ति गुरुर्विना ॥**

ભાવાર્થ—કદાચિત કોઈ મહારૂદ્ર કે અતિરૂદ્ર કરે, તો પણ તેના વિધિઓ જણાવનાર ગુરૂની જરૂર છે. અને તેમાં રત્નો આદિક જે જે દાન આપવાં, તેના વિવેકોને સમજવા સારૂ પણ શ્રી સદ્દગુરૂની જરૂર છે. ભલે વનમાં જઈ એકાંત સ્થળમાં નિવાસ કરે, તોપણ મનના વેગોને શમાવવા સારૂ, ખાસ ગુરૂની જરૂર છે. આ પરથી સમજવું કે, ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ ચારે મળવામાં સાધનરૂપ શ્રી સદ્દગુરૂજ છે. એવું નિઃસંશય સમજીને જેઓ સંસારમાં પડે છે, તેઓ જન્મમરણ રહિત થાય છે.

હે જીવ! આ વિશ્વમાંથી મનુષ્ય દેહે કરીને માયા સ્વરૂપની પ્રાપ્તિ કરી શકાય છે. છતાં પામવા યોગ્ય તો મારૂં સ્વરૂપ એકજ છે, પણ તેને પામવાના રસ્તા ઘણા છે, તેથી કરીને જીવો અફળાયાં કરે છે. તેનું કારણ એ કે, સંસારમાં મતભેદે કરીને ઘણા માર્ગો જણાવેલા હોવાથી જેમ ઘણા દીવામાં મારો દીવો કયો? અને હું કયે દીવાને અજવાળે ફરૂં છું? તેની સમજ પડે તેમ હોતું નથી. પણ જો સદગુરૂ મળે તો તેમાંથી એક દીવો ઉચકાવી લેવરાવીને નિશ્ચય કરાવે, ને કહે કે આ દીવાના અજવાળે તું ફરે છે. એમ કહી

બાકીના દીવા રાણા (બંધ) કરી નંખાવે. એટલે રહેલા દીવાને અજવાળે હું કરૂં છું એ સિદ્ધ થશે.

**न मोक्ष यज्ञ मौनेषु न मोक्ष देह दंडने ।**
**न मोक्ष गीयते गीता मुक्तिर्नास्ति गुरुर्बिना ॥**

ભાવાર્થ—કેટલાક મોક્ષાર્થે, વસ્ત્રવિહિન એટલે નગ્ન ફરે છે. અને કેટલાક મૌનવ્રતને ધારણ કરી બોલતા નથી. કેટલાકયેક શરીરનેજ દંડ દીધાં કરે છે; એટલે કે ઉંધે મસ્તકે નીચે તાપ કરી ઝુંલવું, ભાલાપર સુવું. બેસવું, ઉંચા હાથ કરી તેને સુકવવા, નખ વધારવા, પંચાગ્નિ તાપવો ઇત્યાદિ અનેક પ્રકારનાં કષ્ટો શરીરે સહન કરે છે. ને કેટલાક રાત્રિદિવસ ગીતાનું અધ્યયન કર્યાં કરે છે, તો પણ યથાર્થ લાભને મેળવી શકતા નથી. તેનું કારણ સદ્ગુરૂ મળ્યા વિનાનુ જ છે. કેમકે તે જો મળ્યા હોય, તો તેના ભેદોને સમજી શકાય, નહિ તો કેવી રીતે સમજી શકાય? તેથી તેના વિવેકોને સમજવા સારૂં બ્રહ્મનિષ્ઠને શ્રોત્રિય એવા બે વિશેષણવાળા સદ્ગુરૂની જરૂર છે; નહિ તો મોક્ષનો માર્ગ, એવા સિવાય મળતોજ નથી.

હે જીવ! જે સંસારમાં તમારે જવાનું છે, તે સંસાર મહાજાળરૂપ અવિદ્યા-માયાથી ફેલાઇ-રેલાઇ રહેલો છે. તેમાં પડવાથી જીવો કેવા થઇ જાય છે કેઃ—

**यावद् बुद्धि विकारेण परं तत्व न विद्यते ।**
**यावद् ब्रह्म न चिंतंति तावद् चित्तं स्थिरं नाहि ॥**

ભાવાર્થઃ—એ અવિદ્યામાયાના આવરણે કરીને, જીવોની બુદ્ધિ વિકારવાળી થાય છે. તેથી તે પરમ તત્વને જાણી શકતા નથી. જ્યાં સુધી બ્રહ્મનું ચિંતન ન કરે ત્યાં સુધી ચિત્તની સ્થિરતા થાય નહિ, અને ચિત્તની સ્થિરતા ન થાય, તો મૂળ સ્વરૂપમાં આવવું એ ઘણુંજ દુર્ઘટ છે. તેથી જેમ નટડી નાચે, ગાય અને હાથની અદા પણ કરે છે છતાં લોકોની પાસેથી કાંઇ લેવાની ઇચ્છાવાળી હોય છે. વળી તે લોકોને ન જોતાં તેનું ચિત્ત કેવળ એક દોરડામાંજ હોય છે. એ પ્રમાણે સંસારમાં જન્મીને જેનું ચિત્ત મારા વિષે છે, તે મારા સ્વરૂપને પહોંચે છે.

હે જીવ! આ સંસારમાં અવતરેલા પ્રાણી માત્રને પોતાના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ કરવા માટેજ તેઓની ઉમેદ હોય છે; પણ તેઓ વિષયોરૂપી-ચગડોળમાં ચઢેલા હોવાથી ઉંચા નીચા થયા કરે છે; પણ તે સ્થિરતા ઉપર આવતા નથી; અને અસ્થિર ચિત્તવાળા રહે છે. સર્વ શાસ્ત્રાનુમતે, અને મારા અનુભવ પ્રમાણે

અસ્થિર ચિત્ત કરીને બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. માટે ચિત્તને સ્થિત કરવાનું કારણ છે પણ તે કેમ થાય તેનો ખુલાસો શ્રી સદ્‌ગુરૂ હોય તે આપે કેઃ—

अभ्यंतरे भवेत्शुद्धि यदा मळ विमार्जन ।
प्रक्षाल्यते मनोयर्हि तदा चित्तं स्थिरं भवेत् ॥

ભાવાર્થઃ—પ્રથમ અંતઃકરણોથી અંતરની શુદ્ધિ કરવામાં મનના દોષો રૂપી મળનું વિસર્જન કરવું. એ રીતે મનને ધોવાથી ચિત્તની સ્થિરતા થાય છે. આ પ્રમાણે થયા સિવાય, જેમ કેશની અણી સમુદ્રમાં બોળી બહાર ખંખેરવાથી સમુદ્ર ખાલી થતો નથી, તેમ અંતર શુદ્ધ થયા વિના કર્મો રૂપી જળનો અને શરીરરૂપી સમુદ્રનો પાર આવે તેમ નથી. હે જીવ! ચિત્તની સ્થિરતા થવી, તે સહેજ શકે તેમ નથી. કેમકે જેમ સોની ત્રાકડા પર રવાને ગોઠવે છે, અથવા તો ડોલ યંત્રની વસ્તુને પવન રોકવાની સ્થિરતા પર લાવે છે, ત્યારેજ એ વસ્તુઓ સ્થિરતામાં આવે છે. છતા જે આ ચિત્ત તે તો એનાથી પણ ચંચળ છે, તેમ સમજી તેને સ્થિર કરવા માટે પ્રશ્ન કરે.

अभ्यंतरे कथं शुद्धि कथं मळ विमार्जनं ।
मनो मळयुतं नित्यं कथं चित्तं स्थिरं भवेत् ॥

ભાવાર્થઃ— વિશ્વના જીવો આગ્રહપૂર્વક કદાચિત્ ઉપરની તો શુદ્ધિ કરી શકે, પણ અંતરની થવી ઘણી કઠણ છે. કેમકે મનના મળને દૂર કરવા એ કંઇ સાધારણ નથી. સંસારાદિ વ્યવહારનાં જે કર્મો, તે તો મનમાંજ રહેલાં હોય છે. તેથી કરીને મનમાં મેલ હમેશાં થએલો હોય છે, તો પછી, અંતરની શુદ્ધતા, મનની શુદ્ધતા અને ચિત્તની સ્થિરતા એ કેવી રીતે થઇ શકે? એવો પ્રશ્ન કરે—

તે વખતે જે સદ્‌ગુરૂ હોય તે કહે કે, હે ભાઈ! તારો પ્રશ્ન એવો છે કે ચિત્તની શુદ્ધિ કેમ થાય? પણ તેમાં તારે હિંમત હારવાની નથી.

शुद्धात्मा च तपोनिष्टा ज्ञानाग्नि मळ नाशनं ।
मनोशुद्धि गुरोर्वाक्यात् तस्मात चित्तं स्थिरं भवेत् ॥

ભાવાર્થઃ— પ્રથમ તો આત્મા શુદ્ધ છે, એવો નિશ્ચય કરે અને તપસ્વીના જેવી નિષ્ઠા રાખી વ્યવહારનાં કષ્ટોને સહન કરી સત્યના શિખર ઉપરથી ડગે નહિ. તેમ છતાં બ્રહ્મનું ચિંતન કરે છે, એવો જે યોગી, તે જ્ઞાન રૂપી અગ્નિએ કરી મનના મળોને ભસ્મીભુત કરી નાખે છે. પણ આ સર્વે લાભ ગુરૂનાં વાકયો પર વિશ્વાસ રાખવાથી જ મળે છે. માટે હે જીવ!

ખરૂં સમજવાનું તો એ કે શાસ્ત્ર અને સદ્ગુરૂનાં વાકયો પર વિશ્વાસ રાખવો એજ છે. કેમકે સંસાર રૂપ સમુદ્રને તરી પરંપરાના પદને એથી જ પહોંચી શકાય છે. અને પુનઃ જન્મ મરણનું કષ્ટ ન રહેતાં મુક્તની દશાએ આવીને ભગવત્પદની પ્રાપ્તિ થઈ શકે છે.

**कर्माकर्म ध्वयं बीजं कामादि दृढ बंधनं ।**
**केन कर्म विपाकेन लोको मुच्चंति बंधनात् ॥**

ભાવાર્થઃ— આ સૃષ્ટિ અનંત કાળથી રચાયેલી છે. છતાં તે એવી ને એવી જ જોવામાં આવે છે. પણ તેનો નાશ થઈ સંસાર રહિત કોઇ ભૂમિ જોવામાં આવતી નથી. તેનું ખરૂં કારણ તો એજ છે કે અનેક પ્રકારની કામનાઓથી જીવો દૃઢ બંધાઇ ગયેલા હોય છે. તેથી સારાં નરસાં કર્મોની વાસના રૂપી ફળો એ બે સંસારનાં બીજ રૂપે થઇને વિશ્વને ઉત્પન્ન કરે છે, એવું મારા સમજવામાં છે. માટે હે સદ્ગુરૂ ! આ કર્મવિપાક રૂપી સંસારનાં જન્મમરણાદિક કષ્ટો તેના બંધનમાંથી મુકત થનારા જીવો, તે કેવા પ્રકારે કરીને થાય છે, તે કૃપા કરીને કહો ! કે જેથી કરીને હું સંસારમાં જન્મને પામી, બંધનમાં ન આવી, પુનઃ મારા મૂળ સ્વરૂપને પામી સુખીયો થાઉં ! એમ સાંભળીને શ્રી સદ્ગુરૂ ઉત્તર આપે છે કેઃ- હે જીવ ! ભલે જીવો કર્મો કરે, પણ તેના વિવેકને સમજી શકાય તો તે બંધનકારક થતો નથી. જેમકેઃ-

**योगी कर्म सदा शौच ज्ञानं मनसि भावयन् ।**
**ब्रह्माग्नि भुंजते बीजं बीजो योगी मुच्यते ॥**

ભાવાર્થઃ— જે યોગી પુરૂષો છે, તે પણ કર્મોને શું નથી કરતા ? અર્થાત્ કરે છે તો ખરા, પણ તેઓ કેવી રીતે કરે છે, તે તું સાંભળ. પ્રથમ એ જે કર્મ કરે તે શુદ્ધ ચિત્તમાં રહીને કરે. અને બ્રહ્મજ્ઞાનના આવેશે કરીને નિર્મળ થએલું મન છે જેનું, એવા યોગી પુરૂષો અહિંસક ધર્મોને અનુસરે છે. તેમ છતાં તેઓ જે જે ક્રિયાઓ કરે છે તે અજ્ઞાનને તજી જ્ઞાનની ભાવનામાં રહીને કરે છે. ને તે કરતી વખતે, ઈરાદાપૂર્વક કે ફળેચ્છા રાખી કરતા નથી, તેથી એમ સમજવું કે, સારૂં કે નઠારૂં કરવાની ઇચ્છા જ થતી નથી, એજ બ્રહ્મજ્ઞાનનો પ્રતાપ છે. એ પ્રતાપે કરીને શુભાશુભ કર્મોનાં ફળ રૂપી જે બીજ છે, તે બળીને ભસ્મીભુત થાય છે. તેથી તેમનો પુનર્જન્મ થતો નથી, અર્થાત્ મૂળ સ્વરૂપમાં પ્રવેશી જાય છે. તે કહી જણાવે.

**योगीनां सहजानंदो जन्म मृत्यु न वांच्छति ।**
**विधि निषेधो रहितो भगवद्रुपो हिर्यते ॥**

ભાવાર્થઃ— જે યોગી પુરૂષો છે, તે સહજાનંદ સ્વરૂપે હોય છે. ને તે એવા કે જેને ક્લેશનું તો સ્વપ્ન પણ હોતું નથી. તેમ શોક, મોહ, ભય અને કષ્ટ, તેનાથી રહિત હોવાને લીધે સત્‌ચિત્ત અને આનંદ વડે 'સચ્ચિદાનંદ' રૂપે વિધિ નિષેધથી રહિત રહીને તે ભગવત રૂપ થાય છે. તદનંતર તે મૂક્ત દશામાં આવીને જ્યાં લગી પ્રારબ્ધ હોય છે, ત્યાં લગી તેને અનુસરી જીવ મૂક્ત દશામાં રહી, આશા તૃષ્ણાને નિર્મૂળ કરે છે. વળી હે જીવ ! એવા પુરૂષોને જોઈને જે છ ભૂમિકાના લોકો તે મનુષ્ય જન્મની આશા રાખે છે. ને તે એવી કે, એક વાર જો મનુષ્ય જન્મ મળે તો આપણે પણ એવા સ્વરૂપને પામીએ. એવી તેઓ વાંચ્છના કરતા છતાં ' જય જય ' શબ્દને ઉચ્ચારે છે.

હે જીવ ! ભલે, સંસાર રૂપી મહા ધરામાં પડો, પણ જો તેને તરતાં આવડે તો તેને આ ' ગર્ભ ગીતા ' રૂપી એક નાવ ઘડીને આપ્યું છે. ને તેથી તેને તુંબીવત્ તારશે. માટે આ શિક્ષા વલ્લભ ધન માની, જો તારા જીવનું જીવન સુધારવું હોય, તો તારે આ ગીતામાં કહેલા નિયમોનો આશ્રય કરવો એજ ઉચિત છે. વળી વિશેષ એ કે, સંસારમાં અત્યંત વેશધારીઓ વસે છે. તેને તું તારી દૃષ્ટિએ કરીને જોજે. તેમાં હું પણ એક વેશધારી છું. એવી ઈચ્છા કે અભિલાષા રાખીશ નહિ, ને રાખીશ તો એજ બંધનકારક છે. તે છતાં વેશને ધારણ કરે તો જે વેશ ધારણ કર્યો હોય, એ જ વેશની ક્રિયા કરજે, પણ અન્ય વેશની કરીશ નહિ. કારણ કે એક વેશમાં બીજા વેશની ક્રિયા થાય તે બંધનકારક છે. તમે તમારો દેશ તજી વિદેશમાં વિચરો છો, માટે પરદેશીઓનો વિશ્વાસ ન કરશો.

હે જીવ ! આ સંસાર રૂપી વિદેશને વિષે ભવાટવિ નામે, તૃષ્ણા રૂપી એક મહત્ વ્યાપારણ્ય છે. પરંતુ તે એવું છે કે, જીવ માત્રોને વ્યાપાર રહિત રહેવા દેતું નથી અને તેના મુનીમ તરીકે છ ગુમાસ્તાઓ પુરૂષાકૃતિમાં છે. તેઓ એવા છે કે અરૂપી છતાં, ગારૂડી વિદ્યા સારી રીતે જાણી શકે છે. જેવી કે પરકાયામાં પ્રવેશી પ્રથમ સુખ ભોગવાવરાવે છે, પછી કષ્ટનો ભોગ કરાવે. માટે તેઓનો ભરોંસો રાખવા જેવો નથી, કેમકે તેઓ અસદ્‌ગુરૂ રૂપે ઉલટો વ્યાપાર કરાવી, ખોટ રૂપ તમારૂં અહિત કરનાર છે. માટે તેઓને ત્યાગી વ્યવહાર કરજો. વ્યાપાર કરતાં પહેલાં વસ્તુને ઓળખશો નહિ ત્યારે તેનો ભાવ તો ક્યાંથીજ જાણશો ? માટે આ સંસારમાં ઘણા તો નહિ, પરંતુ કોઈ કોઈ, સ્વદેશી ગુરૂ રૂપી દલાલ છે. તેમાંથી ડાહ્યો જોઈ પાસે રાખી માલ વ્હોરશો એટલે તેમાં ટોટો ન આવતાં, લાભને પાત્ર થશો. એટલું સમજાવી અંગુષ્ટ ભગવાન અંતર્ધ્યાન થયા.

# વેદોત્પત્તિ

ગર્ભને વિષે પ્રાદર્ભુત થએલા અંગુષ્ટિ ભગવાન અંતર્ધ્યાન થયા બાદ જ્યારે એ ગર્ભને દશ માસની અવધિ થઇ ત્યારે વિષુચિકા નામના વાયુને પ્રબળે કરીને અતિશય જીવ આકુલમાન થવા લાગ્યો અને તે ઉંધો ચતો થવા લાગ્યો. અને પછી પડદે પડદે ગોથાં ખાતો પરમાર્થ દ્વારમાં પુદ્ગલની સ્થિતિમાં એટલે મસ્તક નીચે અને પાદ ઉંચે એ રીતે શરીર સુંદર અને અશુચિવાન બહાર પડયા બાદ, તે મુર્છાગત થઇને પડે છે. થોડી વારે તે રૂદન કરવા લાગે છે. તે સમયે તેની જનુની અસ્વસ્થ સ્થિતિમાં હોવાને લીધે તે બાળક સુખી છે કે દુઃખી તેનું ભાન તેને હોતું નથી પણ તે સમયે જે ભવાટવી તેનાં સ્વરૂપ વિશ્વમાં અનંત હોય છે. ને તે આશાતૃષ્ણાવાળાં હોવાથી તેઓ બાળકની આસના વાસના કરતાં છતાં તેની બહિર્શુદ્ધિ કરીને તેની પ્રસૂતાને સોંપે છે,

એ પ્રમાણે મનુષ્યની યોનીનો જન્મ છે. એ રીતે માનવ તેમજ પશુ, પક્ષી, કીટ, પતંગ; વૃક્ષ, અને પાષાણુ તેની પણ વૃદ્ધિ થવા લાગી. ને તેની દિન પ્રતિદિન વસ્તી વધતી જતી જોઇ ભૂતળમાં આવનારા દેવો આદિ ઋષિઓ તેમણે બ્રહ્મા, દક્ષ અને મનુ તેમને સુચના કરવાથી તેઓ અત્યંત આનંદને પામી તેની વ્યવસ્થા કરવાની ગોઠવણ કરવા લાગ્યા. જેવી કે જેના વિષે કેવળ સત્વ ગુણ રહેલો હોય તે બ્રાહ્મણની સંજ્ઞા આપવી અને જેને વિષે સત્વગુણ મિશ્ર રજોગુણ રહેલો હોય છે. તેને ક્ષત્રિયની સંજ્ઞા આપવી. જેના વિષે રજોગુણ અને તમો ગુણ રહેલો હોય તેને વૈશ્યની સંજ્ઞા આપવી અને જેને વિષે કેવળ તામસ ગુણજ રહેલો હોય તેને શુદ્રની ઉપમાં આપવી; એ રીતે ચાર વર્ણની કલ્પના કરી.

પછી બ્રહ્માએ મનુને કહ્યું કે મારા દષ્ટે મને એ સૂત્રો સમજાવ્યાં છે. તે પ્રમાણે મારી તથા દક્ષની પ્રજા વર્તે છે. પરંતુ તમારી પ્રજા નિયમમાં રાખવી કઠિન છે. તેને માટે વિધિ નિષેધ જણાવવાની જરૂર છે. ને તે મારા જાણવામાં સારી રીતે છે. તેને વેદ એવી સંજ્ઞા આપવામાં આવે છે. તેના નિયમો તમારી પ્રજા પાળશે એટલે સંસારમાં સુખી થઈ આખરે પોતાના ઉત્પત્તિ સ્થાનમાં જઈ સુખી થશે.

વર્તમાનમાં અજ્ઞાની જનોથી તે મહાન પંડિતો પર્યંત વેદની સાક્ષી આપે છે. કહે છે કે વેદમાં કહ્યું છે, તેનું કારણ માત્ર વેદની મહત્તાજ છે. અહો !

તે કેટલી વિશેષ છે કે જેમ વાદી કે વાઘરી સાધુને નામે પુજાય છે. તેમ કપોલ કલ્પિત વાકયો હોય તો પણ વેદને નામે પ્રતિપાદન કરાય છે, છતાં એ વેદનાં છે કે શું જાનાં, તેને કોઈ પૂછતું નથી. જેમ સૂર્ય અસ્ત થયો હોય છતાં પ્રકાશ રહિત આંખો જોવામાં આવે છે. તેનું કારણ વચમાં વાદળ હોય છે તેમ વેદ અસ્ત નહિ છતાં અસ્ત જેવા તેજ હિન જોવામાં આવે છે. તે માત્ર અવિદ્વતાને લીધેજ. નહિ તો એના પ્રકાશમાં લેશ માત્ર ન્યૂનતા નથી. આવી ખેદ જનક સ્થિતિને દૂર કરવા સારૂ, વેદ એટલે શું? એ કયાંથી અને કેવી રીતે પ્રગટ થયા છે. તે અત્રે જણાવવામાં આવે છે.

જે સમયે મનુની મૈથુન સૃષ્ટિનો વધારો થવા લાગ્યો તે સમયે બ્રહ્માએ મનુને કહ્યું કે મારા ઈષ્ટે, પોતાના મુખમાંથી સરસ્વતી ઉત્પન્ન કરી, પરાવાણીમાં એક બ્રહ્મકલ્પ નામે કલ્પ રચી આપ્યો છે. અને તેનાં દ્વિવિભાગ, તેમાં એક કલ્પસૂત્ર અને બીજુ બ્રહ્મસૂત્ર. એવાં બે સૂત્રો રચી મને આપ્યાં છે. તેમાં જે કલ્પસૂત્ર તે વિષે કર્મો પ્રતિપાદન કરેલાં છે, અને બ્રહ્મસૂત્રમાં, બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે. તે બે સૂત્રો મને સમજાવ્યાં તે સમયે મને કહ્યું હતું કે પ્રથમ આ કલ્પ સૂત્રમાં રહેલા કર્મો તે તમે સૃષ્ટિ રચો ત્યારે સૃષ્ટિના જીવોને કરાવવાં અને તેમાં રહેલા વિધિનિષેધો સમજાવવા. પછી તેમને બ્રહ્મસૂત્રનું ભાન કરાવવું. એટલે તે જીવો પોતાના ઉત્પત્તિ સ્થાનને જોઇ, જાણી, કષ્ટ નહિ પામતાં જે સ્થળમાંથી પ્રગટ થયાછે. તે સ્થાનમાં વિરામશે. અને તે જીવો રખડતા રહેશે નહિ.

એ રીતે તેમણે આજ્ઞા કરેલી તે પ્રમાણે મારી ને દક્ષની પ્રજા વર્તે છે. પરંતુ હે મનુ ! તમારી પ્રજા તે સૂત્રોના પ્રમાણમાં વર્તી શકશે નહિ. માટે તેને સારૂ આ બે સૂત્રોમાંથી ચાર વિભાગ કરી તમને આપું તેના પ્રમાણ પર પ્રજાને રાખવી એ તમારૂં કર્તવ્ય છે. એમ કહી ચાર વિભાગ કરી આપ્યા. તે એ કે કલ્પ સૂત્રના બે ભાગ, એક ઋગ અને યજુર; અને બ્રહ્મસૂત્રના બે ભાગ એક સામ અને બીજો અથર્વ. એ રીતે ચાર કોષની કલ્પના કરેલી છે, તે એવી રીતે કે ઋગ્ કર્મોનો કોષ યજુર મંત્રોનો કોષ; સામ ઉપાસનાનો કોષ અને અથર્વ સ્તુતિનો કોષ છે. એ પ્રકારે ચાર કોષ રચીને મનુને આપ્યાં છતાં એ ચાર વેદ નથી; પણ નિશ્ચય નામે વેદ તો એકજ છે. મનુ કહે છે, ત્યારે તેને વેદની સંજ્ઞા આપવાનું કારણ શું છે? બ્રહ્મા કહે છે જેમ ઋષિના વંશજોને મુળ પુરૂષની ઉપમા અપાય છે, જેમ પુત્રને આત્મજ કહેવામાં આવે છે; તેમ વેદની સંતતિને વેદ કહેલા છે.

વળી વેદની સંતતિ ઘણી હોવાથી તેને વેદવૃક્ષથી સંજ્ઞા આપેલી છે. અને ઘણી સંતતિ થવાનું કારણ એ કે મનુની સૃષ્ટિનો વધારો થવાથી તેમાં

મતભેદ દર્શાવા લાગ્યા. તે વખતે કાળાનુસારે કેટલાંક મુળ વેદની સાક્ષી સાથે રચવામાં આવ્યાં. એટલે પ્રથમ બ્રહ્મકલ્પ પછી તેનાં બે સૂત્રો અને પછી તેના ચાર કોષ; એ પરાવાણીનાં હોવાથી તેમાં સમજી ન શકે તેવી બુધ્ધિના જનો થવાથી બ્રહ્માએ પશ્યતિ વાચા પર રહીને શ્રૂતિઓ રચી કે જેથી સમજી શકાય. પછી સરળતા માટે છ સૂત્રો રચ્યાં. જેવાં કે પ્રથમ અલ્પાક્ષરવાળુ, બીજુ સંદેહ રહીત, ત્રીજું સારથી ભરેલું, ચોથું ચારે પાસ લાગુ પડનારૂં, પાંચમું ફેરવી ન શકાય તેવું અને છઠ્ઠું દુષણ રહીત. એ સર્વને વેદની સંતતિ સમજવી.

એ સિવાયની પણ વેદની સંતતિ છે. જેવી કે પ્રથમ **શિક્ષાકલ્પ. તેનાથી અક્ષરોની શુદ્ધિ થાય છે. બીજું કલ્પશાસ્ત્ર. તેનાથી કર્મોનું જ્ઞાન થાય છે. ત્રીજુ વ્યાકરણ. તેનાથી શબ્દોનું જ્ઞાન થાય છે. ચોથું નિરૂકત. તેનાથી શબ્દોની સ્પષ્ટતા થાય છે. પાંચમુ છંદ શાસ્ત્ર. તેનાથી વૃતોનું જ્ઞાન થાય છે. છઠ્ઠું જયોતિષ શાસ્ત્ર. તેનાથી કાળનો નિર્ણય થાય છે.** તે સઘળી વેદની સંતતિ છે.

છતાં અનેક શ્રુતિઓ, સહિંતાઓ અને ચાર મંત્રાવળીઓ. એ સર્વે દેવવાણીથી પશ્યતિ વાચા પર રહીને રચવામાં આવેલ છે.

પછી મનુની સૃષ્ટિ મતભેદ કરીને ઘણા ગ્રંથો રચવામાં આવ્યા છે. જેવાં કે દશોપનિષદ્, ષટદર્શન, સ્મૃતિઓ, નીતિઓ અને પટલો તથા ચાર કારણ કોષ એટલે ઉપવેદ જેને કહેવામાં આવે છે. તે મનુના સમયમાં ઋષિ લોકોના રચેલા છે. અને તે મધ્યમા વાચાના ગણાય છે. જોઇએ છીએ નો મનુના પહેલાંની સૃષ્ટિ ધર્મકર્નમાં, તથા બ્રહ્મનિષ્ઠપણામાં કુશળ છતાં મતભેદવાળી ન હતી. તેથી તે સત્‌મય ગણાતી. અને અસત્‌નું ગૌણપણું પણ તેમાં ન હતું. તેથી તેમને દેવવાણી ગણેલ છે. અર્થાત્ સત્યના શિખર પરથી ઉતરતીજ ન હતી.

તેમ છતાં તેઓનાં વચનોમાં વધઘટ થવાનો સમય મનુની પ્રજામાં મતભેદે થવા લાગ્યો. જેવો કે કંઇકની મતિઓ ઉલટી ફરીને કહેવા લાગી કે " આ સૃષ્ટિમાં જાણવા કે ભજવા તથા યજવા યોગ્ય બ્રહ્મ નથી. પણ બ્રહ્માની શક્તિ છે. કેમકે જો બ્રહ્મામાં શક્તિ ન હોય તો તે કંઇ કરી શકે તેમ નથી. માટે બ્રહ્માની જરૂર નથી. " આવા વિચાર પર આવી કેટલીક મનુની પ્રજા શાકત માર્ગને અનુસરવા લાગી. અને મૂળવેદમાં તાંત્રોક્ત ઉમેરી, જે વેદ અહિંસક હતો. તેને હિંસક ઠરાવ્યો. તે એટલા લગી કે **નરમેધ,** અશ્વમેધ, અજામેધ, સુત્રામ્ણિ એટલે મદ્યપાન કરવું, અને છેવટે ગૌમેધ પણ દાખલ

કર્યો. આ સર્વે ઘણી વિદ્વત્તાવાળાનું ઉમેરણ કરેલાં વચનોની યુક્તિથી ઢંકાયલો મૂળ વેદ, અત્યારે હાથ લાગે તેમ નથી.

પછી મનુની પ્રજા વધારે મતભેદ વાળી થતી આવતી જોઇ, તેમને હિંસક માર્ગમાં જતી અટકાવવા સારૂ શાકત પુરૂષોએ ઘણાં ઉપશાસ્ત્રો રચ્યાં છે. જેવાં કે પાક શાસ્ત્ર, ધર્મશાસ્ત્રાદિ ઘણા ગ્રંથો રચ્યા છે. હવે જે ઉપર ચાર કોષ કહ્યા છે, તેમાં પણ ફેરફારી થઇ છે. ઋગ નામનો કોષ તેમાં માત્ર કર્મોનુંજ પ્રતિપાદન કરેલું હતું. તેમાં એક કૌશિક નામના બ્રાહ્મણે ઘણા બ્રાહ્મણોની સંમતિથી ઋગનાં કર્મ, યજુનાં મંત્ર, સામનો યોગ વૈરાગ્ય અને અથર્વની સ્તુતિ એ પ્રમાણે ઋગ્ નામનો જે કોષ હતો તેને ઋગ્ નામનો, ચારે સમૃદ્ધિ મળવાથી તેને વેદની સંજ્ઞા આપી છે. એ રીતે ઋગ કોષનો ઋગ્વેદ થયો છે. પછી જે યજુર્ તે મંત્રનો કોષ હતો છતાં એક શ્વેતાશ્વતર નામના બ્રાહ્મણે ઘણા બ્રાહ્મણોની સંમતિ સાથે, યજુના મંત્રો, ઋગ્ કર્મ, સામનો યોગ વૈરાગ્ય અને અથર્વની સ્તુતિ એવી ચાર સમૃદ્ધિ એકત્ર કરી, યજુ નામે કોષ હતો, તેને વેદની ઉપમા આપી. તે પછી જે સામ તે યોગ વૈરાગ્યનો કોષ હતો. તે એક વાતાયન નામના બ્રાહ્મણે ઘણા બ્રાહ્મણોની સંમતિ સાથે. સામનો યોગ વૈરાગ્ય યજુનાં મંત્રો અને ઋગ કર્મો અને અથર્વની સ્તુતિ એવી ચારે સમૃદ્ધિ એકત્ર કરીને સામનામનો કોષ તેને વેદ ઠરાવ્યો છે.

ત્યાર પછીનો જે અથર્વ તે સ્તુતિનો કોષ હતો. છતાં એક કુનખ નામના બ્રાહ્મણે ઘણા બ્રાહ્મણોની સંમતિ સાથે, યજુના મંત્રો, ઋગ્નાં કર્મો, સામનો યોગ વૈરાગ્ય, અને અથર્વની સ્તુતિ. એવી ચાર સમૃદ્ધિ એકત્ર કરી અથર્વશીર નામનો કોષ હતો, તેનો વેદ કલ્પ્યો. એ પ્રમાણે ચાર કોષ હતા તેના ચાર વેદ કલ્પેલા છે.

ઉપર કહેલા ચાર કોષ રૂપ ચાર વેદ મનુપ્રતિ બ્રહ્માએ કલ્પેલા તેમાં કાળ બળે શાકત માર્ગો એટલે શકિત માર્ગના બ્રાહ્મણોએ, કંઇક તાંત્રોકત અને કંઇક પોતાનાં મનસ્વી એટલે કપોલ કલ્પિત વાકયો, પોતાની વિદ્વતાથી મેળવી, વેદ અહિંસક હતા તેને હિંસક ઠરાવ્યા છે. માટે જેઓ તેના અનુયાયીઓ હોય તેણે, હિંસક મંત્રો મૂળવેદના નથી, એમ સમજી તેનો ત્યાગ કરવો અને અહિંસક મંત્રોનું ગ્રહણ કરવું. એતો વિધિ સમજી વર્તવું તે ઉચિત છે. પછી કેટલીક મુદતે મનુની પ્રજા જેમ જેમ વધતી ગઇ, તેમ તેમ મતભેદે કરી, એકમતની સીડીને છોડી દઇ, ઘણા મતો પર દોરાઇ જવા લાગી. તે સમયે મનુએ એક કાયદો રચ્યો, તેને મનુસ્મૃતિ કહે છે અને તે લોકપ્રસિદ્ધ છે.

ત્યારપછી ચાર ઉપવેદ રચવામાં આવ્યા છે. જેવા કે જ્યારે મનુની સૃષ્ટિને મકાન બાંધી રહેવાની જરૂર પડી, ત્યારે એક આત્રેય નામના મુનિએ ઘણા બ્રાહ્મણાનુમતે એક સ્થાપત્ય નામનો વેદ રચ્યો. અને મકાનો રચવાનું ભાન કરાવ્યું. જ્યારે આત્મજ્ઞાનમાં ખામી આવી અને એક બીજા સાથે યુદ્ધના પ્રસંગો આવવા લાગ્યા, ત્યારે એક કાલેય નામના મુનિએ, ઘણા મુનિઓના અનુમતે ધનુર્વેદની રચના રચી. વળી તે પ્રજા જ્યારે અતિશય ભોગે કરીને રોગથી પીડાવા લાગી, ત્યારે એક કલ્પશ નામના મુનિ વડે ઘણા બ્રાહ્મણોના અનુમતે આયુર્વેદ રચવામાં આવ્યો. જ્યારે એ પ્રજા આદિને ગાયનની જરૂર પડી, ત્યારે એક **કમુખ** નામના મુનિએ ઘણાઓના મતે કરી ગાંધર્વ વેદની રચના રચી. એ રીતે ચાર વેદ રચવામાં આવ્યા છે તેને ઉપવેદ કહે છે.

હવે મુખના કોણમાં થએલી ફેરફારી ચાર ઉપવેદ, સ્મૃતિઓ અને ન્યાય એ સર્વે મધ્યમા વાચાના છે. તે પછી એ પ્રજા સત્યાસત્ય અને ધર્માધર્મ તથા મૂળ ભાષામાંથી છુટી પડવા લાગી તેમ જ્ઞાન ધ્યાનથી પણ વિખુટી પડવા લાગી, ત્યારે વાલ્મિકાદિ, વ્યાસ વગેરે એ સરળતાથી સમજી શકાય એવા માર્ગ પર રહી કાવ્યો તથા પુરાણો બાંધ્યાં; અને એ સિવાયનાં કેટલાકે કાવ્યો, કળાઓ અને ઇતિહાસો તથા પાઠ, પ્રતિષ્ઠાઓ અને અન્ય પુરાણો રચ્યાં. તે વૈખરી વાચામાં છે. અને તે પછી જ્યારે મૂળ ભાષાથી વિખુટા પડી, અજ્ઞાન દશાના પગથીઆ પર આવી જવાના અરસામાં, બુદ્ધિમાન પુરૂષોએ ગદ્ય, પદ્ય, છંદ અને રાગ રાગણીમાં બહિર્મુખ **વાચા** પર રહીને, રચી જણાવ્યા છે. માટે દેશ કાળાનુ સારે, કારણ પરત્વે, કાર્યમાં ફેરફારી થતી આવે છે. જેવી કે, ઈશ્વર મુખદ્વારાએ પરાવાણીના; દેવમુખવાણીએ પશ્યતિ વાચા ।, ઋષિમુખ દ્વારાએ મધ્યમા મનુષ્યરામુખદ્વાએ વૈખરી વાણીના અને મનુષ્ય જેવાના મુખ દ્વારાથી બહિર્મુખ વાચાના એ રીતે પૃથક્ પૃથક્ રચનારા અને પૃથક્ પૃથક્ વાચા પર રહી રચાતા આવ્યા છે. વેદનું મૂળ સ્વરૂપ સત્ય છે અને તે પરાવાણીમાં વૃક્ષ રૂપે છે. જેવી રીતે કે જે ૐકાર તે એનું મૂળ છે અને નિશ્ચય એનુ થડ છે. ચાર વેદ નામે કોષ એ એની મૂળ શાખાઓ છે અને સંહિતાઓ તથા ઉપનિષદો એ તેની ઉપશાખાઓ છે. શ્રુતિ, સ્મૃતિ એ તેની ડાળીઓ છે. કાવ્યો, ઈતિહાસો એ તેની ઉપ પાખંડીઓ છે અને કાવ્ય, પુરાણો તથા ગદ્યપદ્યાદિ છંદો અને વાર્તાઓ એ તેની લઘુ ડાળીઓ છે. વિધિ નિષેધ એનાં પાંદડાં છે. શુભાશુભ કર્મ ક્રિયા તે એનાં સુવાસ અથવા કુવાસ રૂપી પુષ્પો છે. તૃષ્ણાને તોડી શાંતિમાં આવવું એ તેનો રસ છે અને જે શુભાશુભ કર્મ ફળો તે જન્મ મરણ રૂપ બીજો છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ તેનાં ફળો છે. અને

જે **વાણીનો વિલાસ** છે, તે સુખદુઃખ રૂપ તેનાં કાષ્ટ છે. અને સુવાકય-કુવાકય એ તેનાં છોડાં છે. એ પ્રમાણે વેદ એ એક વૃક્ષ રૂપ છે. માટે સંસાર રૂપ સમુદ્રને તરી પરંપરાના પદે પહોંચવું હોય, અને જીવદશાથી વિરક્ત થઈ, ઈશ્વર દશામાં પ્રવેશ કરવો હોય, તથા સંસારના જન્મમરણ રૂપ ભ્રમણ ચક્ર પરથી ઉતરી મૂળ સ્થાનને પામવું હોય, તો તેને સાચા સાધન રૂપ એક વેદજ છે.



# વિશ્વવેશ વર્ણન

ઉપર જે વેદની ઉત્પત્તિ કહેવામાં આવી, તેમાં એમ કહ્યું કે, વિધિ નિષેધ એ બે તેનાં પાંદડાં છે. પણ વિધિ નિષેધ તે શું, તે જાણવાની જરૂર છે. કેમકે તે સમજવામાં ન આવે, ત્યાંસુધી આ કરવું અને આ ન કરવું, એ સમજાય નહિ. અને તે ન સમજાય ત્યાં સુધી જીવ પોતાનું જીવન સુધારી શકે નહિ. તેમ ત્યાગ કે ગ્રહણ, ઈરાદો કે અમલ કાંઈ થઈ શકે નહિ. જેને નર્ક કે સ્વર્ગ સુખ કે દુઃખ, તેમ નિવૃત્તિ કે પ્રવૃત્તિ આપનાર માત્ર વિધિ નિષેધોજ હોય છે. તેથી તેને અત્રે લખવાની જરૂર છે.

હવે જે વિધિ નિષેધોનું વર્ણન કરવામાં આવે છે, તે સર્વ જીવોને માટે છે. આ વિશ્વ નાટક રૂપે છે અને જે મહા નાટક તે એજ છે. પરંતુ જ્યારે નાટક રૂપે કહેવામાં આવે ત્યારે તો તેમાં વેશોનું વર્ણન પણ કરવું પડે. એ નિઃસંશય છે.

વિધિ નિષેધ એ પણ વેશોને લાગુ પડે છે. માટે વેશોનું વર્ણન કરવું ઉચિત છે. કેમકે વિશ્વ રૂપ મહાનાટક જ્યાંથી રચાયું છે, ત્યાંથી ગુણ માયા પરથીજ રચાયું છે અને તે ગુણો, તથા માયા ત્રિવિભાગી હોય છે. અને તે ગુણોમાં પણ એકેકમાં ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ એવા ત્રણ વિભાગ હોય છે. ગુણો જ્યારે ત્રિવિભાગી છે, ત્યારે તેમાં રહેલાં કર્મો પણ ત્રિવિભાગી હોવાં જોઈએ. માટે એ ત્રણેને સમજી જીવોને આગળ પગલું ભરવાનું છે, તેને વિધિ નિષેધ સમજવા.

હવે જે જે વેશો ધારણ કરવામાં આવે છે, તે તે વેશોની અદા રૂપ સ્વધર્મ એટલે વિધિ તે જણાવવું જોઈએ, એમ સમજી અત્રે જણાવીએ છીએ. જો કે તે ન જણાવવામાં આવે તો જીવો ઉલટા સુલટી ક્રિયા કરી, સ્વધર્મને ન સમજી, પરંપરાના પદને પહોચે નહિ. આ સ્તંબથી તે બ્રહ્મ પર્યંત સર્વને વિધિ નિષેધ લાગેલા હોય છે, તેથી તેનો વિવેક સમજવાની ખાસ જરૂર છે. તે એમ કે, નિરાલંબ, નિષ્કર્મ્ય, અવાચ્ય, શાન્ત, સનાતન નિર્ગુણ અને દ્રષ્ટારૂપે દોષાદોષ દર્શાવા છતાં, સામાન્ય રીતે વર્તવાપણું એ પરબ્રહ્મ પરમાત્માનું કર્તવ્ય છે, પછી મહેશ્વરરૂપે સાત્વિક અહંકાર, તેમનું કર્તવ્ય સત્ય સંકલ્પે કરી, વિશ્વ રચવાની કલ્પના કરવી અને પુરૂષ-પ્રકૃતિના સંમેલનથી અજ્ઞાનરૂપ જગતની ઉત્પત્તિ કરવી એ તેમનું કર્તવ્ય છે. જે સવિદ્યા —માયા તેણે જીવોને બ્રહ્મની સાથે ઐકયતા કરાવવી એ તેનું કર્તવ્ય છે. અને જીવોને મોહજાળમાં રોકી રાખવા, એ અવિદ્યા-માયાનું કર્તવ્ય છે. સંસારમાં જીવોને સંસ્કારરૂપ પાશોથી બાંધી, અહંમમરૂપ બંધનથી ન છુટવા દેવા, એ રજો ગુણનું કર્તવ્ય છે. જીવોને શુભાશુભ કર્મોમાંથી, સત્વ ગુણી કર્મોના અનુયાયી

કરવા, સ્વર્ગનું સુખ અપાવવું, એ સત્વ ગુણનું કર્તવ્ય છે. સંસારની ગ્રહણ કરેલી વસ્તુઓનો અનુભવ થયા બાદ વૈરાગ્યને ઉપજાવી, ત્યાગ કરાવવો એ તામસ ગુણનું કર્તવ્ય છે.

રજોગુણમાં રહી, સૃષ્ટિના વિધિનિષેધોના વિવેક જણાવવા, અને સૃષ્ટિનો વધારો કરવા ઇચ્છા રાખવી, સંસ્કારોથી જગતને બંધન કરી ખસવા ન દેવું એ બ્રહ્માનું કર્તવ્ય છે. બ્રહ્માની રચેલી સૃષ્ટિમાંથી સત્વગુણી જીવોને ખેંચી લઈ, નવી સૃષ્ટિ રચવી અને પોતાના સ્વરૂપવાળા કરવા એ સત્વગુણ પ્રધાન વિષ્ણુનું કર્તવ્ય છે. ત્યાગ–વૈરાગ્ય દર્શાવી જપતપ પરથી અભાવ કરાવી સંસારનો લય કરવો અને તે જીવોને વધવા નહિ દેવા એ રૂદ્રનું કર્તવ્ય છે.

ધર્મોનુ સંરક્ષણ કરી, તે ધર્મોનો પોતાના શરીરપર અમલ કરવો, અને જગતના જીવોનું શુભ ઇચ્છવું એ બ્રહ્મર્ષિઓનું કર્તવ્ય છે. ધર્મ, અર્થ, કામ એ ત્રણ પદાર્થ મળવા સુલભ છે. પણ ચોથો પદાર્થ મોક્ષ મળવો તે અતિ દુર્લભ છે. છતાં જીવોને તેનું ભાન કરાવી આપવું, એ દેવર્ષિઓનું કર્તવ્ય છે. પ્રજાનું પાલન કરવું, તેઓને વર્ણાશ્રમના ધર્મો જણાવવા, અને તે પ્રમાણે વર્તાણુંક કરાવવી, એ રાજર્ષિ મનુનું કર્તવ્ય છે. દેવરાજની પદવી ભોગવવી; વિદ્યુત, વાયુ, દેવો એ સર્વેને સ્વાધીનમાં રાખવા, તેમજ અનેક પ્રકારના ભોગો સાથે પૃથ્વીના જીવોને જીવાડવા માટે જળ વરસાવવું એ ઇન્દ્રનું કર્તવ્ય છે. વિશ્વ માત્ર મિત્ર છતાં અંધકારે કરી અંધ રહે છે તેને સ્વસ્વરૂપે કરી પ્રકાશ કરી આપવો, કાળ જ્ઞાન દર્શાવવું, પોતાની ઉષ્ણતા વડે જગતને જીવાડવું એ માર્તંડ એટલે સૂર્યનું કર્તવ્ય છે.

પોતાના શરીરમાંથી અમૃત ઝરાવી જગતને જીવાડવા વૃદ્ધિ પમાડવી, રાત્રિને સ્વતેજે કરી દીપાવવી, અને ઉડગણ રૂપ પરિવાર સાથે સર્વને શાંતિ આપવી એ ચંદ્રનું કર્તવ્ય છે. સંધ્યા, ગાયત્રી, તર્પણ, સૂર્યઅર્ઘ્ય વૈશ્વદેવ અને પ્રાણાયમ ઈ. કર્મોસહ જનોનું યજ્ઞાદિક કર્મોએ કરી ભદ્ર વાંચ્છવું, એ બ્રાહ્મણનો સ્વધર્મ છે. તેજમાં મસ્તપણું, પ્રજાનું પાલન, ન્યાયે વર્તવું, ગૌ-બ્રાહ્મણની રક્ષા એ ક્ષત્રિઓનું કર્તવ્ય છે. ગૌબ્રાહ્મણ દેવ, ધર્મકાર્ય, ધર્મસ્થાન સદાવ્રતો ઈ. પર ધર્મબુદ્ધિ રાખવી એ વૈશ્યનું કર્તવ્ય છે. ત્રણે વર્ણની સેવા દેવાર્ચનમાં વસ્તુઓ અર્પણ કરવી, હરિનું નામસ્મરણ કરવું, દેવાશ્રયથી પંચ કર દૂર રહી દર્શન કરવું; દેવ, બ્રાહ્મણ અને પવિત્ર કરવામાં આવેલી વસ્તુ તેનો સ્પર્શ કરવો નહિ, તે શુદ્રનું કર્તવ્ય છે. ગાય, બ્રાહ્મણ, તુલશી, પીપળો, બીલી, દેવ અને વેદિકા તેને સ્પર્શ ન કરવો એ અતિ શુદ્રનું કર્તવ્ય છે.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અને અતિશુદ્ર તે સિવાય જે અધમ વર્ણ તેણે ઉપરની વર્ણોને સ્પર્શ ન કરવો અને થઈ જાય તો અત્યંત ક્ષોભવાન રહેવું, એ તેનું કર્તવ્ય છે. એટલે જેઓ શ્વાનાદિ પશુઓમાં મૃતક શરીરોને ગને કરી અહર્નિશ દુર્વાસમાં નિવાસ કરતા હોય તેવાએ, એ છ વર્ણો પૈકી કોઈને પણ જાણ્યે અજાણ્યે સ્પર્શ થાય તો તેણે અત્યંત કલેશમાં રહેવું; એ તેનું કર્તવ્ય છે. અષ્ટ પ્રકારે સ્ત્રીઓનો ત્યાગ, શિખાસૂત્રસહ મેખલાઓને ધારણ કરવી, ગુરૂસેવા સાથે વિશ્વાસ રાખી વેદાધ્યયન કરવું, એ બ્રહ્મચારીનું કર્તવ્ય છે. ચાતુર્માસ એટલે અષાડ સુદી પુર્ણીમાથી નિશ્ચય કરે, કે પોતાની સ્ત્રી છે, છતાં તેની સાથે ભોગને ત્યાગી, એના હાથની રાંધેલી રસોઇ, જેમ કોઇ અન્ય ભિક્ષા મને આપે છે, એવા મન ઉપર રહીને, માત્ર ભિક્ષાનેજ લે; તદંતર, પોતે અશોકવાન રહી સર્વ જીવોના પર કરૂણાળુપણું ભોગવવું અને ચાર માસ લગી કૌપિન બંધ રહેવું, એટલે બ્રહ્મચર્ય પાળવું એ ગૃહસ્થનું કર્તવ્ય છે. શિખાસૂત્ર સાથે શુભ કર્મો કરે, તીવ્ર વૈરાગ્યમાં રહે, સ્ત્રીપુરૂષે ગુરૂશિષ્યની વૃત્તિપર રહેવું, અચળપણે ઇષ્ટને આરાધવા તે વાનપ્રસ્થનું કર્તવ્ય છે. શમ, દમ, તિતિક્ષા, દયા, ક્ષમા, શાંતિ, ઉપશમ, મુમુક્ષતા, અને સમાધાની એ નવ ગુણોથી યુક્ત રહેવું તે સંન્યાસીનું કર્તવ્ય છે. અહર્નિશ પતિની સેવામાં તત્પર રહેવું, તેને ઇશ્વરથી અધિક જાણવા, ક્રોધ કંકાસથી રહિત રહેવું, એ સ્ત્રીઓનું કર્તવ્ય છે. ઉતરેલા શણગારોને ધારણ ન કરવા, સાધુવૃત્તિપર રહેવું, વિષયવૃત્તિનો ત્યાગ કરવો, તાંબુલ ન ખાવું, અને અહર્નિશ વૈરાગ્યને સેવવો એ વિધવાનું કર્તવ્ય છે.

સર્વ સંશયથી રહિત, કંથા સહિત પિશાચવત્ સત્યાસત્યથી વિરક્ત બ્રહ્મચિંતન, વિવેકનો ત્યાગ, વિષયોથી વિરક્ત એ પરમહંસોનું કર્તવ્ય છે.

કોઇ ધનથી રહિત, છતાં અન્યને ધનવાન જોઇ સુખી થવું એ નમ્રવાનનું–ગરીબ અવસ્થાનું કર્તવ્ય છે.

હમેશાં વર્ણાશ્રમોના ધર્મોને અનુસરવું, રાજાના કાયદામાં રહેવું. રાજાનું અહિત ન ઇચ્છતાં, રક્ષા કરવી એ પ્રજાનું કર્તવ્ય છે.

અતિશય સાધનો વડે કષ્ટનો ભોગ કરવો, પરજીવના શ્રેયાર્થે પ્રજાગર રહેવું અને આશાતૃષ્ણાથી રહિત થઇ ઇષ્ટનું સ્મરણ કરતા રહી, આત્મસાક્ષાત્કાર કરી, બ્રહ્મનિષ્ઠ બની સાધુતા પ્રાપ્ત કરવી એ સાધુઓનું કર્તવ્ય છે.

સ્વધર્મ જાણવો, શીત. વૃષા અને ઉષ્ણ એ ત્રણે ઋતુઓનાં કષ્ટોને સહન કરવાં, દ્રઢાસને રહેવું, દઢ સંકલ્પે કરી જન્મ ગુજારવો એ સિદ્ધ તપસ્વીઓનું કર્તવ્ય છે.

પોતાના સ્વાધીનમાં કે પર સ્વાધીનમાં રહેવું થતું હોય તેમાં પરસ્વાધીન જેવું કષ્ટ નથી. કેમકે અંતરવેલ પરવૃક્ષના રસથી જીવે છે, તેમ બાળકો માતાપિતાના આશ્રયમાં સુખદુઃખનો ભોગ કરે છે તો પણ તે આનંદમય રહે છે. તે બાળકોનું કર્તવ્ય છે.

કુટુંબ પોષણાર્થે પ્રધાનપણું ભોગવવું પડે છે. છતાં પાપ, પ્રપંચ અને જુઠાઇ ન ત્યાગી સંસારનો યથેચ્છ રીતે નીતિમય અનુભવ કરવો એ યુવાવસ્થામાં કર્તવ્ય છે.

મનુષ્યો આ સંસારની જાળમાં ગુંથાયલા હોય છે, છતાં તે પરથી વૈરાગ્યને પામી, મોહને ઘટાડવો, સર્વ વસ્તુપરથી અભાવ કરવો, ઇશ્વરપર ચિત્તને લગાડવું અને હરિશરણે જવું એ વૃદ્ધાવસ્થામાં કર્તવ્ય છે.

પુણ્ય પાપને ન દર્શાતાં માત્ર પોતાના કાર્યનેજ જોવું એવા અજ્ઞાન પર રહીને ક્રિયા કરવી, વિવેક કે અવિવેકને ન સમજવો, એ જીવનું કર્તવ્ય છે.

અધર્મોનો નાશ કરવો, સુધર્મોની સંતતિને વધારવી, સર્વને પોતા સમાન કરવા ઇચ્છવું. એ ઇશ્વરોનું કર્તવ્ય છે.

સત્યાસત્ય, ધર્માધર્મ અને પુણ્યપાપથી રહિત થવું, સર્વ પ્રકારની વાસનાઓથી રહીત રહેવું એ મૂકતાનું કર્તવ્ય છે. પોતાના સિવાય અન્ય વસ્તુને જોતા નથી. મુર્તિરૂપ રહે છે. “ પંચમહાભૂતોનું શરીર છે, મારૂં નથી ” એમ માની સંસાર વ્યવહારાદિ કર્મોના ભાનથી રહીત, બ્રહ્મચિંતવનમાંજ મસ્ત એ બ્રહ્મદશાનું કર્તવ્ય છે.



# નિષેધ વર્ણન.

——:૦:——

ઉપર વેશવર્ણન સાથે તેઓનાં કર્તવ્ય, વિધિપર રહીને સમજાવ્યાં. પણ જ્યાં સુધી નિષેધ એટલે શું તે સમજવામાં ન આવે, ત્યાં સુધી જીવો યથાર્થ લાભને મેળવી શકે નહિ તેથી તેનું વર્ણન અત્રે કરી દર્શાવવામાં આવે છે.

કોઈ જીવનું હનન ન કરવું. માંસને માટે પશુઓને ન હણવાં. પશુઓના મેદને હોમી પશુયાગ ન કરવા. પશુયાગ થતો હોય તો તેના પ્રસાદને ત્યાગવો. પરસ્ત્રીનું ગમન ન કરવું. પરધનનું હરણ ન કરવું. ધર્મનું ઉલ્લંઘન ન કરવું. તેમજ શાસ્ત્રો, ગુરૂ તથા મહાત્માઓના વાકયનું ઉલ્લંઘન ન કરવું, પરવૃત્તિનું છેદન ન કરવું. ઉન્મત્તપણું ન રાખવું કે જેથી કોઇને હાનિ પહોંચે. શાસ્ત્રો થકી નિંદાએલી ક્રિયાઓને ન કરવી અને સદા–સર્વદા એવો સંકલ્પ કરવો કે એવાં "નિષેધ કર્મ કરનારા અમારા કુળમાં પ્રગટ ન થાઓ."

શાસ્ત્રો થકી નિંદાયલી વસ્તુનું ભક્ષણ ન કરવું. કોઈ જીવ પોતાને તાબે હોવા. છતાં તેના ગુન્હાની શિક્ષા ન આપવી. અપરાધીનો પક્ષ ન કરવો. સાધારણ કાર્યમાં મહાન ક્રોધ ન કરવો. તથા શત્રુનું સેવન ન કરવું, સમય જોઈને ન અનુસરવું એ પણ એક દોષ રૂપ અવિવેક છે.

સ્ત્રીઓની સેવા ન કરવી, તેમજ સ્ત્રીઓની બુદ્ધિને અનુસરવું નહિ. પોતાનું ભલું ઇચ્છીને બીજાનું બુરૂ ન કરવું. જે યાચવાને અયોગ્ય છે, તેની યાચના ન કરવી. સ્વમુખે કરી પોતાનાં વખાણ ન કરવાં. આવા દોષો તે સભ્યજનોમાં હોતા નથી.

કોઈ સમયે કષ્ટ આવી પડે તો પણ ભ્રષ્ટાચરણ આચરવાં નહિ. સ્થિતિ નિર્બળ હોય તો સબળની સાથે વૈર કરવું નહિ. સામાને વાત સાંભળવાની આસ્થા નથી, તો તેની સાથે વાત કરવી નહિ. જે ઇચ્છવા યોગ્ય નથી, તેને ઇચ્છવું નહિ. સ્વપુત્ર વધુ સાથે હાંસી મશ્કરી કરવી નહિ, એવો ન્યાય છે; તો પછી ગમન તો થાય જ કેમ? પોતાનું કામ બગડતું હોય તો પણ લોકાપવાદ શિર પર લેવો નહિ. વળી વ્યભિચારમાં માનની ઇચ્છા રાખવી, એવી મૂર્ખાઇ દૂર કરવી. પરસ્ત્રીની સાથે ગમન ન કરવું. જો કોઇ વિષયી હોય તો તેની સાથે શાસ્ત્રનો વાદ કદી ન કરવો. આપણે જે વાતમાં જેવું સત્ય જાણતા હોઇએ, તેને ત્યાગી કંઇક અન્ય બોલવું નહિ. આવા દોષોમાં વિવેકી જનો આવતા નથી.

કોઇ માણુસ જાણે કે આ સત્ય છે. તેને ત્યાગી અસત્ય વદવું નહિ. જેનું પરિણામ ધર્મ. અર્થ કામ કે મોક્ષ એમાંનુ એક પણ આવે તેમ ન હોય તેનો વાદ ન કરવો. પોતે જાણુતા હોય કે આ સત્ય છે, તો પછી તેને અસત્ય કરવાની ઇચ્છા રાખવી નહિ. જે વસ્તુ શાસ્ત્રથી વિધિવત્ છે, છતાં કાળને અનુસરી તેમાં ભ્રષ્ટતા આવી ગઇ હોય અથવા તો તેના ઉદયઅસ્તમાં પ્રાયશ્ચિત જોવામાં આવે, તો તેને ત્યાગવી. સમુદ્રમાં વસ્તુ પડી ગઇ હોય તેમજ દેહથી પ્રાણુનો વિયોગ થએલો હોય, તેનો શોક કરવો નહિ. સ્વધર્મથી ભ્રષ્ટ થએલો, તેવા કુપાત્રને દાન આપવું નહિ. કાચ, મન અને મુક્તાફળાદિક રત્નો તે કારણુસર ખંડિત થએલાંને સાજાં કરવાની ઇચ્છા રાખવી નહિ. ક્ષારની જમીનમાં બીજ વાવવું નહિ. અને વાવ્યું હોય તો તેને ઉગવાની તૃષ્ણા રાખવી નહિ. ખોટાં આચરણ આચરવાં નહિ. અને આચર્યાં હોય તો તેની ધારણા રાખી શાસ્ત્ર પ્રકારે પ્રાયશ્ચિત કરવું, પણ સહસા વિચારોથી દેહનો ત્યાગ કરવો નહિ.

પ્રાતઃકાળમાં ઉઠીને સ્વધર્મની વિસ્મૃતિ ન કરવી. પરની નિંદા કરવી એ નર્કનું સ્થાન છે. તેથી તેનો ત્યાગ કરવો. અને કોઇનું અહિત ન કરવું. કોઇ જીવનો તિરસ્કાર ન કરવો. પરાઇ સંપત્તિ જોઈ નારાજ ન થવું. સ્વહસ્તે કરી કોઇ જીવનો નાશ ન કરવો. કોઇ સમયે ક્ષુધાથી પ્રાણ વ્યાકુળ થતો હોય તો શાસ્ત્રથી નિંદિત વસ્તુ એટલે મદ્યમાંસનું ભક્ષણ ન કરવું. હંમેશાં શસ્ત્ર ધારણ કરનારાએ તામસ ગુણને સેવવો નહિ. સુવર્ણ તેલ અને માંસ તેને ચોરવાં નહિ. કોઈ કહેશે કે એ સિવાયની વસ્તુને ચોરવી કે કેમ? તેના પ્રત્યુત્તરમાં એ કે, તૃણથી મેરૂપર્યંત ચોરવું તે નિષિદ્ધ છે.

છતાં એ ત્રણ તો ચોરવાંજ નહિ, ને પરમાંસનો આહાર ન કરવો, તેમ પર આત્માને ક્ષોભ પમાડવો નહિ. વિના અપરાધે કોઇને પીડા ન કરવી. પોતાનું ન સુધરતાં બીજાનું બગાડવું એ મહાન દોષ છે. સર્વ પ્રકારે અનુકુળ હોવા છતાં સદ્ધર્મનો ત્યાગ ન કરવો. હાંસી કે મશ્કરીમાં પણ પરજીવને કષ્ટ આપવું નહિ. એવા દોષો સારા પુરૂષોમાં નિષિદ્ધ છે.

વિશ્વમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ વર્ગો છે, છતાં ઉત્તમ વર્ણના કે ઉત્તમ કર્મના અધિકારીઓએ નીચ વર્ણના કે નીચ કર્મના આશ્રિત થઈ સેવા ન કરવી. ગમે તેવો કાળ હોય તો શરીરના રક્ષણાર્થે ગમે તેવી સ્થિતિમાં રહીને દેહનું રક્ષણ કરવું, પણ સ્વધર્મને ત્યાગવો નહિ. કોઇ ખેડુત પોતાના ક્ષેત્રને છોડી દઈ, અસહ્ય કષ્ટોને સહન કરી, સારા બીજોનું વાવેતર કરે અને તેમાં પુષ્કળ

અન્ન પાકે તો પણ શું? કારણ કે તે દાણાનો ભોગદારી તો મૂળ ધણીજ છે. તેમ સમજી સ્વધર્મને ત્યાગી પરધર્મમાં ફોગટ મહેનત કરવી નહિ, અર્થાત્ પર-ધર્મને સેવવો નહિ.

મનુષ્યોમાં જ્યાં સુધી અજ્ઞાન હોય છે ત્યાં સુધી પરધર્મનો આશ્રય કરે છે, પણ જ્યારે સમજે છે ત્યારે તે સમજીને સ્વધર્મને સેવે છે. મનુષ્યોનું શરીર અશાશ્વત–અનિત્ય છે. તેથી ભલે શરીર મલિન રહે પણ મન મલિન રાખવું નહિ. શરીરની મલિનતા શરીરનેજ બાધકર્તા છે, પણ મનની અશુચિ તો જ્ઞાનને બાધ કરનારી છે. તેમ મોક્ષના માર્ગને પણ રોધ કરનારી છે. ગુરૂ. મહાત્મા અને પંડિતો તેનો સત્કાર કરવો પણ તિરસ્કાર કરવો નહિ.

સૃષ્ટિમાં પ્રાયશ્ચિતો ઘણાં છે. પણ સર્વોપરિ પ્રાયશ્ચિત તો પરનો આત્મા દુભાવવો એ છે. તેથી તેવી વર્તણુંક ન કરવી. આ વિશ્વમાં કાર્યકારણને માટે કાષ્ઠોની જરૂર પડે છે. છતાં વૃક્ષોનું મૂળસહ છેદન કરવું નહિ. વિશ્વનું બીજ જળ છે. કેમકે તેમાંથી તે ઉત્પન્ન થાય છે. તેમ સમજી વાવ, કુવા, કાસાર અને સરિતા ઇ૦ કોઇ જળાશયોનું છેદન કરવું નહિ; તથા તેને મલિન પણ કરવાં નહિ. જે વસ્તુ ચિત્તનો ભ્રંશ કરે એવી હોય તેનો સત્વર ત્યાગ કરવો. કોઇ માણસ પવિત્ર છે અને તે ભક્ષાભક્ષ કરતો નથી; તો તેને બળાત્કારે કે, ગુપ્ત રીતે ભ્રષ્ટ કરવો નહિ. માતા, પિતા, ગુરૂ, બ્રાહ્મણ, દેવ, શાસ્ત્ર, તુળશી, વેદિકા, વૃદ્ધ, પંડિત અને મહાત્મા ઇ૦ને વંદવા; પરંતુ તેમની અવજ્ઞા કરવી નહિ તેમ તેમને પોતાના ચરણનો સ્પર્શ કરવો નહિ, અને જો થયો હોય તો તેને નમસ્કાર કરવો.

કુળને ક્ષયરોગ આપનાર ગોત્રગમન છે. છતાં કોઇ પ્રશ્ન કરે, કે તો શું પરગોત્રની કન્યા સાથે ગમન કરવું ? તેના પ્રત્યુત્તરમાં, જે સ્ત્રી સાથે લગ્ન થયું હોય, તેને સ્ત્રી, અને તે સિવાયનીને પુત્રી, ભગિનિ અને માતૃ સમાન જાણવી, પણ ગોત્રગમન તો ન જ કરવું.

વિશ્વ રચાયું ત્યાંથી કુટુંબોની બાંધણી બંધાએલી છે. તે એકબીજાના કષ્ટમાં ભાગ લેવા સારૂં છે. તેથી તેમાં કલેશ કરવો નહિ. જ્યાં જ્ઞાતિવ્યવહારો હોય તેમાં પટેલ+ હોય છે અને તેમાં તકરાર પડે છે, ત્યારે પંચ મળે છે. તેમાં ભળી એકનું હિત અને બીજાનું અહિત, લાંચ લઈને પણ કરવું નહિ.

+ આગેવાન, પટલાઇ–કારભાર કરનાર.

ગૌવિક્રય અને કન્યાવિક્રયનું ધન ભક્ષણ કરવામાં આવે તો તે માંસ તુલ્ય છે. તેમ સમજી ઉત્તમ પુરૂષ તેમ કરે નહિ. તેમ તેના વિક્રયમાં ભળી કિંમત સરખી પણ કરતા નથી.

શુક, શ્વાન, કીટ, કાગ, દંતધાવનની ચીરી અને વાયસ તેનો સ્પર્શ થયા પછી સ્નાન કરવું.

દેહચંડાળ એટલે ચંડાળ કોમમાં અવતરેલો, અને કર્મચંડાળ એટલે વર્ણાશ્રમના ધર્મને ત્યાગેલો. તેમાંથી જો દેહચંડાળનો સ્પર્શ થયો હોય તો સ્નાન કરવાથી શુદ્ધ થવાય છે, પણ કર્મચંડાળનો સ્પર્શ થયો હોય તો તીર્થના મહાજળમાં સ્નાન કરવાથી શુદ્ધ થવાય છે.

વિશ્વમાં સર્વે એકાત્મક રૂપે સંબંધીઓ છે. તેમ સમજી કોઈનો દ્વેષ કરવો નહિ. અને ક્ષૌર, સૂતક, શબસ્પર્શ, ગુરૂમરણ, સ્વકુટુંબાદિ ગોત્રમરણ અને સંન્યાસી સિવાયના ત્યાગીનું મરણ થયું હોય તો; અને તેના શબનો સ્પર્શ થયો હોય તો સ્નાન કર્યા સિવાય રહેવું નહિ. ગમે તેવી હાનિ થાય તો પણ મિત્રનો દ્રોહ કરવો નહિ. ચાહે તેવા આપત્કાળમાં પણ શરીરનો પ્રાણ-ત્યાગ કરવો નહિ, કેમકે તે આત્મહત્યા ગણાય છે.

ઘણા માણસોમાં બેઠા છતાં, આપણા વ્યસનને માટે એ ભૂમિને ત્યાગી અન્ય સ્થળમાં જવું પડે, અને જેનાથી લજવાતુ હોય તો તે વ્યસનને ત્યાગવું.

જેઓ અશકત યા સશક્ત હોઈએ તો પણ પરનું દબાવી ન પડવું. કોઈ માણસને જોતાં તેનામાં સાધુત્વ દર્શાતી હોય તો તેવા પુરૂષને નમસ્કાર કરવા પણ તેમને દુભાવવા નહિ. ભલે શત્રુરૂપે છે, ને તે રણસંગ્રામમાં સામે ઉભેલો છે, તોપણ તેની અકસ્માત-દગાથી ઘાત કરવી નહિ. અર્થાત્ યુદ્ધ સમય સિવાય તેને હણવો નહિ. જે વિશ્વાસ તેજ પરમાત્માનું સ્વરૂપ છે. માટે વિશ્વાસુને દગો દેવો નહિ અને અજ્ઞાનીને કુરસ્તે દોરવો નહિ. જેને નેત્ર નથી તેની હાંસી મશ્કરી કરી રંજાડવો નહિ, કે જેથી તે કષ્ટના બોજામાં આવી પડે. કોઈ માણસ ગમે તે જાતનું વ્રત કરતો હોય, તો તેને ભંગ કરાવવું નહિ. તેમ શિલવૃતના જેવું વ્રત નથી; કારણકે શાસ્ત્રમાં તેને એક સ્થંભરૂપ ગણેલું છે. તેથી તેનો ભંગ કરાવવો નહિ.

વિશ્વમાં જે જે જાતનાં વ્યસનો છે, તેટલી જાતના વટાળ સમજી ત્યાગવાં. ડાહ્યા પુરૂષે પોતાના દોષ દૂર કરી પરના ગુણોને ગ્રહણ કરવા. તેમ

સમજી તેઓ પરના દોષને જોતા નથી. વ્યભિચાર એ મહા દુર્ગુણ છે, તેના જેવો ખરાબ દુર્ગુણ એકે નથી. શાથી કે ધન-વિત્ત અને માન તથા મોક્ષનો માર્ગ એ ચારેને હાનિ કરેછે. જે સ્થળે વ્યભિચારનું સ્થાપન ન હોય, તો તે સ્થળે કરવું નહિ તેમજ કોઈ સ્ત્રીપુરૂષને નગ્ન નીરખવાં નહિ. પશુયોનિમાં જન્મ થવાનું સાધન પશુ-ગમન છે તેથી તે ન કરવું. પોતાના ઉદર પોષણાર્થે પશુ-પંખીઓને કુક્રિયા સમજાવવી નહિ. ચહાય તેવા દુઃખ કાળમાં પણ વેશધારી ન થવું; તેમ દેવના વેશ કયારેય ન ધરવો. અને સ્ત્રીનો વેશ ધારણ કરી તમાસા કરતા હોય તો તે કરનાર અને જોનાર બંને નર્કવાસી ગણાય છે. તેથી તે ન જોવું.

પોતાનું કામ બગાડીને પણ પરનું હિત કરવું. પણ પોતાનું સુધારી પરનું અહિત કરવું નહિ. એવા દોષો શુભજનોમાં હોતા નથી. સંસારમાં છ ભૂમિકાને ત્યાગી સાતમી ભૂમિકાને પામવા સારૂં સાધનરૂપ તત્વજ્ઞાન છે. તેને ત્યાગી અન્ય જ્ઞાનના આશ્રિત થવું નહિ. સંસારમાં વદવાના ચાર પ્રકાર છે. જેવા કે-સત્ય-મય, પ્રિયમય, ધર્મમય, અને ચોથું હરિનામમય એ રીતે એક એકથી ઉત્તમ છે; તેને છોડી અન્ય રીતે બોલવું નહિ. જેનું પરિણામ શ્રેયમય, આનંદમય અથવા સત્સંગમય ન હોય તો તેવો વાદ કરવો નહિ લગ્ન કરી ગૃહસ્થાશ્રમમાં એકપત્નિ-વ્રતરૂપ બ્રહ્મચર્યપણાથી સદ્ગતિ થાય છે.

ગોત્રની કન્યા સાથે લગ્ન કરવું નહિ. પણ જો ભૂલથી થયું હોય તે પુત્રિ-ભગિનિની પેઠે તેનું પાલન કરવું. જે જે પ્રકારના નિષેધો રૂપ વેદમાં પ્રાયશ્ચિતો લખેલાં છે તે સર્વેનો આત્મા કલ્પાવવો તેને વિષે સમાસ થાય છે. માટે કોઈ પ્રાણીનો આત્મા દુભાવશો નહિ.

પૂર્વના સંસ્કારે ધનપ્રાપ્તિ થઈ હોય તો દાન રહિત રહેવું નહિ. દાન આપવું તો નિરાશ્રયીને આપવું. પરંતુ ધનવાનને આપવું નહિ. ધન છતાં પર-માર્થ નહિ કરનારા, અનુકુળ છતાં આત્માનું ઓળખાણ નહિ કરનારા અને દયાને નહિ વરેલા તેઓને કૃપણ જાણી ત્યાગવા. જેઓએ સંસારમાં સર્વ સત્તા મેળવી છે, છતાં જેણે પરમ તત્વને જાણ્યું નથી, તો તેના જેવો બીજો અજ્ઞાન નથી. તેથી તેવાનો સંગ કરવો નહિ. જે ધર્મ છે તેજ વિશ્વનું રક્ષણ કરનાર છે. તેથી તેને સેવવા જેવું છે. પ્રાણીમાત્રને પાપ, પ્રપંચ અને જુઠ એ સંસાર-રૂપ સમુદ્રમાંથી તરવા દેનાર નથી તેથી તેને સેવવાં નહિ.

કાર્યકારણ માટે કોઈ દેવને યજવા હોય તો તેના ફળદાતા પરબ્રહ્મ પરમાત્મા છે. છતાં મલિન દેવોને યજવા નહિ. પરમાર્થ માર્ગમાં અંતરાય કરનાર આવરણોને દૂર કરવાં અને તે માર્ગને રોકવો નહિ.

કોઈ પુરૂષ વિવેક પર રહીને કાંઈ કહેતા હોય છતાં આપણે તેમાં ન સમજ્યા હોઇએ તો પણ તેનો તિરસ્કાર કરી તેને ઉવેખવાં નહિ.

શરીર પ્રારબ્ધ કર્મે કરી તેનો ભાગ કરવા થયું છે. માટે ભાવિને મિથ્યા કરવું નહિ. જીવિકા ચલાવવા સારૂ માણસને કર્મો કરવાં પડે છે. પણ ચંડાળી કર્મ કરી પોતાનો નિર્વાહ કરવો નહિ. ચકલામાં મૂકેલા ઉતારનું ભોજન સારૂં છે પણ બ્રહ્માર્પણ કર્યા સિવાયનું સારૂં નથી, તેથી તે કર્યા સિવાય જમવું નહિ, ઓળંગેલું અન્ન નિષિદ્ધ છે, તેથી તે જમવું નહિ. કેમકે જે બ્રાહ્મણ ને શુદ્રનું અન્ન પ્રાશન કરે તેટલા દોષને પાત્ર થાય છે. પાક થએલું અન્ન શ્વાન કે મંજારનો સ્પર્શ થએલું હોય, તો તે અભક્ષ સમજી ત્યાગવું ને ઉપયોગમાં લેવું નહિ.

જમતી વખતે કોઈ રસમય પદાર્થમાં જંતુ પડે અને તે પ્રાણરહિત થયું હોય તો તેને માંસ તુલ્ય જાણી ભોજનમાં લેવું નહિ. અત્યંજના હાથનું જમવું. એ નિષિદ્ધ છે. તેમજ જે ઘરમાં વૈશ્વ દેવ થતો નથી એવા અન્નને જમવું નહિ. શાસ્ત્રોમાં, સોળ કોળીએ એક કોળીઓ જંતુ ભાગ કાઢીને જમવું. છતાં જેના ઘરમાં પંચભાગ વીસરે છે, તેથી તેવા દોષ ભાગી રહેતા નથી. માટે પંચભાગ આપ્યા સિવાય રહેવું નહિ.

શાસ્ત્રો પ્રચારે જે મનુષ્યો આદિ કોઇ વસ્તુ લોકોમાં નિંદા પાત્ર હોય તો તેનું સેવન કરવું નહિ. કેટલાક ફળોમાં જીવોની ઉત્પત્તિ થાય છે, ને તેમાં મરે છે, તેનું જોવામાં આવે તો તે ફળને માંસ તુલ્ય સમજી ત્યાગવું. વળી અજ્ઞાનતાથી તામ્રપાત્રમાં પય કે દધિ ભર્યા છતાં તેમાં ખાંડ મળેલી હોય તો તેને મદ્યપાન સમજી તેનું ભક્ષણ કરવું નહિ. તેમજ રાંધેલા ભાત અને દહિં તેનું પણ ભક્ષણ કરવું નહિ. પાત્રમાં પાત્ર મૂકીને ભોજન કરવું નહિ. તેમ હથેળીમાં લઇને બીજે હાથે વા આંગળીથી ચાટવું નહિ. કારણ કે તે લક્ષ્મિનો નાશ કરનાર છે. સ્ત્રીઓએ પતિની સેવા કરવી. પણ તેનો તિરસ્કાર કરવો નહિ અને પરપુરૂષ સાથે પ્રીતિ તો કયારેય પણ કરવી નહિ. કોઈ સલાહ પૂછવા આવે તો તેને મનમાં મેલ રાખી આપવી નહિ. કોઇનું અંતઃકરણ દુભાય એવું વાકય કદી બોલવું નહિ શરીર રહીત થવું પણ સ્વધર્મ રહીત થવું નહિ. પોતાનું કાર્ય બગાડીને પણ પરમાર્થનું કામ કરવું. વ્યવહાર કે પરમાર્થના કાર્યમાં મંદ કે સુસ્તપણું રાખવું નહિ.

હંમેશ મિતાહાર કરવામાં આવે તે અત્યુત્તમ છે. કહેશો કે મિતાહાર એટલે શું ? તેના ઉત્તરમાં બે ભાગ અન્નથી, એક ભાગ જળથી, અને એક ભાગ વાયુને જવા આવવા માટે ખાલી રાખવો તેને મિતાહાર કહે છે. આ વિશ્વમાં સગાં કુટુંબી કે રાજાની અવજ્ઞા થાય તો તેનું કષ્ટ સહન કરવું; તો પણ અતિથિની અવજ્ઞા કરવી નહિ. જેજે પ્રકારની ક્રિયા કરવી તે અપવિત્ર રીતે ન કરવી. અણગળ જળ, તે મદ્યપાન સમાન છે અને વિણ્યા વિનાનું અન્ન તે માંસ તુલ્ય છે. માટે જળને ગળવું અને અન્નને વીણવું; તે સિવાય વાપરવું નહિ.

સ્નાન કરવું તો બે વસ્ત્ર સિવાય કરવું નહિ. કોઇ દિવસ નગ્ન સ્નાન કરવું નહિ. અને સ્ત્રીઓએ મુકત કેશે ચકલાં ઓળંગવાં નહિ. બહુવાદી થઇ અન્યને શ્રમ આપવો નહિ. સ્વકુળ ધર્મનો નાશ કરી મર્યાદા રહીત રહેવું નહિ. માતાપિતાએ બાળકોને ઉછેરવામાં બેકાળજી રાખવી નહિ. મનુષ્યને સર્વ પ્રકારે જ્ઞાતા થવાની ખાસ જરૂર છે; તો પણ સ્વધર્મથી અજ્ઞાતપણું તો રહેવુંજ ન જોઈએ.

ઉપર કહેલા દોષો સારા પુરૂષો સંઘરતા નથી. એ જન્મ મરણને આપનાર હોય છે, તેથી તેને ત્યાગવા.

ગૌ, ગુરૂ, વયોવૃદ્ધ, સ્ત્રી, ધર્મનું પુસ્તક, ભગિની, માતાપિતા કોઈ ભેખ, તુલશી, પીપળો, આસન, દેવયજનનાં પાત્રો, વેદિકા, વેદિકાનો અગ્નિ, પુજનનો કળશ, રાજા, રાજ્યગાદી, પુષ્પ, દેવ, તીર્થવાસી, અને ધનિક ઈત્યાદિની અવજ્ઞા ન કરતાં સત્કારપૂર્વક નમસ્કાર કરવા. અને તેઓને પોતાના ચરણનો સ્પર્શ ન થવો જોઇએ. ને જો થયો હોય તો નમસ્કાર કરવો. અગ્નિને વિષે મળમૂત્ર કરવું કે થુંકવું નહિ. સ્નાન સર્વાંગ સિવાય કરવું નહિ. તેમજ શિખાસહિત સ્નાન કરવું કોઈ એમ કહેતા હોય કે ઉપરથી સ્નાન કરે શુદ્ધિ થતી નથી, માત્ર અંતઃકરણો ચોકખાં રાખવાનાં છે, પણ બહિર્શુચિની જરૂર નથી; એ તેમનું કહેવું નકામું છે સ્નાન થયા પછી મનુષ્યોનું મન શુદ્ધ થાય છે. ને વાળે તો તત્કાળ સત્કર્મમાં વળે છે. માટે તેની જરૂર છે, તેથી તેને ત્યાગવું નહિ.

સ્વમુખે કરીને ભ્રષ્ટ વાકય બોલવું નહિ. કદાચિત્ ચંડાળ સાથે વાતચિત કરવાનો સમય આવે તો તેની હરકત નહિ. પણ કર્મચંડાળ સાથે તો રાખવોજ નહિ. શરીરને કોઇ પ્રકારનો સ્પર્શાસ્પર્શ થયો હોય, તો થોડા જળમાં સ્નાન કરવાથી પવિત્ર થવાય છે. પણ કર્મચંડાળનો સ્પર્શ થયો હોય ત્યારે તો મહાજળમાં સ્નાન કરવાથી શુચિ—પવિત્ર થવાય છે. નાવિક, ઢીંમર, અતિશૂદ્ર; ગળીઆસ મોચી, અને હજામ એટલાનો સ્પર્શ થયો હોય તો સ્નાન કરવામાં પ્રમાદ

રાખવો નહિ. મૈથુન થયા બાદ સ્નાન થયું ન હોય તો તે દિવસની કરેલી ક્રિયાનો નાશ થાય છે. તેથી તેમાં આળસ રાખવું નહિ. શરીરને ક્રોધનું આવરણ થાય તો તેને શાંત કરવો. પણ પરજીવ ઉપર દ્રોહ કરી ગૌહત્યા, બાળહત્યા, સ્ત્રીહત્યા વિશ્વાસઘાત, અને પરને વિષ દેવું, પોતે વિષ પ્રાશન કરવું, તેમ જ કોઈ જીવની ઘાત કરવી, એવા વિચારો સ્વપ્ને પણ ન લાવવા.

આપણાથી કોઇનું અપમાન થવું ન જોઈએ તેમ કોઇને માથે મિથ્યા અપવાદ ન મૂકવો. આપણે ધનવાન ન હોઇએ તો ધનવાનના સમાન કામ ઉપાડવું નહિ. ઉપજ કરતાં ખર્ચ વિશેષ ન કરવું. ધન અધર્મે કરીને મેળવવું નહિ. ખોળ, રંગ, ચર્મ, લીલાં તથા સુકાં ઘાસ અને લીલા વૃક્ષનું છેદન કરી, તેનો વ્યાપાર કરવો નહિ. મધ, માંસ, મધુપુષ્પ રાજગરો અને તેલ ઇ૦ના વ્યાપારો કદી ન કરવા, તેમજ તેના વેપારીને ત્યાં રહી ઉદર નિર્વાહ ન કરવો. સદ્‌પુરૂષના વાકયનું, દેવસ્થાનનું અને સદ્‌શાસ્ત્રોનું તથા ધર્મનું અને ધર્મસ્થાનનું ખંડન કરવું નહિ.

શરીરનો નાશ થાય તો હરકત નહિ, પણ કુટુંબનો નાશ કરવો નહિ. તેમજ મિત્રનો પણ નાશ કરવો નહિ. ગોત્રગમન, માતૃગમન, દાસીગમન, વેશ્યાગમન ઇ૦ ને ત્યાગ કરવાં. આપણે માંસનું ભોજન કરીએ તેટલો દોષ ઉચ્છિષ્ટ અન્નમાં છે. અને કોઈ પવિત્રને માંસ ખવરાવીએ તેટલો દોષ ઉચ્છિષ્ટ અન્ન બીજાને આપવામાં છે, તેથી તેમ આચરવું ન જોઇએ.

જે વ્યાપારમાં પરમાર્થપણું દર્શાતું ન હોય, તેવા લોહાદિ વેપારો કરવા નહિ. વિદ્યા વિક્રય કરવો એ પણ દોષ રહીત નથી, તેથી તે ન કરવો. કોઇ જીવ સાથે હાંસી કે મશ્કરીમાં પણ તેનું મન દુઃખાય તેમ ન કરવું. પોતાની પાસે અગ્નિ હોય તો તેને એવા સાચવવો કે જેથી વન આદિ કાંઈ ( ક્ષોભ થાય તેવું ) દગ્ધ ન કરી શકે.

સંસારમાં પ્રાયશ્ચિત તો અનેક પ્રકારનાં છે. પણ તેમાં જે ઇરાદા પૂર્વક થયેલાં હોય તો તેની પ્રાયશ્ચિતી નથી. તો તે ન કરવું. કામનાઓનાં પ્રાયશ્ચિત અને ક્રોધનાં પ્રાયશ્ચિત ઇરાદાપૂર્વક ન કરવાં. આળસનાં પ્રાયશ્ચિત એ મધ્યમ ગણાય છે, તેનો પણ નાશ થાય છે. નિદ્રામાં થએલાં હોય, અબદ્ધપણામાં થએલાં હોય કે અનાયાસે થએલાં હોય. ઇ૦ પ્રાયશ્ચિતો શાસ્ત્રજ્ઞાનને અનુસરી નાશ થાય છે. પણ તીર્થને વિષે કરેલાં હોય તેનો નાશ થતો નથી. વળી મતિભ્રંશનું પ્રાયશ્ચિત તેને પણ સેવવું નહિ. આપણે કોઇ કારણસર ભ્રષ્ટતામાં આવ્યા

હોઇએ તો શુદ્ધ થવાની આશા રાખવી, પણ બીજાને ભ્રષ્ટ કરવાની ઇચ્છા રાખવી નહિ. કોઇ અજ્ઞાની જીવ હોય, તો તેને અશુચિ માર્ગે વાળવો નહિ. યોગિજનોનો તિરસ્કાર ન કરવો.

ગાઢા શબ્દથી અથવા તો કોઇ મોટા અવાજથી કોઈ જીવોને ત્રાસ આપવો નહિ, તેમજ વિના અપરાધે હણવું નહિ. વળી એક જાતિના રસમાં બીજો મેળવવો નહિ. અને રાત્રિએ ભોજન કરવું તે માંસ તુલ્ય ગણેલું છે, તેથી તે વર્જવું. કોઇ ન્યાયને અર્થે બોલાવે તો તેમાં અન્યાય થાય તેવું કરવું નહિ. લાંચ લેવી નહિ. જુઠી સાક્ષી પુરવી નહિ. માટે જે વિવેકી જનો છે તે એવા પ્રાયશ્ચિતમાં કોઇ દિવસ આવતા નથી. પારકી થાપણ ઓળવવી નહિ. પરદ્રવ્યને છીનવી–લૂંટી લેવું નહિ. તેમ ચોરીને દગલબાજીથી બીજાને ફસાવી તેનું ધન હરી લેવું નહિ. ચુના વગેરેની ભઠ્ઠી ન કરવી. મનુષ્ય જીવતો હોય તો તેનાં આપેલાં વસ્ત્રો ગ્રહણ કરવાં, પણ મૃતકનાં વસ્ત્ર ગ્રહણ કરવાં નહિ કેમકે તે લેવાનો અધિકાર અધમાધમને છે. પંથીદાન વિ૦ અંતકાળે લેવાં નહિ. લોહ, અડદ, તિલ કે કપાસ આદિ જે નિષિદ્ધ છે તે ઉત્તમ પુરૂષોએ ગ્રહણ કરવાં નહિ.

ઘૃતપુર કાંસપાત્ર, તથા લવણાદિ, સુવર્ણ, ધાતુનો બનાવેલો નાગ અને પ્રતિમા તે દાનમાં લેવાં નહિ. ગૌ, હસ્તિ કે મહિષી અથવા તો અશ્વ કે ગોધાનું, તેમ તેને સાટે સુવર્ણાદિ દ્રવ્ય અપાતું હોય, તો પણ તે લેવું નહિ. તેમ વર્તીને ચાલનારા જનોએ કદાચિત્ કોઇ પ્રતિમા લેવામાં આવી હોય તો તે પુજામાં રાખવી. પણ તેનું ખંડન કે વિક્રય કરવો નહિ. પણ એવા દોષો પવિત્ર પુરૂષોમાં હોતા નથી. ચહાય તેવું કષ્ટ સહન કરવું, પરંતુ વિષ પ્રાશનથી કે કંઠપાશથી શરીરનો નાશ કરવો નહિ. વળી શસ્ત્રઘાથી કોઇનો નાશ કરવો કે કરાવવો પણ નહિ. પરમાંસનું ભક્ષણ કરવું નહિ, તેમજ કોઇને વિના અપરાધે પીડવું નહિ.

સંસાર દુષ્ટ કોને કહેવો, તેના ખુલાસામાં પોતાનું કાંઇ સુધરતું ન હોય અને બીજાનું બગાડે તેને દુષ્ટની સંજ્ઞા આપી છે. તેથી તે દોષને ત્યાગવો. હાંસી કે મશ્કરીમાં કોઇનો પ્રાણ ત્યાગ થાય તેમ કરવું નહિ. મરણ ક્રિયાનું દ્વાદશ માસ પર્યંતનું અન્ન, તે નિમિત્તનું ત્યાગવું. કોઈ તોળેલી વસ્તુ, લવણ દાન, તેને માંસના બરોબર સમજી ત્યાગવું. આખા દેશને હણતાં જેટલું પ્રાયશ્ચિત થાય છે, તેટલું એક રાજાને હણવાથી થાય છે, માટે તેનું હનન ન કરવું.

મનુષ્યના જન્મને બગાડનાર માત્ર ઈન્દ્રિઓ છે માટે તેને રોકવી. કોઈપણ દેવ, તેની આજીવિકામાંથી રસોઇ થએલી હોય ને તે જમવામાં આવે તો તે જન્મ લગીનાં સુકૃતો તથા ભક્તિ કરેલી વૃથા જઈ, પતિવાયવાળો થાય છે. તેથી તેને પ્રસાદ માનીને પણ ન લેવી.

પ્રાણીમાત્રને સામાન્ય જ્ઞાન તો હોય છે; છતાં વિશેષ જ્ઞાનને માટે ગુરૂ કરવા પડે છે. તેમાં જે હું અને મારામાં રચીપચી ગએલા હોય, તેવાઓને ત્યાગવા. અને જો કોઇ દેવ ઉપર અભાવ આવ્યો તો તેનું દેવાર્ચન કરવું નહિ. છતાં જે દાર્શનિક છે; તેની અવજ્ઞા કરવી નહિ. અને શત્રુની સેવા ન કરવી. પણ શત્રુ છતાં સત્યમય અને દાનો હોય તો તેનું વેર તજી સેવા કરવા ભૂલવું નહિ.

માતા પિતાએ બાળકોને અભણ રાખવાં નહિ. દાના પુરૂષની સાથે શત્રુવટ સારી પણ મૂર્ખની મિત્રાચારી સારી નહિ. આપણી સ્થિતિ સારી હોય તો ગરીબોને આશ્રય આપવો પણ તેઓને દબાવવા નહિ. તેમજ રાજ્યના કાયદાનો ભંગ કરી ચાલવું નહિ. જે સ્ત્રી સાથે લગ્ન થયું છે, તેનો પરિત્યાગ કરવો નહિ. તેમજ ચકલામાં ઉભી ભોજન કરવું નહિ. અને ન્યાયનું ઉલ્લંઘન કરવું નહિ. જેટલું માન બીજાનું આપણે માનીએ, તેટલુંજ માન આપણું છે, તેમ સમજી રાજાથી તે રંક પર્યંત કોઇનું અપમાન કરવું નહિ.

સ્ત્રીઓને પાંચ પાપી સાથે વ્યવહાર કરવો પડે છે; તે એ કેઃ—ચુલો, પાણીઆરૂં, ઘંટી, ખાંડણીઓ અને સાવરણી. એ પાંચ હિંસક સ્થાન છે, તેથી તેને સંભાળીને કામ કરવું. પણ પોતાના કામને જ ન જોવું. જેઓ વેદ ભણીને મુખે બોલવામાંજ વેદોને જાણતા હોય, પણ તેમાં કહેલા પ્રમાણે તેની વર્તણુંક ન હોય તો તેવાને અવૈદિક સમજી ત્યાગવા, પણ તેમની નિંદા ન કરવી.

સર્પ, વ્યાઘ્ર, સિંહ કે શસ્ત્રધારી શત્રુ તેનાથી ન ડરતાં તેમનો સંગ કરવો સારો પણ દુરાચારી એવા જે વર્ણશંકર હોય તેવાનો સ્વપ્ને પણ સંગ કરવો નહિ. કોઇ સંસારનો ત્યાગી ત્યાગ માર્ગમાં પ્રવેશેલો હોય, ને તે વૈરાગ્યને હડાવી પુનઃ સંસારમાં આવેલો હોય, તો તેને યોગભ્રષ્ટ જાણી દૂરથી ત્યાગવો.

મનુષ્યોને જ્ઞાન થવાની આવશ્યકતા છે છતાં અજ્ઞાની રહી કપટભેખનું સેવન કરવું નહિ. તેમ ઘરની સેવાના મહાદેવ પાર્થેશ્વર અને અસ્થાપિત એટલે સ્વયંભુ તેને ધરાવેલું નૈવેદ્ય લઇ શકાય છે. પણ જે સ્થાપિત થએલું બાણ, તેનું નિર્માલ્ય કે થાળ તેનો ત્યાગ કરવો; તેમજ વિષ્ણુને ધરાવેલો

થાળ આ જીવીગનો હોય તે પણ ત્યગ કરવાનો છે પરંતુ સેવક જમી શકે છે. તિરસ્કારનું અન્ન હોય તેને ત્યાગવુ. આખા વિશ્વની સાથે જીતવાની તૃષ્ણા રાખવી નહિ. તેમ યોગિની સાથે પણ જીતવાની આશા રાખવી નહિ. તેમ સમગ્ર વિશ્વના જીવોનો તિરસ્કાર લેવો નહિ.

સોળણુ, લાખ અને કપાસ તેને ચોરવાં નહિ. ત્યારે શું બીજી વસ્તુને ચોરવી? ના તેમ નથી પણ આનો પ્રતિવાય વિશેષ છે. જેઓ તત્વજ્ઞાનથી અજાણ્યા છે, રોગના નિદાનને જાણુતા નથી, તેવા વૈદનું ઔષધ ખાવું નહિ. ઘણાં મનુષ્યોમાં ભોજન કરવા બેઠા હોઇએ, તો તે સમયે કોઈ વસ્તુ પર ભાવ વિશેષ હોય તો પણ બીજાઓના કરતાં વિશેષની માગણી કરવી નહિ. તેમ પીરસવામાં વહેરોવંચો કરવો નહિ. વળી ગૃહદાહ, તૃણદાહ, વનદાહ અને આત્મદાહ એ કોઇ દિવસ કરવાં નહિ. નિર્દયપણું રાખી કોઈનું ધ્યાન ચુકાવવું નહિ. કુસંગનો સંગ કરવો નાહિ. દિપકનું ઘૃત, કીડીઆરાનો કણુ, શ્રીફળનું જળ અને શિખાનું ટપકેલું જળ, તેમજ સંધ્યા કરેલું જળ, તે પ્રાશનમાં આવવાં ન જોઇએ.

સૂર્ય સામે દંતધાવન, લઘુશંકા કે દીર્ઘશંકા કરવી નહિ. બ્રાહ્મણુ, ક્ષત્રિય, ને વૈશ્ય તેણે ભલે દેહરહિત થવું, પણ સંધ્યારહિત થવું નહિ. શાસ્ત્રોનું ઉલ્લંઘન ન કરવું, દેવની નિંદા કે ભ્રષ્ટ ઉપાસના ન કરવી. પક્ષી પાળી તેને બંધનમાં ન રાખવું, અને અમંત્રિક પૂજન કરવું નહિ. એવા દોષો પવિત્ર જનોમાં પ્રવેશી શકતા નથી.

સંસારમાં મનુષ્યને માથે ત્રણ પ્રકારનાં રૂણ હોય છે; જેવાં કે દેવરૂણ, પિતૃરૂણ અને મનુષ્યરૂણ. તેનાથી મુક્ત થવું પણ રૂણી રહેવું નહિ. પરમાર્થમાં કુપગલું ભરવું નહિ. ગૃહસ્થના ઘરમાં અન્નાશ્રય, જળાશ્રય અને ભૂમિઆશ્રય એ ન મળે તો તેને અધમ આશ્રમ માની ત્યાગવો.

વ્યવહારના જે જે સંબંધો છે તે યથેચ્છ રીતે પાળવા પણ તે સાથે વિરોધ રાખવો નહિ. અને સ્ત્રીપુરૂષમાં પણ વિરોધ હોવો જોઇએ નહિ. શરીરની માંદગી હોય, અથવા તો વિદેશને વિષે કાલાનુસારે જવું થયું હોય, તો વિદેશથી ઘેર આવ્યા પછી અને માંદગી ગયા બાદ પ્રાયશ્ચિત ન કરવા વિષે પ્રમાદ રાખવો નહિ.

બાળકની આપેલી વસ્તુ, દિવાનાની આપેલી વસ્તુ અથવા તો કર્મભ્રષ્ટની આપેલી વસ્તુ, તેમજ દુર્વ્યસનીની આપેલી વસ્તુ, એટલામાંથી કોઇના હાથનું પ્રાશન કરવું નહિ.

વર્ણાશ્રમના ધર્મોનો ત્યાગ નહિ કરતાં, નિત્ય નૈમિત્યિક કર્મોથી ભ્રષ્ટ થવું નહિ. કોઈ ક્રિયા શાસ્ત્રથી વિરૂદ્ધ કરવી નહિ, તેમજ કરાવવી પણ નહિ. શરીર પર ગમે તેવી આપત્તિ આવે તો પણ વર્ણાશ્રમ તોડી ભ્રષ્ટ થવું નહિ, તેમજ કોઈનું લીધેલું ધન કે મજુરી અહિત કરવી નહિ.

પોતાની પાસે ધન હોય તો દાન કરવું પણ દેવું કે ચોરી લાવીને કરવું નહિ. દાન કરવું તે ફરજ જાણીને કરવું, પણ ફળની અપેક્ષાએ કરવું નહિ. દાન આપીને કે પરમાર્થનું કોઈ કામ કરીને પોતાના મુખે વખાણ કરવાં નહિ. તેમજ કોઇ વાહન ઉપર બેસીને તેને માર મારવો નહિ. જળ અગ્નિ કે દેવસ્થાન આદિ કોઇ સ્વચ્છ જગ્યામાં મળમૂત્ર કે બળખા નાખવા નહિ.

જેને આમંત્રણ કર્યું હોય તે સિવાય અન્યને ભોજન આપવું નહિ. રાજાએ પ્રજાનું પાલન કરવું. દુષ્કાળના સમયમાં તેનું રક્ષણ કરવું. તેમ ન થાય તો તેને રાજા માનવો નહિ. ધણીએ પશુનું અરક્ષણ કરવું નહિ, તેમ માતપિતાએ બાળકનું અરક્ષણ કરવું નહિ.

રાત્રીનું રાંધેલું વાસી અન્ન પ્રાતઃકાળે જમવું નહિ. સાધુ સાથે ક્રોધ કે વેર કરવું નહિ. તે છતાં થયું હોય તો તેનો બદલો વાળવાની ઇચ્છા રાખવી નહિ. પોતાની ભૂલથી સત્યનું અસત્ય વદાયું હોય તો પોતાના બોલને સત્ય કરવા વિષે આગ્રહ કરવો નહિ.

શરીરની ત્રણ અવસ્થાઓ હોય છે તેને ઓળખીને પગલાં ભરવાં પણ અન્ય અવસ્થાનું કાર્ય કરવા ઇચ્છવું નહિ.

ધર્મસ્થાનનો વહિવટ કોઈ દિવસ કરવો નહિ. અને કરવો તો બહુ કાળજી-પૂર્વક કરવો. કોઈ નિંદવા લાયક હોય તોપણ તેની નિંદા કરવી નહિ. જે કોઇ અજ્ઞાનમય છે છતાં તે અજ્ઞાનમય ક્રિયા કરતો હોય તો તેને જ્ઞાનથી માહિત-ગાર કરી અટકાવવો. તેમ ન બને તો તેનો ત્યાગ કરવો. વિષ અથવા વિષથી ભરેલાં જાનવરોથી દૂર રહેવું, પણ તેનો પ્રસંગ કરવો નહિ. પ્રારબ્ધે કરીને કોઇ અંધ-પાંગુલ હોય, તોપણ તેના પૂર્વ દોષોને ન જોતાં આશ્રય આપવો, પણ તિરસ્કાર કરવો નહિ. આપણા કરતાં કોઇ વધારે જ્ઞાતા હોય, તો તેને ગુરૂ માની ગુણ લેવા. પણ તે પર દ્વેષ કરવો નહિ. કોઇ આપણા દોષ જણાવી આપે તો તે પર ક્રોધ ન કરતાં દર્શાવેલા દોષોને દૂર કરવા તેમાંજ મહત્તા છે. આ જે નિષેધ વર્ણન કરી જણાવ્યું, છતાં વિધિરૂપે જણાવ્યું નથી. તેથી સંશય થતો હોય કે વિધિ કેવી રીતે સમજવી અને નિષેધ કેમ સમજવો, એવો સંશય થતો હોય તો તેના ખુલાસામાં નિષેધમાં વિધિ, અને વિધિમાં નિષેધ, એવા સંમેલન સાથે વિધિનિષેધ છે. તો પણ તે સમજવામાં આવે તેમ છે. પણ ક્યારે સમજવામાં આવે છે, કે જ્યારે કોઇ હંસરૂપ સદ્‌ગુરૂ મળે, એટલે જેમ

હંસ પયપાણી ભેગું થયેલને જુદું કરે છે. એવી રીતે કે, પયને પી જાય, અને જળને છાંડી જાય છે. તેવા ગુરૂ મળે અને તેમને શરણે જવાય તો વિધિ નિષેધના ભેદને સમજી શકાય એ નિઃસંશય છે. માટે તેમાં સદ્દગુરૂની જરૂર છે. આ જે નિષેધનો લેખ લખી જણાવ્યો છે તેમાં નહિ કરવું એ વિધિ અને કરવું એ નિષેધ એ પ્રમાણે સમજી લેવું. આ પરથી એમ ન જાણવું કે વેદોને વિષે વિધિનિષેધ આટલાજ છે; પણ ઘણા છે છતાં અહીં સંક્ષેપમાં દર્શાવ્યા છે. અને જે બાકી રહેલા છે તે ગ્રંથના આદિ, મધ્ય અને અંતમાંથી સમજાશે.

વિશ્વમાં પ્રાણીમાત્ર જે જે અવતરેલા છે, તે સર્વે વિધિનિષેધને વરેલા હોય છે. પણ તેના વિભાગને સમજ્યા સિવાય મિશ્રપણે વાપરવાવાળા, જીવદશામાં જન્મ ગુજારી વારંવાર જન્મ-મરણના ભોગ કરવા છતાં, સુખદુઃખના સંગી રહે છે. અને તે જ્યાંસુધી વિધિનિષેધના વિભાગને સમજે નહિ, ત્યાં લગી સંસારરૂપ સમુદ્રનો પાર પામી જન્મ-મરણરૂપ ભ્રમણચક્રો પરથી ઉતરવાનો સમય આવે પણ નહિ. પણ જ્યારે હંસરૂપ કોઈ સદ્દગુરૂનો મેળાપ થાય, અને તે વિધિ-નિષેધના વિભાગોને સમજાવે, અને વિધિઓને ગ્રહણનું ગ્રહણ અને નિષેધને ત્યાગવું એવા વિવેકને સમજાવી સત્યની સીડી પરથી ઉતરવા દે નહિ, તેમ પોતે પણ વિધિને છોડી સત્યથી દૂર ખસે નહિ, ત્યારે ઇશ્વરદશા આવી સમજવી. અને તે સ્વર્ગનો ભોગદાયી હોઇને અન્ય જીવોને પણ સ્વર્ગનો ભોગદાયી કરે છે. પણ તે મૃત્યુ લોકમાં છે ત્યાં લગી ભૂદેવરૂપે શુભ ક્રિયાઓ કરનારો, અને શરીર વંખેરાયા પછી પોતાનાં કરેલાં શુભ ફળોને ભોગવે છે. અને તે ભોગ ભોગવી રહ્યા પછી મૃત્યુ લોકમાં જન્મે છે, એ પણ આવાગમનનો માર્ગ છે. અને જ્યારે પરમહંસ ગુરૂની પ્રાપ્તિ થાય ત્યારે વિધિ-નિષેધ એ બંનેનો નિષેધ કરાવી ક્રિયા અને કર્મનો આંતરશુદ્ધતાથી ત્યાગ કરાવી, કેવળ બ્રહ્મમૂર્તિરૂપ કરીને, સારાસાર વિચાર પણ ન રહે, સર્વત્ર બ્રહ્મદર્શન દર્શાય અને દેહાધ્યાસથી રહિત થાય તેને મુક્ત દશા જાણવી. ને તે પ્રારબ્ધવશાત્ શરીર રહે ત્યાં સુધી મુક્તદશાનો ભોગ કરી, પછી કેવળ બ્રહ્મદશામાં નિવાસ કરે છે. કહ્યું કે મુક્ત દશામાંથી બ્રહ્મ દશામાં જવાય છે, માટે સત્ય રીતે સમજી લેવું કે જીવદશા ગયા સિવાય ઇશ્વરદશા આવે નહિ. અને ઇશ્વરદશા ગયા વિના મુક્તદશા આવે નહિ. તેમજ મુક્તદશા ગયા સિવાય બ્રહ્મદશા આવે નહિ.

અહીંયાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, વિધિનિષેધનો જ્યારે પરમહંસ ગુરૂ ત્યાગ કરાવે છે. ત્યારે તેને પ્રથમ ગ્રહણ કરવામાંજ ન આવે તો શું? તેના પ્રત્યુત્તરમાં એમ છે કે મુકત દશામાં ત્યાગનું પ્રધાનપણું છે. તેથી જો પ્રથમ ગ્રહણ કરેલું ન હોય તો; પછી ત્યાગવાનું શું રહ્યું! માટે ગ્રહણમાંજ ત્યાગ હોય છે. કેટલાક વેદના નિશ્ચયને જાણતા નથી. પણ તેનો

નિશ્ચય તો એવો છે કે પ્રથમ ગ્રહણ કરો ને તેના અધિષ્ઠાતા રજો ગુણ રૂપ બ્રહ્મા છે. તેથી તેનું શરણુ લેવું જોઇએ. અને મધ્યમાં તે ગ્રહણ કરેલાનો અનુભવ કરો. તેના અધિષ્ઠાતા સત્વ ગુણરૂપ વિષ્ણુ છે. તેથી તેનું શરણુ લેવું જોઇએ. અને સત્યાસત્ય જે ત્રીજી અવસ્થા તેને વિષે ત્યાગ કરો; તેના અધિષ્ઠાતા તમો ગુણ રૂપ રૂદ્ર છે. તેથી તેને શરણે જવું જોઇએ. એ પ્રમાણે નિશ્ચય નામના વેદનો સિદ્ધાંત છે. આ પરથી સમજવું કે પ્રથમ ગ્રહણ કરવું, મધ્યમાં અનુભવ કરવો, અને પાછળથી તેનો પરિત્યાગ કરવો એ તેનો સિદ્ધાંત છે. પણ બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એવા બે વિશેષણથી સંયુકત સદ્દગુરૂ ન મળે ત્યાં લગી જીવનું જીવન સુધરે તેમ નથી. માટે સદ્દગુરૂની જરૂર છે. સંસારમાં બારીક દ્રષ્ટિએ જોતાં, સર્વ પ્રકારનો લાભ ગુરૂથીજ મળે છે, એ સિદ્ધાંત છે. પણ સંશય એ છે કે પંચતત્વો, ઇન્દ્રિયો, તેની ક્રિયાઓ, તેના દેવતા અંતઃકરણો; તેના દેવતાઓ અને તેની ક્રિયાઓ તથા, આત્મા અને માયા એ સર્વેના શરીરોમાં સરખાં હોય છે, છતાં ગુરૂ-શિષ્યનો ભેદ પડવાનું કારણ શું? હું જાણું છું કે, અલ્પજ્ઞ છું. તેમ તમને જાણું છું કે સર્વજ્ઞ છો, છતાં અંતર જણાવનાર કોણ ? તે સમજ પડતી નથી. એવા પ્રશ્નના પ્રત્યુત્તરમાં એમ છે કે, આ પ્રશ્ન સાધારણ નહિ કે જેથી તરત ઉત્તર આપી શકાય. પરંતુ વિચારવા યોગ્ય છે. તેમ છતાં તત્વજ્ઞાનીઓને મુશ્કેલ નથી, તેથી તે તેનો ઉત્તર આપે છે કે, તે એવો જે, આ ગહન રચના રૂપ વિશ્વને વિષે ચાર પ્રકારના જીવો હોય છે. તે એકે બુંદના, ઉદ્દભિજના, અંડજના, અને જરાયુના એ રીતે ચાર ખાણોમાંથી, ચાર પ્રકારના જીવોની ઉત્પત્તિ છે. તેમાં મનુષ્ય જન્મને શ્રેષ્ઠ ગણેલો છે. તેનું કારણુ, આહાર, ભય, નિદ્રા અને મૈથુન એ સર્વેમાં સરખાં હોય છે અને સામાન્ય જ્ઞાન તે પણ સર્વેમાં સરખુંજ હોય છે પણ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી અને તેના અધિકારી થવું, એ મનુષ્યમાં વિશેષ હોય છે. તેથી તે ઉત્તમ છે.

ઉત્તમ છે, તો પણ તે જોયા કે જાણ્યા સિવાય જ્ઞાનના અધિપતિ થવાય તેવું નથી. કેમકે બ્રહ્મા કે બૃહસ્પતિ સરખા પણ ગુરૂગમ લીધા સિવાય સમજી શકે તેમ નથી. કોઇ માણસ હમેશાં સારા વિચારો પર રહી, ગ્રંથોને વાંચે અને તેમાં સારી રીતે સમજે તો પછી ગુરૂનું શું કારણ છે? તેના ઉત્તરમાં જેની બુદ્ધિ શિશુવત્ છે, તેને એવા વિચાર આવે. નહિ તો ગુરૂ સિવાય, બ્રહ્માના સો વર્ષ સુધી પણ જીવને જ્ઞાન થાય નહિ, અને થાય તોપણ ગુરૂ ભાગ રહી જાય છે, તેથી યથાર્થ ગણાય નહિ, તેનો સિધ્ધાંત કરવાને સારૂ આ એક નીચેનો સોરઠો લખવામાં આવે છે. તે પરથી સમજાશે.

---

# ગુરૂ નિર્ણય

(સોરઠો) 'ગુરૂ વિનાનું જ્ઞાન, આવરણે રજ વાળીએ;
રજમય ભૂ દર્શાય, વસ્ત્ર રહિત રસ ગાળીએ.'

ભાવાર્થ:-આ સોરઠાનો અર્થ એ છે, કે ઝાંખરાના આવરણાથી જેમ તેટલી ભૂમિને વાળીએ, તો પણ સો ફેરા વાળવાથી રજ રહિત કરી શકાય નહિ. જેમ વસ્ત્રોથી રસ ગાળવામાં આવે અને તે શુદ્ધ ગણાય છે, તેવો બીજી કોઇ વસ્તુથી ગાળી શકાતો નથી. જેમ આવરણીથી વાળેલું ઘર રજરહિત થતું નથી તેમ સદ્‌ગુરૂ સિવાય નિઃસંશય જ્ઞાન ચોકખું મળી શકતું નથી.

વળી જીવને સંસાર રૂપ સમુદ્ર તરવાને નાવ રૂપ શ્રી સદ્‌ગુરૂ જ છે. કેમકે આ દર્શાતા વિશ્વના ગુરૂ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એ ત્રણ ગુણ રૂપે ત્રણે ગુરૂઓ જ છે. તો પણ તેમના ગુરૂ પરબ્રહ્મ હોય છે. તેનું પ્રમાણ નીચેના શ્લોકે કરીને સમજવું.

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देव महेश्वरः ।**
**गुरुरेक परिब्रह्म तस्मै श्री गुरवे नमः ॥**

ભાવાર્થ:-જે સમયે અંડકોશમાંથી નવ તત્વો પ્રગટ થયાં, તેમાંથી ૭ તત્વોના જે પુરૂષ તે પરબ્રહ્મ છે, અને એ ત્રણેનો ગુરૂ છે. તેની ઉત્પત્તિ એવી રીતે છે કે અપ, તેજ, આકાશ, વાયુ, પૃથ્વી અને આત્મા. એ ૭ તત્વોના પુરૂષ અને નવ તત્વમાંથી શેષ જે રહ્યાં, તે સમગ્ર અને ૐકારના આકારમય, તેમાં કંઇ સમજી ન શકાય તેવું અતિશય તમમય ભાસતું હતું. પણ જે પુરૂષ તે ઘણા સૂર્યના પ્રકાશમય હોય, એ પ્રકૃતિરૂપ માયાને. શુદ્ધ કાચ સમાન પ્રકાશ કરી, ( અહીં પ્રશ્ન એ છે કે ત્રણ ગુણોનું વર્ણન કરતાં પ્રકૃતિને પ્રકાશ કરવાનું કારણ શું ? ) એ પ્રશ્નના ઉત્તરમાં કારણ એ કે ત્રણે ગુણોના સમુહ એક છે, ત્યાં સુધી ગુણમાયા એવું તેનું નામ છે. એથી તે જુદાં પડી શકે તેમ નથી. અને જેને પ્રકૃતિમાં કહેવામાં આવે છે તેનેજ માયાનું સ્વરૂપ જાણવું. તેમ તેનો મોહ પમાડવો, એ સ્વભાવ છે. પ્રથમ એ ત્રણ ગુણ માયામાં હતા, અને એ માયા જ્યારે પુરૂષથી પ્રકાશમય થઇ, ત્યારે તેમાં ત્રણ પુરૂષો દર્શાયા. તે એ કે બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર. એ ત્રણે ગુણ રૂપે ત્રણ પુરૂષોની ઉત્પત્તિ થઈ છે. છતાં તેઓના સ્વભાવ તથા ક્રિયાઓ શી છે તે કહેવામાં આવે છે.

પ્રથમ રજો ગુણ રૂપ બ્રહ્મા. તેનો નિશ્ચય એ છે કે વિશ્વના સઘળા જીવોને સંસ્કારોથી બાંધીને અહંમમ રૂપ મહા વ્યૂહ એટલે સુખદુઃખના ભોગ કરાવવા; અને હજારો કાળ લગી તેઓને તેમાંથી ન નીકળવા દેવા, એવો તેમનો દ્રઢ નિશ્ચય છે. વળી સંસાર ન ખુટી જાય અને આબાદ રહે તેમ, શરીરના કેશની અણી ચાંપીએ એટલી જગ્યા જીવો સિવાયની બાકી ન રહે તેવા વિચારના તે હોય છે, પણ તે વિચાર તેમનો લગ્ન થતા સુધીનો છે, પછીનો નથી.

પછી સત્વગુણરૂપ વિષ્ણુ. તેમનો નિશ્ચય એ છે કે સૃષ્ટિના જીવોને, ધર્મગુરૂ રૂપે પોતે રહી, અસદ્‌માર્ગોના કર્મોનો ત્યાગ કરાવી સન્માર્ગોના કર્મોમાં વાળીને આખરે દેવલોકની પંકિતનો વધારો કરવો, અને તેમનાં કરેલાં કર્મનાં ફળ ભોગવાઈ રહે, એટલે પાછા સૃષ્ટિમાં નાખવા અને ખેંચવા એ તેમનો નિશ્ચય છે.

અને જે તામસ ગુણરૂપ રૂદ્ર. તેમનો દ્રઢ નિશ્ચય એ છે, કે જીવોને વૈરાગ્યના આશ્રિત કરી, ગ્રહણ કરેલા સંસ્કારોના ત્યાગ કરાવી વ્યવહારાદિ તૃષ્ણાઓનો ત્યાગ કરાવવો અને આ સ્તંબથી તે બ્રહ્મપર્યંત જે જે જોવામાં આવે છે તે સર્વ જેમાંથી પ્રગટ થયું હોય તેમાં તેનો લય કરવો; એ તેમનો સ્વભાવ છે. એ પ્રમાણે ત્રણે ગુરૂઓના દ્રઢ નિશ્ચયો અને તેમના સ્વભાવો છે. હવે એ ત્રણેના ગુરૂનું વર્ણન જણાવવામાં આવે છે. તે એવી રીતે કે, જેને મહેશ્વર એવા નામની સંજ્ઞા આપવામાં આવી છે, તેમનો દ્રઢ નિશ્ચય એ છે કે આ સ્તંબથી તે બ્રહ્મપર્યંત દર્શાતું એવું જે વિશ્વ, તેને કલ્પીને ઉદય કરવું, ને તેના વિવેકી બ્રહ્માને જણાવવા એ તેમનો નિશ્ચય છે. અને તેમના ગુરૂ પરબ્રહ્મ પરમાત્મા છે. તે અનંતકોટિ બ્રહ્માંડો પોતાના સ્વરૂપમાંથી, જેમ સાગરમાંથી તરંગો ઉદય થાય છે અને પાછા તેમાં સમાય છે, તેમ અનંત સૃષ્ટિઓ પોતાના સ્વરૂપમાંથી ઉદય થાય છે અને સમાય છે. તેને દ્રષ્ટારૂપે જોવી, એ તેમનો સ્વભાવ છે. એ રીતે વિશ્વના ત્રણ ગુરૂઓ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર છે. અને તેમના ગુરૂ પરબ્રહ્મ પરમાત્મા સર્વવ્યાપી છે. એ રીતે ગુરૂ પરંપરા ચાલતી આવી છે.

માટે જેઓને સંસારરૂપ સમુદ્રને તરી પરંપરાના પારને પામવું હોય અને જન્મ મરણરૂપી ભ્રમણચક્ર પરથી ઉતરવું હોય, તો તેઓએ ગુરૂ સિવાય એક પગલું ભરવું ન જોઇએ. આ પરથી નિશ્ચય થયો કે આદ્ય, મધ્ય અને અંતમાં ગુરૂ જ છે. કેમકે તે સિવાય કંઈ કાર્ય સુધરે તેમ નથી.

વિચારીએ છીએ તો આખા વિશ્વની વસ્તુઓને ગણતાં અંત આવે તેમ છે. પણ ગુરૂના ગુણનો અંત આવે તેમ નથી. ભલે પરમાર્થ માર્ગ કે વ્યવહાર

માર્ગ એ બંનેમાંથી ગમે તે હોય તોપણ ગુરૂ સિવાય ચાલે તેમ નથી. તે આ નીચેના દોહરા પરથી સમજાઈ આવે તેમ છે. માટે તે પર લક્ષ લેવું.

(દોહરો) વેદ વિના નિશ્ચય કરે, ગુરૂ વિનાનું જ્ઞાન;
વેળુ પીલે તેલ ક્યાં, એ સમજો નિદાન.

ભાવાર્થ:-વેદના વચનો સિવાયનું નિશ્ચય કરેલું, અને ગુરૂ સિવાયનું મેળવેલું જ્ઞાન, એ બંને જેમ વેળુને પીલ્યેથી તેલની પ્રાપ્તિ થતી નથી તેમ સદ્ગુરૂ સિવાય કોઇ કાર્યની સિદ્ધિ થતી નથી, એ સિદ્ધાંત સમજવું. તે છતાં પણ આ નીચેનો 'મનહર' વિશેષ સાબીત કરી આપશે. તે એવું કે:-

ગુરૂ વિના જ્ઞાન, મુંગો જીહવા વિણ બોલે જેમ,
તેજ વિણ મણિ, શશિ વિણ નિશા જાણીએ.
મૂળ વિણ વૃક્ષ, પાયા વિણ ધામ ચણે જેમ,
ચક્ષુ હિન જુવે, વેદ વિણ જે પ્રમાણીએ.
વેળુને પીલ્યાથી જેમ, તેલને કદિ નવ પેખે;
ગુરૂ વિણ જ્ઞાન ફીકું, ખરેખરી વાણીએ.

એ પરથી પણ સિદ્ધ થાય છે કે ગુરૂને સેવવા એજ ઉચિત છે. છતાં એ વિષે કોઇ કહેતા હોય, કે સંસારના ઘસારાથી અનુભવે કરીને અમને શું જ્ઞાન નહિ થાય? (અવશ્ય થવાનું.) માટે અમારે ગુરૂ કરવાની કાંઈ જરૂર નથી. તેના ઉત્તરમાં એવું ધારનારાની ભૂલ છે. કેમકે જ્ઞાન તો થાય પણ તે દત્તાત્રેય જેવ ત્યાગીને થાય; એવો દાખલો લઇએ તો પણ તેમણે પ્રથમ શંકરને ગુરૂ કર્યા હતા. છતાં અનુભવ જ્ઞાન સિદ્ધ થવાને માટે ચતુર્વિંશતિ ગુણોને ગ્રહણ કર્યા છે. માટે ગુરૂ તો અવશ્ય જોઈએજ.

જો કે કાર્ય કારણના અસંખ્ય ગુરૂઓ છે, તેમાં તે ન હોય તો ફળશ્રુતિ થવી જોઇએ નહિ. તેનું પ્રમાણ છે, તો તે નીચેના શ્લોક પરથી નિશ્ચય થશે.

गुरु हिन न को विद्या गुरु हिन न को तपं ।
गुरु हिन न को सिद्धि गुरु हिन न को धनम ॥

ભાવાર્થ:-સંસારમાં પરમાર્થ કે વ્યવહાર એ બંને પક્ષોમાં ઉંચ ગતિએ જવાને માટે જે ગુરૂ છે એજ સીધી સીડી છે. શાથી કે ગુરૂ વિના કોઈ પ્રકારની વિદ્યા પ્રાપ્ત થઈ શકતી નથી. તેમ તપ પણ ફળ આપે તેમ નથી. તેમજ રિદ્ધિ સિદ્ધિ એટલે ધનાદિ સંપત્તિ એમાંનું કાંઈ ગુરૂના વેદિક

સમજાવ્યા સિવાય, પ્રાપ્ત થાય તેમ નથી. કેમકે જ્યાં જ્ઞાનજ ન હોય, તો બળ કે યશ અથવા કોઇ પ્રકારની શાંતિ તો કયાંથીજ હોય.

તેમ આત્મજ્ઞાન રૂપ મહાસિદ્ધિ તેનું તો દર્શનજ કેમ હોય? માટે એ સર્વ પ્રકારના લાભ ગુરૂથીજ મળે છે.

કેટલાક જીવો એમ સમજે છે કે ગુરૂ કર્યા એટલે આપણી ફરજ મટી અથવા તો સર્વ પ્રકારની સિદ્ધિ મળી ગઈ. પણ તેમાં જે ભેદ છે, તે સમજવામાં ન આવે તો ગુરૂ કર્યા હશે તોપણ વૃથા છે. શાથી કે જેમ અપથ્ય વસ્તુને સેવવાથી લાભ તો નહિ પણ ગેરલાભ પ્રાપ્ત થાય છે, તેમ ભેદ સમજ્યા સિવાય જેણે જેણે ગુરૂ કર્યા હશે તેઓ અલાભનેજ પ્રાપ્ત કરી શકયા હશે; કેમકે આ જગત રચાયું છે ત્યાંથીજ દ્વિવિભાગી રચાયું છે. તે પ્રથમ વિધિનિષેધે કરીને સમજાયું છે. છતાં સમજવામાં ન આવ્યું હોય તો પુનઃ કથી જણાવીએ છીએ. તે એમ કે સત્ય અને અસત્ય, સારૂં અને નઠારૂં, ઉદય અને અસ્ત, ઉંચું અને નીચું, કરવાનું અને ન કરવાનું, ઇ૦ પ્રમાણોથી આખા વિશ્વની દોરવણી દોરાએલી છે.

એ પ્રમાણે ગુરૂરૂપ પણ દ્વિ વિભાગી હોય છે; તેમાં એક સદ્દગુરૂ અને બીજા અસદ્દગુરૂ. તેમાંથી અસદ્દગુરૂને ત્યાગી સદ્દગુરૂનું ગ્રહણ કરવા જેવું છે.

જીવો અલ્પમતિના હોય છે. તેથી સદ્દગુરૂ કોણ અને અસદ્દગુરૂ કોણ તેને ઓળખી શકતા નથી. તેથી તેમનાં લક્ષણો કહેવામાં આવે છે. પ્રથમથીજ ગુરૂ, મહાત્માઓથી મળતા લાભ દર્શાવવામાં આવ્યા છે. તે સઘળા સદ્દગુરૂઓથીજ મળી આવે છે. અને તેમાં કંઇ બાકી રહેલા છે, તે વિશેષ કરીને કહેવાની જરૂર છે. તેથી કહી જણાવવામાં આવે છે. જે સદ્દગુરૂ હોય તો તેને શિષ્યો કરવાની અપેક્ષા હોતી નથી. છતાં કોઇ જીજ્ઞાસુ શરણે આવે અને અધિકારી જણાય તો તેનો જેટલો અધિકાર હોય તેટલું જ્ઞાન આપે. છતાં ભલે તે બોધ લેનાર એમ માને કે એ મારા ગુરૂ છે. પણ જે, "હું તેનો ગુરૂ છું," એવો સંકલ્પ કરતા નથી, અને અધિકારી જાણી બોધ કરે તો પણ તેના બદલાની આકાંક્ષા રાખતા ન હોય, તો તેને સદ્દગુરૂ જાણવા.

વળી જે સદ્દગુરૂ હોય તે તો ધનની તૃષ્ણા સ્વપ્નમાં પણ ન રાખે અને દૈવયોગે તેનું સ્વપ્ન આવી જાય તો સ્નાન કરી શુદ્ધ થાય છે. તે સમજે છે કે જ્યારે સ્વપ્નાની લક્ષ્મી અશુદ્ધ કરે છે, ત્યારે તેને પ્રત્યક્ષ તો કેમજ રાખવી! તેમ સમજી દ્રવ્યનો સંગ્રહ કરતા નથી. વળી તે પોતાના સ્વધર્મને સમજે છે,

તેથી શિષ્યો તન, મન, ધન, એ ગુરૂની આગળ સમર્પણ કરે છે. તે એટલા લગી કે તૃણથી તે મેરૂ પર્યંત અજર કરતાં નથી. પણ જે સદ્ગુરૂ હોય તો તે તેમાંનું કાંઇપણ પ્રતિગ્રહ કરે નહિ. એવા ધર્મને જાણનાર સદ્ગુરૂ છે તેમ જાણવું. કોઇ સમયે કાળાનુસારે સુખદુઃખ આવે તેને સમજીને કાળક્ષેપ કરતા હોય, અને પોતાના કર્તવ્યથી ડગતા ન હોય, તેમ અહર્નિશ પરજીવોનું ભલુ કરવાની ઇચ્છા છે જેની, તેવાને સદ્ગુરૂ જાણી શરણે જવું. નિંદા કે સ્તુતિ સાંભળીને રાજી કે કરાજી થતા નથી એવા સહનશીલ જે હોય તેના આશ્રયમાં રહેવું.

વળી વિશ્વમાં કામક્રોધાદિ જીવના છ શત્રુઓ છે. તેને જીત્યા છે જેણે, એવા શૂરવીર અને અહંમમ રૂપ જે મહાબંધન, તેનાથી વિરક્ત રહેનારા એવા જે સદ્ગુરૂ, તેના આશ્રિત થવું. તેમ ઘટ, મઠ અને પટ એ બંધનકારક ત્રિપુટી છે. તે એ કે ઘટ એટલે મારૂં શરીર તેનું બંધન, અને મઠ એટલે મારૂં મકાન તેનું બંધન, અને પટ એટલે અનેક પ્રકારનો મોહ તેનું બંધન; તે એ ત્રણે પ્રકારનાં બંધનથી વિરક્ત હોય તેને સદ્ગુરૂ જાણી શરણે રહેવું.

જો કે કોઇ દેશાવરી કરવા માટે નીકળે અને જળના રસ્તા પર જવાનું હોય, એટલે સમુદ્રની મુસાફરી કરવાની ઇચ્છાવાળાએ સારા નાવિકની શોધ કરવી જોઇએ. તે એવા કે, જેણે ઘણી વખત મુસાફરી કરી હોય, ને જેનું નાવ સાજુ, સઢ, સુકાન, પણ નવાં હોય, અને જે ખારવા તે પણ સુસ્તીરહિત હોય. આ પ્રમાણેના સાહિત્યવાળા નાવિક હોય તો તે દેશાવરી કરાવીને પાછા મૂળ સ્થાનકે લાવે; માટે એવા નાવિકરૂપ ગુરૂ મળે તો તેને સદ્ગુરૂ જાણી શરણે જવું. કે જેથી સંસાર સમુદ્રને તરી શકાય.

એ વિષે મહાસૂત્ર એટલે બ્રહ્મસૂત્ર કહે છે કે સદ્ગુરૂમાં અમારાં કહેલાં લક્ષણો નીચે પ્રમાણે છે.

**ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञानमूर्तिं ।**
**द्वंद्वातीतं गगन सदृशं तत्वमस्यादिलक्ष्यं ॥**
**एकं नित्यं विमलमचलं सर्वदा साक्षिभुतं**
**भावातीत त्रिगुणारहितं सद्गुरुं तं नमामि ॥**

**ભાવાર્થઃ**–જેના શરીરને વિષે રોમરોમમાં બ્રહ્માનંદ વ્યાપી રહેલો છે. જેનું સ્વરૂપ સર્વને પરમ સુખ આપનારૂં છે. વળી તે કેવળ જ્ઞાનની મૂર્તિ છે, સંસારમાં અનેક પ્રકારે માયાનાં દ્વંદ મચી રહ્યાં છે. તો પણ તેનાથી જે વિરક્ત છે અને ગગન જેટલે ઉંચી છે

દ્રષ્ટી જેની એવા અને સામવેદનું મહાવાક્ય **તત્વમસિ** તેને આદ્ય લઇને ચારે વેદના મહાવાક્યો પર લક્ષ છે જેનો, નિત્ય એક બ્રહ્મ જ છે એવા નિશ્ચયથી ચળતું નથી મન જેનું, એવા પવિત્ર મનવાળા અચળ ને આખી વિશ્વની ક્રિયાના દ્રષ્ટા છતાં, કાર્યો કરવાની ઇચ્છા નહિ રાખનારા, સર્વ પ્રકારની ભાવનાઓથી રહિત તેમ ત્રણ ગુણથી પણ અતીત, એવા હે સદ્‌ગુરૂ! તમને હું નમસ્કાર કરૂં છું.

એ પ્રમાણે જેના વિષે ગુણો રહેલા હોય તેને સદ્‌ગુરૂ જાણવા. પાંગુલને પગ મળે એથી વધારે શું છે ? તેમ અંધને નેત્ર મળવાથી શું વધારે ? નિર્ધનને ધન મળવાથી શું વધારે ? રોગીને અમૃતરૂપી ઔષધ મળવાથી શું વધારે ? સ્નેહીને સ્નેહ મળવાથી શું વધારે ? વંઝાને પુત્ર મળવાથી શું વધારે ? ક્ષુધાતુરને ભોજન મળવાથી શું વધારે ? અને તૃષાવંતને જળ મળવાથી અન્ય વધારે આનંદ મનાતો નથી. તેમ મુમુક્ષુજનને ઉપર કહેલા એવા સદ્‌ગુરૂ મળે તો તેથી વધારે અન્ય આનંદ શો ! પણ જેના જન્મનાં પુણ્ય ઉદય હોય તેનેજ મળી આવે છે. અને તેવાને શરણે રહેવું એજ ઉચિત છે.

વિશ્વમાં જ્ઞાની અને અજ્ઞાની જીવોના બે ભેદ છે. તેમાં અજ્ઞાનીઓ મરણના ભયથી પ્રજાગર રહે છે. અને જ્ઞાનીઓ જન્મના ભયથી પ્રજાગર રહે છે. એમ ઉલટા સુલટી બંને દુઃખી તો છે, પણ એ બંને પ્રકારના ભયોને નાશ કરી પ્રજાગરથી રહિત કરનાર એજ મહાન સદ્‌ગુરૂ દેવ છે. પ્રથમ સદ્‌ગુરૂનું વર્ણન કરી જણાવ્યું, તે સમજવામાં આવ્યું, છતાં પ્રશ્ન એ ઉઠે છે કે સદ્‌ગુરૂનાં લક્ષણો પરથી અમે તેને જાણીશું કે આ સદ્‌ગુરૂ છે. છતાં અસદ્‌ગુરૂનાં લક્ષણો જાણવાં જોઇએ કે તે જાણી તેને ત્યાગવામાં આવે અને જીવો સુખી થાય. આ પ્રશ્ન પ્રસન્ન થવા જેવો છે. કેમકે જીવોનું જીવન સુધારનાર છે; તેનું કારણ જો અસદ્‌ગુરૂ ઓળખવામાં ન આવે તો તેને શરણે પડી જીવો અત્યંત કષ્ટના બોજામાં આવી પડે તેમ છે માટે જરૂર છે.

પ્રથમ તો પ્રવૃત્તિમાં રચીપચી રહેલા હોય અને કેવળ માયાના મજુર થઇ, અહર્નિશ દ્રવ્યની ભક્તિ કરવામાં પ્રજાગર હોય છતાં તેઓને નિવૃત્તિનું સ્વપ્નું તો આવે જ ક્યાંથી? જ્યારે એ નિવૃત્તિ પરાયણ નથી તો પછી બીજાને કેવી રીતે કરી શકે. એવું નિસંદેહ સમજીને તેવાથી દૂર રહેવું કેમકે એ જ અસદ્‌ગુરૂનું સ્વરૂપ છે. જેઓ ધન, સ્ત્રી રૂપ બંધનથી છુટા ન હોય, કાર્યકારણોમાં રાત્રિદિવસ જેને તૃષ્ણા છે. અને અહંમમરૂપ વજ્રા સાંકળથી બંધાયલા હોવાથી

મુકત થવાને અશક્ત છે; તેમ પુત્ર પૌત્રાદિ પશુઓની સેવામાં દિવસ નિર્ગમન કરતા છતાં જેને હરિનું ઓળખાણજ નથી એવા અજ્ઞાની અસદ્ગુરૂઓનો પરિત્યાગ કરવો. જેઓ ચંચુના ચોખા અને મનના મેલા. ફક્ત મુખના ઉચ્ચારરૂપ જેઓમાં જ્ઞાન રહેલું છે. છતાં એ જ્ઞાનથી તેનાં અંતઃકરણો વદે તેવી વર્તણુંક ન હોય, તેવાઓને અસદ્ગુરૂ જાણી ત્યાગવા.

જેઓ ઘણા શિષ્યો કરવાની અપેક્ષા ધરાવતા હોય છતાં તેજ કંઇ જ્ઞાન શીખ્યા હોય તે પરને બોધ કરવા માટે જ. પરંતુ પોતાને માટે નહિ. તેમ સમજી અન્યને બોધ કરે તે કેવળ પોતાના ઉદરનિર્વાહને માટે જ; તેવાઓને અસદ્ગુરૂ જાણી ત્યાગવા. જેને સંસારના અનિત્ય સુખભોગોની અત્યંત અપેક્ષા છે; અને જે જ્ઞાન છે, તે અમારો વ્યાપાર છે એવું અંતરમાં સમજીને જ્ઞાન આપી તેને માટે દ્રવ્ય લઇ સુખોપભોગની ચાહના કરવાવાળા અને મનસ્વી જ્ઞાન આપી દ્રવ્યનું હરણ કરી, તે એમ માનતા હોય કે તેઓનું ગમે તે થાઓ પણ મારૂં તો કલ્યાણ થાય છે, એવા જેના વિચારો છે; તેવાઓને અસદ્ગુરૂ જાણી ત્યાગવા. વળી જેઓ જ્ઞાનના વ્યાપારીઓ થઇ દુકાનો માંડી તેમાં માળાઓ અને પ્રસાદરૂપ માલ ભરીને આગ્રહપૂર્વક શિષ્યરૂપ ઘરાકોને શોધતા હોય અને માત્ર જેમ પોપટના બચ્ચાને બંધિવાન કરી માત્ર સીતારામ બોલતાં મોંઢેજ શીખવનારા, એવા વિવેક રહિત જ્ઞાન આપનારા, એવા અસદ્ગુરૂઓને શરણે જવું નહિ. વળી પોતાના મતે કરી શાસ્ત્રોથી વિરૂદ્ધ બોધ આપનારા અજ્ઞાનીઓને પોતાના વાડા તરફ ખેંચનારા અને સત્શાસ્ત્રોને ઉવેખાવી ઉલટે માર્ગે દોરનારા, તેમજ પરમાત્માનું સ્વરૂપ બાજુ પર મૂકાવી વેદ મત દર્શાવનારાઓને અસદ્ગુરૂ જાણવા; અને જેઓ તૃષ્ણારૂપી અજ્ઞાનીઓના હૃદયમાં અજ્ઞાનરૂપી અગ્નિ મૂકીને તેની જીંદગી રૂપ ધનનો નાશ કરનારાઓ અસદ્ગુરૂઓ છે. માટે તેવાઓથી ચેતતા રહેવું.

જેઓ ધન, તન, દારા, સુત, વિત્ત અને સંસારના સંબંધો સાથે રચી પચી રહેલા હોય, અને અજ્ઞાનીની માફક છતાં, તેઓને ક્રિયા કર્મ છોડાવી વેદશાસ્ત્રોને નિંદાવતા હોય, અથવા તો દેહાભિમાન સહ **अहं ब्रह्मास्मि** એ યજુર્વેદનું મહાવાક્ય અવાચ્ય છે, એવું સમજાવતા ન હોય, તેને અસદ્ગુરૂ જાણવા. પાપ, પ્રપંચ અને જુઠ એ ત્રિપુટી સહ લક્ષ્મીને સંઘરતા છતાં, **अर्थं दोष निवारणम्** એવો બોધ કરતા હોય, તથા મોક્ષને બાજુ પર મૂકી ધર્મ, અર્થ ને કામને પ્રધાન રાખી પ્રબોધતા હોય તો તેને અસદ્ગુરૂ જાણી ત્યાગવા.

જેઓ પ્રપંચી જ્ઞાનનું ભાષણ કરી, અન્ય જીવોને શાસ્ત્રોની સીડી પરથી ઉતારી પોતાના સ્વભાવ પર રહી, કપોલ કલ્પિત વાકયો વડે બીજાઓને ભક્ષાભક્ષ કે દૂરાચરણોનો વ્યવહાર સાબીત કરી આપતા હોય, એવાઓને અસદ્દગુરૂ સમજી ત્યાગવા

એ પ્રમાણે જેનાં આચરણો જોવામાં આવે તેને અસદ્દગુરૂ જાણવા, છતાં હવેથી આચાર્ય પદ્ધતિ કહેવામાં આવે છે,

## આચાર્ય પદ્ધતિ.

આ વિશ્વમા મનુષ્યોને પામવાના ચાર પદાર્થો જેવા કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એવા ચાર છતાં જે મોક્ષ છે તે સર્વોપરી છે. તેને મળવાનું જ્ઞાન છે. અને જ્ઞાનનું સાધન કર્મ અને ઉપાસના છે. એ પ્રમાણે એકબીજાનાં સાધનો છે. હવે જે કર્મ અને ઉપાસના તેના અધિષ્ઠા આચાર્ય છે, અને જ્ઞાનના અધિષ્ઠા બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય છે. તેથી ધર્મ, અર્થ અને કામ તેને મળવવામાં સાધન: કર્મ અને ઉપાસના છે. તેથી તેને જણાવવામાં આચાર્ય પ્રમુખ હોય છે. કેમકે તે તેનાથી મળે છે. અને જે મહા મુલ્યવાન મોક્ષ તે તો માત્ર શ્રી સદ્દગુરૂથીજ મળે છે. માટે તેવાને સેવવા તે ઉચિત છે. એઓ વેદાદિ સર્વ શાસ્ત્રોનો મત છે:—

જય જય ગુરૂદેવકી જય,
જય જય ગુરૂદેવકી જય.

ૐ શાન્તિઃ ! શાન્તિઃ ! ! શાન્તિઃ ! ! !

વશિષ્ઠાશ્રમ. આબુ. } સ્વામી શ્રી અદ્દભૂતાનંદ



# સાધન સીડી

---

અનેક જન્મોના પરિપાક વડે મનુષ્યસૃષ્ટિમાં જન્મ પામીને, તેમાં પણ બ્રાહ્મણ યોનિમાં જેનો જન્મ થએલો છે તે છતાં મોક્ષની ઇચ્છા થવી દૂર્લભ છતાં, થએલી છે જેને એવા મુમુક્ષુ શ્રી સદ્દગુરૂને નમ્રતાપૂર્વક નમસ્કાર કરી પૂછે, કે હે વિજયાનંદાદિ ! સર્વે સદ્દગુરૂઓને પ્રણામ કરતો છતાં પ્રશ્ન કરે છે. તે એવો કે સંસારમાં આનંદો અત્યંત પ્રકારના છે. છતાં મોટામાં મોટો આનંદ કયો છે ? તેના પ્રત્યુત્તરમાં બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એ બેથી સંપૂર્ણ એવા સદ્દગુરૂ તેનો જવાબ આપે છે. તે એવો જે સંસારમાં બીજા સર્વે આનંદો સમુદ્રના ટીપા જેવા છે, પણ જે બ્રહ્માનંદ તે સમુદ્ર રૂપ છે. તેમ સમજી તે આનંદ પ્રગટ કરવો એ સર્વ જનોનું કામ છે.

પણ તે તેના સાધનો સિવાય પ્રાપ્ત થઇ શકે તેમ નથી. તેથી એક-બીજાના સાધનો સમજવાને અને બ્રહ્માનંદને પ્રાપ્ત કરવાને આ એક પદવડે કરીને "સાધન સીડી" જણાવવામાં આવે છે. અર્થાત્ તે સિવાય બ્રહ્માનંદની પ્રાપ્તિ થતી નથી. એ નિઃસંશય છે.

## સાધન સીડી

**(કુંડળીઓ)** વિશ્વ વિષે વિચારતાં, આનંદ તો છે અનેક,
પણ સહુ સિંધુ બુંદ સમ, બ્રહ્માનંદ વિશેષ.
વિણ શોધે પણ કાંકરા, નજરે ચઢે હજાર.
મણિ જડે છે કોઇકને, વેદ શાસ્ત્ર ઉચ્ચાર.
વેદ શાસ્ત્ર ઉચ્ચાર, નથી પડયો તે વાટમાં,
સહેજે આવે હાથ, નથી વેચાતો હાટમાં.

**(કુંડળીઓ)** નથી મળતો તીર્થો કરે, ન મળે ગંગાસ્નાન,
નહિ પૃથ્વી પ્રદક્ષિણા, કોટિક દીધે દાન.
જપ, તપ, યજ્ઞ યાગો કરે, ન મળે કર્મો માંય,
શુચી પાળે સો ઘણી, તોય ન તેની છાંય.
તોય ન તેની છાંય, શોધે તત્વના લાટમાં,
સાધન સીડીમાંય, જડશે જ્ઞાનના ઘાટમાં.

(ચોપાઈ) આડા અવળા જે આથડે, તેને હાથ તે ક્યાંથી ચડે,
અન્ય રસ્તામાં ખોયો મણિ, અન્ય રસ્તે શોધે જે ધણી.
એ મૂરખ કેમ પામે વસ્ત, ચાળી ધુળ દુઃખાડે હસ્ત,
તોએ હાથ ન લાગે મણિ, એથી શી મુર્ખાઈ ઘણી!
બ્રહ્માનંદની ઈચ્છા હોય, (તો) સાધન સીડી સમજો સોય,
સમજાવીશુ કહીએ કથી, એ વિણ સાધન બીજું નથી.

(દોહરા) સાધન વિણ સંસારમાં, પ્રાપ્ત કશું નહિ થાય,
શ્રમ કરેલો જેટલો, સઘળો વૃથા જાય.
બ્રહ્માનંદ રહે બ્રહ્મમાં, સાધન બ્રહ્મસ્વરૂપ,
બ્રહ્મરૂપ થયા વિના, ડાંપણ સઘળું કૂપ.
બ્રહ્મરૂપ થવું સહેલ નહિ, કઠીણ ઘણું છે એહ,
વિરલા પુરૂષો થાય છે; દીધા હજારે છેહ.

(ગીતિ) અહં મમ પ્રથમ ત્યાગે, ભેદાભેદમાં કદીએ ના આવે,
ધન સ્ત્રીને ત્યાગી, દ્વંદ્વ માયા કદી ન મચાવે.
ષડિવકારો શાસ્ત્રે, અંગના અંગમાં સમજીને અરપે,
જે જે વિશ્વની કલ્પના, વસ્ત્ર રૂપ મુષક થઈને કરપે.
વર્ણાશ્રમ કે સંબંધો, ઉદય અસ્તના ધર્મથી વિરકત,
દેશ કાળ નથી જેને, અજ અમર અવિનાશી અવ્યક્ત.
રાગદ્વેષ નથી જેમાં, શુચી અશુચી માન કે અપમાન,
અદ્‌ભુત આનંદ રૂપે, અવ્યય અનાદિ અચ્યુત ભગવાન.

(સોરઠો) કોટીક વર્ષ વહી જાય, બ્રહ્મ સ્વરૂપ થયા વિના,
સ્વપને ના દર્શાય, બ્રહ્માનંદ જન કોઈને.

(દોહરા) સાધન બ્રહ્માનંદનું, સમજાવ્યું શુભ રીત,
પણ તેના સાધન વિના, સમજી ત્યો વિપરીત.
સર્વજ્ઞતા આવ્યા વિના, બ્રહ્મરૂપ ક્યાં હોય !
સર્વજ્ઞતા કોને કહે, સમજે વિરલો કોય.

(ચોપાઈ) વિશ્વ વિષે તત્વો જેટલાં, શ્રોત્રિય થઈ સમજે તેટલાં,
ગુણ તત્વોના જે જે હશે, તે સઘળા અંતરમાં વસે.

સર્વ તત્ત્વનું તત્ત્વજ જેહ, બ્રહ્મનિષ્ઠ થઈ સમજે તેહ,
પર અંતરનો જે વિચાર, સમજી તે શું કરે વ્યવહાર.
શંકાનું સ્વપ્નું નવ થાય, દૃષ્ટિ પડેથી સમજી જાય,
એવી ગતિ પર ઉગે ભાણુ, સર્વજ્ઞતા તવ આવી જાણુ.

(સોરઠી કુંડળી) સાધન સર્વજ્ઞતા તણું, જ્યાં લગી ના'વે હાથ,
ત્યાં લગી શાણે સમજવું, ભરી ધુમાડે બાથ.
ભરી ધુમાડે બાથ, હાથમાં કાંઇ આવે નહિ,
શ્રમ સૌ વરથા જાય, જળ મથનમાં ઘૃત કહીં ?

(હરિગીત) સાધન સર્વજ્ઞતાતણું, શંકાશીલ મટવું સર્વદા,
જેજે જુવે કે સાંભળે, તેમાં શંકા ના ઉપજે કદા.
વાચ્યાર્થને વળગે નહિ, લક્ષાર્થમેં તે સમાય છે,
તેથી કરીને મન તણા, સંશય સર્વ છેદાય છે.
આમ, આવું શા થકી, એ સંશય મનમાં ના રહે,
સર્વજ્ઞતા આવી ગઈ, અદ્ભૂત આનંદ એ લહે.

(મનહર) અસંશયી થવા સારૂ, અગત્ય સાધન તણી,
સાધન વિના તો સિદ્ધિ, કામની કયાં થાય છે !
કારણોને જાણવાં એ. સાધન શાસ્ત્રોની મધ્યે,
તેને સેવવાથી, શંકાશીલ કયાં રહેવાય છે.
મનુષ્ય માત્રોને જુવો. નેત્ર ચાર આપ્યાં હરિ,
ઇન્દુને ભાનુ એ બન્ને, બહારનાં ગણાય છે.
વિજ્ઞાન વિવેક, એ બે અંતરની મધ્યે રહે,
અંતરનાં રહેનારાંથી, કારણો જણાય છે.
બહારના ચક્ષુએ જનો, કાર્યને તો જોઇ શકે,
પણ તેથી કદીએ, કયાં કારણો જણાય છે.
માટે કારણોને જાણી, અસંશયી થવા માટે,
સમજો તો કારણોને, જાણો એ ઉપાય છે.

(દોહરા) પ્રશ્ન કરો નહિ જ્યાં લગી, કારણ કેમ સમજાય,
એનું સાધન એજ છે, એ વિણ વરથા જાય.

પ્રશ્ન કરો પ્રીતે કરી, કારણ સમજવા માટ,
પુરાર મહાત્મા પુરુષે, ઘડયો સમજવા ઘાટ.
અનાદર તેનો કરી, ઉલટો ચાલે જેહ,
પ્રશ્ન કરતાં નહિ આવડે, કારણ સમજે નહિ.

(ચોપાઈ) પ્રશ્નો કરવા ઘડીઆ ઘાટ, વિધિરૂપ સાધન તે માટ,
જ્યાં લગી વીધિ નહિ સમજાય, ત્યાં લગી યોગ્ય પ્રશ્ન નહિ થાય.
માટે પ્રથમ સમજવી એહ, હેવો ન પડે પ્રશ્નને છેહ,
પ્રકાર પાંચથીપ્રશ્નો થાય, વિધિ વિના તે કયમ સમજાય.

(મનહર) જાણતો ન હોય જન, તેથી કો શું પ્રશ્ન કરે,
જાણવાની લાલસા તે, ઉત્તમ જણાય છે.
પોતે સમજે છે પણ, અન્યને જણાવા માટે,
પ્રશ્ન જન કરે છે, તે ઉત્તમ જણાય છે.
પોતે સમજે છે, છતાં પરની પરિક્ષા સારૂ,
પ્રશ્ન કરે જન તે તો, મધ્યમ પ્રકાર છે.
વળી કોઈ પ્રશ્ન કરે, પર અપમાન માટે,
કુતર્ક કરે તે, શાસ્ત્રે અધમ અપાર છે.

(કુંડળાયો) વિધિ વિના પ્રશ્ન કરે, કારણ ને સમજાય.
માટે વદ વિધિ શીખવી, એમ વદે છે ન્યાય.
સત્યયુકત ને ધર્મયુકત, પ્રીય યુકત જે વાણ,
તે પછીની હરિ નામ યુકત, વેદે કરી પ્રમાણ.
વેદે કરી પ્રમાણ, ઉત્તરોત્તર શુભ જાણીને,
જેમાં ન આવે કલેશ, વદવી એવી વાણીને.

(સોરઠી કુંડળી) સદ્‌ગુરૂ સાધન સમજવું, એ વિણ ન મળે કયાંય,
પરથમ તેને પરખીને, પછી પકડવી બાંય.
પછી પકડવી બાંય, અસદ્‌ગુરૂ કર આવશે,
ધન ચારીને હથ્ય, ચઢેલા કોણ બચાવશે.

(દોહરો) અવરોહણની રીતથી, સમજાવી શુભ રીત,
હવે આરોહણ પક્ષપર, રહી કહે કલ્પ ખચીત.

* પુર્વના.

સદ્ગુરૂથી વિધિ, પ્રશ્ન વિધિવત્ થાય,
પ્રશ્ન થએ મુખ ઉપજે, કારણ સૌ સમજાય.

કારણ સૌ સમજ્યા થકી, રહે ન સંશય એક,
સંશય છેદ થયા પછી, સર્વજ્ઞતા વિવેક.

સર્વજ્ઞતા આવી ગયે, બ્રહ્મરૂપ થઈ જાય,
બ્રહ્માનંદ તેમાં વસે, બ્રહ્મ થએ દર્શાય.

સાધન સીડી ઠેઠની, મોક્ષરૂપ કહેવાય,
એ સીડી પર નહિ ચઢે, ત્યાં લગી ગોથાં ખાય.

(ચોપાઇ) પ્રથમ સદ્ગુરૂને ઓળખે, પછે રહે તેવાને પખે,
ઓળખવાનું જે ઓળખાણ, તે સમજાવે મહાનિર્વાણ.

(દોહરા) વણ શોધે રસ્તા વિષે, કંકરનો નહિ પાર,
પણ શોધે વિરલા જડે, હીરામણિના હાર.

તેમ અસદ્ગુરૂઓ ઘણા, *ઉર્વિમાં અથડાય,
સદ્ગુરૂતો કોઈને જડે, ધન, સ્ત્રીથી અભડાય.

ઉપરની સાધન સીડી સમજવાને માટે આરોહણ રીતે પ્રથમ ગુરૂશ્રી વદ્વિધિ, વદ્વિધિથી પ્રશ્નો કરવાનો વિધિ, પ્રશ્નોથી કારણો સમજવાનો વિધિ, કારણોથી અસંશયી થવાપણું, અસંશયી થવાથી સર્વજ્ઞતાપણું, સર્વજ્ઞતાથી બ્રહ્મસ્વરૂપ થવાપણું, બ્રહ્મસ્વરૂપ થવાથી બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે એક એકનાં સાધનો છે. તેમાં પ્રથમ સાધન શ્રી સદ્ગુરૂનું શરણ છે, તેથી તેને ગ્રહણ કરવું ઉચિત છે.

## કલ્પ સુત્ર

(દોહરા) આ લોક જેનો સુધર્યો, પરલોક સુધર્યો જાણ;
સર્વ લોક આ લોકમાં, એ સમજણ વિણ હાણ. ૧

સંસાર રૂપ છે તાપણી, તાપી ન શકયો જેહ,
સ્વર્ગ લોક હુતાશની, કેમ કરી તાપે તેહ. ૨

સંસાર સિંધુ તરી ગયો, પછી શું તરવું અન્ય ?
જશ લીધો આ લોકનો, તેની જનેતા ધન્ય ! ૩

* પૃથ્વી.

સંતરવો સાર સહેલ નહિ, વમળો વસે અપાર;
શરીર-વહાણુ ડોલે ઘણું, મન-નાવિક ખાય હાર. ૪

વિશ્વ સકળ દુઃખ વૃક્ષ છે, મૂળમાં પણ નહિ સુખ;
ડાળ પાન ફળફુલ રસ, પંચાંગે પણ દુઃખ. ૫

સુખ છે સરસવ જેટલું, દુઃખ છે ડુંગર સમાન;
વિધવાના વિષય સમુ, સમજી લ્યો નિદાન. ૬

જન્મતણું દુઃખ છે ઘણું, શત ઘણું મર્ણનું જાણ;
તેથી શત ઘણું જીવનું, શાસ્ત્ર વાકય પરમાણ. ૭

દવ સળગે જ્યાં દશ દીશે, સહસ્ત્ર સર્પના ડંશ;
કોટી વૃશ્ચિક વેદના, પડે વિશ્વમાં હંસ. ૮

## હંસનું સ્પષ્ટિકરણ.

(દોહરા) ઇન્દ્ર કોશ અક્રય સદા, નિરાકાર પરબ્રહ્મ,
તેથી શકિત ચૈતન, સદા વદે નિગમ. ૧

ચૈતન અહુ રૂપે થઇ, પડે આતમા નામ,
પ્રથગ પ્રથઞ દર્શાયતે, તોપણ આત્મારામ. ૨

આત્મા અહંમમવાન થઇ, જીવ રૂપ કહેવાય,
માયા ગુણ તેમાં મળી, હંસરૂપ થપ જાય. ૩

## જન્મ લેવાનું કારણ. (દોહરા)

ગુણ માયા સંમેલને, ત્રિવિધ કર્મો થાય;
વિધિ નિષેધો વેદમાં, ઉલટા સુલટા ન્યાય. ૧

ચૈતન તેમાં ચિત્ત ધરે, શુભાશુભ બીજ રૂપ;
વ્યવહાર પ્રેત વળગી પડે, મટે ત્રિભોવન ભૂપ. ૨

ભૂલે ભાન પોતાતણું, કોણ હું ના સમજાય;
તેથી મન પરવશ પડી: વાસનામાં વિંધાય. ૩

જેની જેવી વાસના, તેનો તેવો દેહ;
ઉત્તમ મધ્યમ ને કનિષ્ઠ, પ્રગટે નહિ સંદેહ. ૪

## વાસનાનું સ્પષ્ટિકરણ. (ચોપાઇ)

શકિત ચૈતન બ્રહ્મમાં જેહ, પુરૂષ પ્રકૃતિ રૂપે તેહ,
માતા પિતા તે જગનાં જાણ, વિશ્વ ઉપજે વેદ પ્રમાણ. ૧

જોડવું માતપિતા કહેવાય, તેથી પ્રજા પરગટ થાય,
સત્વ પ્રધાને બ્રાહ્મણ થશે સત રજમયથી ક્ષત્રીય હશે. ૨
રજતમ મીશ્રિ વૈશ્ય તું જાણ, તમો એકથી શુદ્ર પ્રમાણ,
ચાર વરણ ગુણ કર્મે કથી, એ વિણ શાસ્ત્રે નિર્ણય નથી. ૩
માતપિતાનો જે ગુણ હોયે, ભોગ સમયમાં સ્ફૂરે સોય,
ગુણ કાળને ક્રિયા સાર, તે સૌ જન્મે થઇ વસ્તાર. ૪

## ધર્મિષ્ટ પ્રજોત્પત્તિ. [દોહરા]

ઋતુ ગયા પછી સપ્ત દિન, મધ્યે દે ઋતુ દાન,
સાયં મધ્યાન પ્રાતઃ તજે, તજે ગ્રહણ અભિધાન. ૧
વૃત દિવસ વિધિએ તજે, તજે ઋતુવિણ ભોગ,
તજે દિન શ્રાદ્ધ સંવત્સરી, તે વિણ હોય સંજોગ. ૨

## ગુણનું વર્ણન. (દોહરા)

સત્વગુણ પ્રધાનમાં, થાય ભોગ જે કાળ,
ધર્મ ધોરંધર હરિજન, પ્રગટ થાય તે બાળ. ૧
શ્વેત પીત ઘઉં વરણમાં, કાયા તેની હોય,
કર્મ તે વૈદિક આચરે, પરમારથ ચિત્ત પ્રોય. ૨
રજોગુણ પ્રધાનમાં, પ્રજા પ્રગટ સંભોગ,
પરધન હરસે પ્રીતથી, રેશે શરીરે રોગ. ૩
પીત શ્યામ કે રક્તમાં, વરણ બાળનું થાય,
હું મારૂં તજસે નહિ, વરે ન્યાય અન્યાય. ૪
લૌકિક ધર્મો આચરે, ખાય ન ખર્ચે કાંય,
મારૂં મારૂં મુખ વદે, લાંબી પસારી બાંય. ૫
તમો ગુણ પ્રાધાનમાં, ભોગ કરે જે કાળ;
ધુમ્ર શ્યામ કે માંજરો, તેથી પ્રગટે બાળ. ૬
ધનહિન ક્રોધાતુર અને, પરને દુઃખ કરનાર;
લોભી લંપટ લાલચુ, પરજીવને હરનાર. ૭
મદ્ય માંસાહારી થશે, ચોરી ચાડી જર જુઠ;
નિશદિન પરધન ચિંતવે, પરદારાની પુંઠ. ૮

## કાળ સંયોગની પ્રજા (દોહરો)

પ્રાતઃકાળ યોગે કરી, પ્રગટ પ્રજા જે થાય;
સૂર્ય તણે આપે કરી, બળતી રહે તે કાય. ૧
સૂર્યની સામું જો જુવે, સૂર્ય નહિ દર્શાય;
શ્વેત કેશ સૌ અંગના, રક્ત વરણ થઈ જાય. ૨
મધ્યાને વિષય કરે, દૈત્ય વર્ગ પર જાય;
વિચિત્ર અંગે ઉપજે, બુદ્ધિહિન તે થાય. ૩
સંધ્યાકાળ ભોગે કરી, પ્રજા ઉદ્‌ભવે જેહ;
કુડ કપટ પાપી ઘણી, હોય રાક્ષસી દેહ. ૪
ધર્મતણું ખંડન કરે, પરને પીડે તેહ;
માતપિતા ગુરૂ બાંધવ, સૌને દેશે છેહ. ૫
મધ્ય નિશા ભોગે કરી, પ્રજા પ્રગટ જે થાય;
નીચે ટુંકે અવયવે, પ્રગટ અશોભિત કાય. ૬
ધર્માધર્મ સમજે નહિ, કરે કપટમાં વાત;
ગર્જે લગી સામા તણો, વળતી મારે લાત. ૭

## ક્રિયાભેદ પ્રજોત્પત્તિ (દોહરા)

વિષય ભોગ સમે કરી, વિર્ય છેદ થૈ જાય;
દ્વિ વિભાગ ન્યારા થયે, પ્રજા દ્વિ પ્રગટ થાય. ૧
વામ ભાગમાં જો પડે, પુત્રી પ્રગટે સોઇ;
પુત્ર હોય દક્ષિણ પડયે, સૃષ્ટિ ક્રમ કહે સોય. ૨
મધ્યભાગમાં જો પડે, હોય નપુશક બાળ;
કલ્પ સુત્રનો ન્યાય એ, સુત્ર તેરમે ભાળ. ૩

## ગર્ભ ગળવાનું કારણ (દોહરા)

દ્રાવન પંચરાત્રી તણો, સંપુરણ વહી જાય;
ઉંચે ચઢી ગર્ભસ્થાનમાં પડ તેનું બંધાય. ૧
અગ્નિ અતિશય તેહમાં, પુદ્‌ગળ વિર્ય ન હોય;
ગર્ભ ગળે એ કારણે, સાંખ્યે વિચારી જોય. ૨

## વંઝાનું કારણ.

કમળ હોય કુલક્ષણુ, આધે મુખે રહે સદાય;
સબંધ ન વિર્ય, ગર્ભસ્થલે, તેથી રહે વંઝાય. ૧

## અન્ય જન્મવાનું કારણ. (દોહરો)

સંભોગે કંઇ કાર્ણુસર, કમળે રેત વિટાય;
સર્પ સમા આકારનું, પુદગળ બંધાઇ જાય. ૧
જેવાં જીવનાં કર્મ છે, તે રસ્તે ઉત્પત્ય;
કલ્પસુત્ર ન્યાયે કરી, કહી ઉદયતા સત્ય. ૨

## ગર્ભનું કષ્ટ. (દોહરો.)

રોળયંત્ર દુર્ગંધીમાં. રહેવું પડે નવ માસ;
કરડે કીડા કરમીયા, વસવું જઠરા પાસ. ૧
નર્કસ્થાન નવ માસનું, મળ માંસનું ભક્ષ;
અમુજણ એ સ્થાને ઘણી, અનુભવ તે પ્રત્યક્ષ. ૨
જ્ઞાન થાય શત જન્મનું, કષ્ટ સહ્યું નહિ જાય;
થશે પોકાર હરિ તણો, શ્રી હરિ પરગટ થાય. ૩
જેમ તેજ ત્રિલોકનું, છે અંગુષ્ટી પ્રમાણ;
અંશ પોતાનો જાણીને, દયા કરી કહે વાણ. ૪
શાંતિ રાખ સુલક્ષણા, કરાર કર મુજ સાથ;
મહા જેલે જઇ પાળવા, પોતે પોતાને હાથ. ૫

* * * *

કરાર સઘળા સાંભળી, કબુલ કર્યે સૌ તેહ;
નવ માસ પુરણ થયે, ગર્ભ કષ્ટનો છેહ. ૧
જન્મ સમય પણ કષ્ટ છે, મધ્યમાં પડદા ચાર;
ઉર્ધ્વ આધ થવું પડે, મળે પરમારથ દ્વાર. ૨
જન્મ સમે રોવું પડે, તેનું કારણ એહ;
કોણ હતો આ શું થયું, ક્યાંથી પ્રગટયો દેહ. ૩
ગળથુથી જ્યાં ગળે પડી, શાંત થઇ સમજાય;
જ્ઞાન હતું જે ગર્ભનું, વિસ્મૃત થઈ જાય. ૪

સ્વરૂપ જ્ઞાન ત્યાગી જઈ, મળે વિશ્વમાં આપ;
પુત્ર થાય પ્રગટ થયે, વહોરે બહુ પરિતાપ. ૫
પરદેશી મળી એકઠાં, મનની ગોષ્ટિ થાય;
ઋણાનુબંધે સર્વકો, આવી ઐકયતા સાય. ૬
માતપિતા રૂપે થઇ, પ્રથમ અવસ્થા માંય;
સંબંધ જણાવે પ્રેમનો, પડે અવિદ્યા છાંય. ૭
મારૂં તારૂં સર્વ કો, સમજાવે સબંધ;
મિથ્યા કરીને કલ્પના, બાંધે ઉલટા બંધ. ૮
પરવશમાં રહેવું પડે, એથી અન્ય ન દુઃખ;
મટી સ્વતંત્ર પરતંત્રમાં, સ્વપ્ને કયાંથી સુખ. ૯

### માતાપિતાથી થતાં કષ્ટો. (દોહરા)

પૂર્વ તણા સંસ્કારથી, જો કદી નિર્ધન હોય;
ધાવણ, ચાવણ, ઓઢણ, શોધે ન મળે સોય. ૧
અનાથ હોય અતી ઘણી હોય સ્વભાવે ક્રુર;
એ પણ કાંઇ ઓછું નથી. માર પડે ભેળુર. ૨

### માતાપિતાના સ્વભાવનું કષ્ટ. (દોહરા)

અતિલોભી જો તે હશે, જે ગુરૂ માતપિતાય;
ખાવા પીવા પહેરવા, ન મળે કદીત કાય. ૧
ક્રોધ કરીને મારશે, ન ગણે બાળનું અંગ;
બાળક પણ તેવું થશે, જેવા સંગનો રંગ. ૨

+ + + +

ખાવા પીવા પહેરવા, ન મળે તો પણ સુખ;
માત કે સ્રી વ્યભિચારણી, એ સમ અન્ય ન દુઃખ. ૧
ઈશ્વર પાસે યાચના, જો કરવી હોય ભ્રાત;
કોટી કલ્પે ના મળો, સ્રી કે પુશ્ચલી માત. ૨

+ + + +

રૂણ કરી મરનારો પિતા, પુત્રને શત્રુ સમાન;
તરવા સમય મળે નહિ, આવત લગી અવસાન. ૧

રૂપવંત સ્ત્રી હોય જો, કરે હજારો દ્રષ્ટ;
વિભળ થાય તે કોઇ દિન, એ પણ વૈરનું કષ્ટ. ૨

પુત્ર મુરખ કદી નીપજે, એથી બાપને દુઃખ;
નામ લજાવે કુળતણું, એથી પણ શું સુખ. ૩

માત હોય વ્યભિચારણી, પુત્રની શત્રુ એહ;
લાજ ગુમાવે લોકમાં, જીવત મૃતક દેહ. ૪

હોય સમજણો પુત્ર જો, દ્વેષથી દે શિક્ષાય;
દયાહિન વ્યભિચારણી, ઘાત કરે ક્ષણમાંય. ૫

પતિ પુત્ર કે બાંધવ, સંબંધ ન રાખે લેશ;
ધર્માધર્મ સમજે નહિ, જાર વિણ સૌ પર દ્વેષ. ૬

× × × ×

જારને તેડવા મોકલે, લઇ કાકા ભાઈ નામ;
ન જાય તો લે મારવા, સ્વાધિનનો ક્યાં ઠામ. ૧

સમજે પુત્ર પણ શું કરે! ડરથી ફેરા ખાય;
મુખે વદી કંઇ નવ શકે, અંતરમાં અમુઝાય. ૨

એથી કષ્ટ નથી અન્ય કો, મર્ણથી અધીકું જાણ;
લજ્જા કુળ ધન નામની, થઇ પડે છે હાણ. ૩

× × × ×

તેમાં પૂર્વ સંચય કરી, જાર ગર્ભ રહી જાય;
બાકી કષ્ટમાં ના રહે, નામધારી પ્રજાય. ૧

વર્ણશંકર શાસ્ત્રો લખે, કુટુંબે કલંકી એહ;
બીજ ભેદ એક ક્ષેત્રમાં, વાવ્યે ઉગશે તેહ. ૨

ગુણહિણ કુળમાં ઉપજે, સૌને દુઃખ કરનાર;
ગૌના મુખનું ગવાંનક, શ્વાન રૂપે હરનાર. ૩

કદળી વનમાં જો પડે, બીજ બાવળનું જેમ;
કાંટા ભાગે ચરણમાં, કુળમાં કલંકી તેમ. ૪

કુળ જનને જીવત લગી, પ્રગટ થયો ક્ષય રોગ;
ભોગજોગે કદી જો મળે, વર્ણશંકર સંજોગ. ૫

× × × ×

એથી અન્ય દુઃખ છે નહિ, જોશો તો સંસાર;
સુખરૂપ સ્વપ્ને નથી, વેદ શાસ્ત્ર ઉચ્ચાર. ૧

× × × ×

બહોળા કુટુંબ પરિવારથી, કશુંએ ન તેમાં સુખ;
ઘણાં શરીરનાં ઝુમડાં, તેમ તેમ અધીકું દુઃખ. ૧
રડે પડે હોય માંદગી, મરે દુઃખી સુખી હોય;
તેથી પણ સુખ ક્યાં હશે, જ્ઞાને વિચારી જોય. ૨

* * * *

ધાંના ત્યાં પાંના નહિ, પાંના ધાંના ન જોડ;
જે ઘરમાં જોડું નથી, એથી ન અદકી ખોડ. ૧
નર પશુવત વસ્તુ વિના, શોભે નહિ વ્યવહાર;
ધન વિણ બહુ વસ્તાર જે, તે યમદંડનો ભાર. ૨
ખાવા પીવા પહેરવા, ન મળે એકે મેળ;
એથી પણ દુઃખ અધિક શું! પીચે અગ્નિ પર તેલ. ૩
તેમાં પણ ઋણવાન જે, પિતા ન હોય શિરછત્ર;
બાળ કુટુંબને પોષવું, તે શુષ્ક વૃક્ષ જેમ પત્ર. ૪

* * * *

પ્રાણ સર્વના અન્ન સમા, નથી નિર્વાહ ન થાય;
તેના પોષણ કારણે, પ્રધાન મન મુંઝાય. ૧
લેણદાર પણ દિનપ્રતિ, આવી માગે રોક;
ખાવા ખરચી હોય નહિ, એ પણ અધિકો શોક. ૨
માન ન રહે પ્રધાનનું, સમય આકરો હોય;
તેથી પડે તે મુકવું, શત્રુ મિત્ર શું સોય. ૩
ઉછી ઉધાર કરવા પડે, ખોળવું પડે ખડ ધાન;
દીનતાથી વિનય કરી, દૂર મૂકીને માન. ૪
ભલે હોય પિત્રાઇ કો, મૂકી માન મર્જાદ;
કદી તેણે આપ્યું હશે, અપાય ન કરે વિખવાદ. ૫
વિણ ઉદ્યમ શું આપવું! એથી મન મુંઝાય;
આથી કષ્ટ અન્ય કો નહિ, ક્યાંથી લાવી અપાય! ૬

* * * *

જન્મ હોય કુગ્રામમાં, ન મળે વૈદ્ય ધનવાન;
જોશી પુરાણી પંડિતો, નહિ મહાજનને માન. ૧
ઉછી ઉધાર મળે નહિ, નિદ્રા ન આવે નેટ;
હોય કે ન હોય કો સમે, તોય ન છોડે પેટ. ૨

રંક રાય કે મહાતમા, અન્ન સમા છે પ્રાણ,
પશુ પંખી જીવ માત્રને, અન્નનો આશ્રય જાણ. ૩

+ + + +

જે વનમાં ફળ ના મળે, ત્યાં રહીને શું ખાય ?
તે વન ત્યાગી તરત તે, ફલવત્ વનમાં જાય. ૧
એવો ન્યાયનો લેખ છે, ઉદર પોષણને માટ,
ગામ તજી વિદેશમાં, ચઢવું કોઇક ઘાટ. ૨
ક્યાં જવું કુણ દેશમાં, એવા ઘાટ ઘડાય,
વલ્લી પણ વળશે સદા, વાડ વૃક્ષ દર્શાય. ૩
સંબંધ હોય ઢળતે જળે, જે રાખે બાલાશ,
તે દિશા દિલ ચિંતવે, એ મનનો અભ્યાસ. ૪

+ + + +

સંપુરણ વિદ્યા નથી, નથી કળા કે પક્ષ,
પ્રધાન પુરૂષની મહેનતે, પોષણ હોય પ્રત્યક્ષ. ૧
બહોળું કુટુંબ રોળો નથી, પડતે સગું ન થાય,
નાના મોટાને ગુણ કરે, તે આટા લુણમેં જાય. ૨
ઉંચ નીચના આશરા, લેવા પડે જરૂર,
ઉંચું નીચું કો વદે, પડે સમાવવું ઉર. ૩
પર વતન પરદેશમાં, થઇ રહેવું વિધિ યેહ,
જે જે કહે કરવું પડે, નાખી પરવશ દેહ. ૪
ભાઇ ભાણેજ સંબંધી સહુ, આવા સરખાં સર્વ,
મદદ ન કરે વડિલને, દુઃખ રૂપ મોટું પર્વ. ૫
રાત્રિદિવસ વડિલને, નિદ્રા ન આવે લેશ.
પ્રાતર દળણાં શોધવા, ક્યાં કરવા પરવેશ ૬
મારાં ભૂખ્યાં મન રહે, એ માયાની રીત,
કુટુંબ પોષણને કારણે, કંઇક વેર કંઇ પ્રીત. ૭

+ + + +

વડીલ સ્ત્રી દળણાં દળે, કુટુંબનું ભરવા પેટ,
વડીલ વેંઆયાં કરે, અભેટ સાથે ભેટ. ૧
પડે પરનાં ઘર આળવાં, ન ઘટીત કરવું કર્મ,
ઉદર પોષણને કારણે, દૂર મૂકીને શર્મ. ૨

એ પણ કષ્ટ અધિક છે, સૌ સંચારા કહે.
વળી વિદ્યા ભણાવતાં, મહેતાજી થઇ રહે. ૩
કો સમે કથા પુરાણને, વાંચે પુરાણી થાય,
કો સમે ખેતી આદરે, ખેડુત તવ કહેવાય. ૪
કો સમે વૈદકમાં વળે, વૈદ્ય કહે સૌ લોક,
વેશ ઘણા ધરવા પડે, કંઇક હરખ કંઇક શોક. ૫

÷ ÷ ÷ ÷

બ્રાહ્મણ હોય તેથી કરી ઉપવિતનો અધિકાર,
શાસ્ત્ર વિધિ કરતાં ઘણો, હોય વ્યવહારિક ભાર. ૧
દશા દુર્બળથી દ્રવ્ય નહિ, દ્રવ્ય તણો વ્યવહાર,
વસુ વિનાનો નર પશુ, વૃદ્ધાનો ઉચ્ચાર. ૨
શાહુકારો ધીરે નહિ, પાસે ન કોડી એક,
એથી અમુઝણ અન્ય શી ! કેઇ પેર રાખે ટેક. ૩
કલ્પાંતે ભગવાન છે, સદા કરે છે સહાય,
કોઇના હૃદયમાં ઉતરે, ગાડી ચાલતી થાય. ૪
જયમ ત્યમ સમયને સાચવે, રકૃપાએહરિ તેહ,
વડિલ શ્રીના શ્રીમંતની ચિંતા પ્રગટે દેહ. ૫

\+ + + +

તે સમે મૂળ દેવા તણા, ફેરા ખાય શાહુકાર;
જયમ ત્યમ સમજાવી કરી, પહોંચાડે ઘરદ્વાર. ૧
શ્રીમંત વ્યવહાર સાચવે, શાસ્ત્ર વ્યવહારિક જેહ,
કુટુંબ પોષણને કારણે, દિન દિન દાઝે દેહ. ૨
મારાં મારાં મનથકી, રખે તે દુઃખીયાં થાય,
એ માયાના મોહથી, ક્ષણભર નવ ઝંપાય. ૩
પુત્રિ હોય પરણાવવી, એની પણ ચિંતાય,
બંધુ કુંવારા જોઇને, નિશદિન દાઝે કાય. ૪
કુળ તો ઉંચું હોય નહિ, મફત મળે કન્યાય,
ધન પણ પાસે હોય નહિ, જન્મ કુંવારો જાય. ૫
કન્યા હોય કન્યા મળે, કે રૂપીયા રોક,
એ જ્ઞાતિની રીતથી મફત હજારે કોક. ૬

પુત્રી ભગિનિ કે ભત્રીજી, જો કોઈ સાટે હોય;
તેમાંથી કોઈ આપીને, પડે પરણવું સોય. ૭
વડિલ હોય જે ઘર વિષે, તેને ચિંતા થાય;
શ્વેત કેશ જોઇ બંધુના, અહોનિશ મન મુંઝાય. ૮
પુત્રિ હોય પોતા તણી, સાટે દેઇને મગ્ન;
અડધી ઉંમરે બંધુનું પોતે કરાવે લગ્ન. ૯

×        +        +        ×

લોકલાજ કે કુળમદે, કરવું પડે છે કામ;
તે પછી પડે સંભાળવું, મૂળ પોતાનું ગામ. ૧
ત્યાં પણ અંતર ના ઠરે, અન્નોદક બળવાન;
ત્રીજું ગામ પડે શોધવું, મોટું જોઇ નિદાન ૨
ફકત ઇશ્વરને આશરે, પડે પુરવા વાસ;
હરિ પ્રતાપે સર્વસુ, પુરણ થાય સહવાસ. ૩
અવસ્થા જન માત્રની, એકને એક ન હોય;
ભ્રમણ ચક્કર સુખ દુઃખનાં, ફરતાં આવે સોય. ૪
જગકર્તાએ જગ રચ્યું, સુખદુઃખનો વ્યવહાર,
કોઇ દિન ધનહિન દાંમણો, કોઈ દિન ભરભંડાર; ૫
બેલ થયે બંધુ રળે, તે પોતાની પાસ;
હિસાબ શોધે વડિલનો, લોભી થઇને ખાસ. ૬

+        +        +        +

સમજાવે શાણા થઈ, ધન ન રહે તમ પાસ,
રળ્યું જેટલું વડિલનું, પાસે રાખે ખાસ. ૧
મન મેલાથી સંગ્રહે, વસ્તુ વાખરો જેહ,
સનમેં કંઈ નથી આપવું, અલગ રાખે તેહ. ૨
વડિલ ન સમજે કપટમાં, સ્વમન રહે અવિરૂધ,
ચોખ્ખું દિલ સમજે સદા, ઉજવળ એટલું દુધ. ૩
પોછે શાહુકારો ગ્રહે, જ્યાં જ્યાં મૂકે ધન,
તે પોતાના નામપર, મલિન રાખી મન. ૪

(ચોપાઇ) જેમ લોકનો મેળો મળે, જેમ નદિમાં પાણી ભળે,
સમય ગયેથી એ સુકાય, ઋણાનુંબંધે ભેળાં થાય. ૧

જેનું પ્રારબ્ધ પુરૂં થયું, તે જન ત્યાંથી અટકી રહ્યું,
સૃષ્ટિ કર્મના એવા બંધ, રહે નહિ ત્રુટે સંબંધ. ૨
સંસાર રૂપ આંબાનું વૃક્ષ, દૃષ્ટાંત જોશો પ્રત્યક્ષ,
જુવો ફળો પરથમ મોરમાં, કંઈક ગરી પડશે કોરમાં. ૩
કંઈક ગરગડા રૂપી રોગ. કંઈક ઝુડીયે વાયુ જોગ,
એમ કરતાં જો જે રહી જશે, વેડી પકડીને વેડશે. ૪
તે કબજે નહિ આવે જેહ, પાકી નીચે ગરશે તેહ,
એવા ક્રમથી છે સંસાર, ત્રુટે સંબંધ નહિ લાગે વાર. ૫

(દોહરા) પરણ્યા કુંવારા હશે, વસ્તારી કે વંઝ,
નાના મોટા સર્વકો, કાળની સૌને અંચ. ૧

* * * *

સ્વામી વિણની સ્ત્રી જેહ, નિર્ધણીયણ કે'વાય,
પરણી હોય જે ચોકઠે, તેની આશ્રિત થાય. ૧
સાધુ સમ વિધવા થઈ, અન્ન વસ્ત્ર ને ઘર,
એ વિણ તૃષ્ણા રહિત છે, ગયા ઉકેલે થર. ૨
આજીવિકા લગ્ન સમ, પોતાનો શણગાર,
કુળ કલંકી લે હરી, અબળાનો આધાર. ૩
કરે લાંઘણ કે માગણી, કદી દિવસને રાત,
અન્ન નહિ કયાં જીવિકા, ભલે ને પાડે જાત. ૪
કુલિન હોય પણ શું કરે, અન્ન વસ્ત્ર નહિ ગેહ,
જ્ઞાતિ વિરોધે જવું પડે, સૌને દેઈને છેહ. ૫

* * * *

પરણ ચઢે પૂછે ઘણું, ધન માગે કહે નાય,
અર્ધી ઉમર વહી ગયે, કોઈ ન દેય કન્યાય. ૧
વડિલ કુળના અભિમાનથી, ભલુ બંધુનું ચ્હાય,
સ્વપુત્રિ પરને દઈ, પરણાવવા મન સાય. ૨

(ચોપાઈ) થયું લગ્ન જ્યાં સ્ત્રી મળી, ધર્મની વૃત્તિ આધી ટળી,
દવમાં સૂર્ય તપે છે જેમ, વિશેષ વૃત્તિ મેલી તેમ. ૧

ઉકરડે અન્ન ઉગી જાય, જોઇએ તેવી વૃષ્ટિ થાય;
વૃદ્ધિમાં શી બાકી રહે, કલ્પસૂત્ર નિશ્ચયથી કહે. ૨

જેવો પુરૂષ તેવી પણ નાર, જોડું મળે પરભવ સંસ્કાર;
ધર્મી પુરૂષ ને ધર્મી નાર, અધર્મીને અધર્મી દાર. ૩

ઘરમાં જ્યાં આવી ફાંકડી, ભગિની માત ભોજાઈ રાંકડી;
સ્વારથ સિદ્ધ થયો જેટલે, ગુરૂ થઈ બેસે તેટલે. ૪

ઉપકાર અળગો રાખશે, કટુ કવચન મુખથી ભાખશે;
ગુણ ગળી જઈ રાખે વેર, ઉપર અમૃત અંતર ઝેર. ૫

રૂધિર માંસ પરથમ ખાઇ જશે, તોય હાડ કરડવા જાય;
થનક થનક નચાવે નાર. નર નાચે નવ લાગે વાર. ૬

જેમ નાચતું હોય માંકડું, ધર્મ વિષેથી ચિત સાંકડું;
મારૂં મારૂં હરનિશ કરે, કુકર્મે ભંડારો ભરે;
એવા પુત્ર કે બાંધવ હોય, મુખે કરી નવ બેસે કોય. ૭

(દોહરા) જન્મ તણો રોળો સકળ, નહિ રાખેલો સાધ્ય;
વિશ્વાસે વળગી રહ્યે, આખી ખાધી ખાદ્ય. ૧

જ્યાં જ્યાં નાણું મૂકીયું, વચમાં ન રાખે રામ;
કોઇ સ્થળમાં નવ નીસરે, વડીલ કેરૂં નામ. ૨

(ચોપાઇ) કૃતઘ્નની શી કરવી વાત, જ્યાં જોઈએ ત્યાં વિશ્વાસઘાત;
સમજી વડીલ સમીને રહે, અંતર દુઃખ કોને જઈ કહે. ૧

(દોહરા) જાણે ગામ કંઇક પ્રથમનું, કંઇક જાણે અન્ય ગામ;
પણ ત્રીજું જાણે નહિ. વડિલ રળેલા દામ. ૧

સાચાના સોગન દેઇ, ન્યાયને મૂકી દૂર;
ગુણ ગળી ઉલટું વદે, ત્યાં ક્યાં હરિ હજુર. ૨

એવો આ સંસાર છે, કષ્ટ તણો ભંડાર;
દુઃખ ડુંગર શીર ગડગડે, સંબંધનો એ ભાર. ૩

* * * *

કષ્ટ રૂપ સંસારનું, વર્ણન કેમે ન થાય;
શેષ અને જે શારદા, તે પણ થાકી જાય. ૧

તો પણ પૂર્વના મહાતમા, જેનાં નિર્મળ મન,
સંક્ષેપે સમજાવવા, કાંઈક કરે કથન. ૨

(દોહરા) શીળી હોય શરીરમાં, વાયુ જ્યાં પસરાય,
તે સ્થાને તે હોય છે, કોઇ પાસે સુવાય. ૧
એવો આ સંસાર છે, સકળ કષ્ટનું મૂળ,
સુખ શોધ્યે જડશે નહિ, જેમ સર્વાંગે શુળ. ૨

(ચોપાઇ) દુઃખનો દરીઓ છે સંસાર ઉલેચતાં નૈ આવે પાર,
ભોમિ ફળ ઉગેલાં હોય, ગણી શકે તેને જન કોય. ૧
અથવા બુંદ ગણે વરસાદ, કરી ગણુતરી મેળવે ખ્યાત,
તેવો છે, નહિ કદી કોઇ થાય, કષ્ટો ગણતાં કોરડી જાય. ૨
જુવો ધનિક પણ દુઃખ છે ઘણું, રખે કોઇ ચોરે આપણું,
નિર્ધનને પણ કષ્ટ અપાર, સાચવવા જગના વ્હેવાર. ૩
ભણ્યા તોય ભટકારો ઘણો ભાવ ન પૂછે કોઇ આપણો
વિના ભણેલા ગોથાં ખાય, જન્મારો એળે વહી જાય. ૪

(દોહરો) પુત્ર મુરખ જો નીપજે, એથી ન આવે સુખ,
જીવન પર્યંત વેઠવું, પડે પિતાને દુઃખ. ૧

(ચોપાઇ) પરણેલા પસ્તાવો કરે માગ્યાં ઘરેણાં કયાંથી ધરે ?
કુંવારા પણ કજીયો વરે, વહુ વિણુથી પાણી કુણ ભરે? ૧
રાત દિવસ ચિંતામાં વસે, તેવાને સુખ ક્યાંથી હશે ?
કહે પરણ્યા નવ જંપ્યા જરી, આ શસ્યા કયાં કંઠે ધરી? ૨
જુવો વાંઝીયા ઝુરે ઘણું, કોઇ ન મુખ જુવે આપણું:
અહર્નિશ અજંપા થાય, આ જન્મારો એળે જાય. ૩
એવા વિચારો આવે ઘણા, ભોગ પૂર્વના છે આપણા;
ધિક આ વંઝાનો અવતાર, નહિ પુત્રી કે નથી કુમાર, ૪
સંસારે શું કહેવું કથી, લેશ માત્ર તેમાં સુખ નથી;
અનુભવી પૂર્વના મહાત્મા કહે, સુકે સાંઠે રસ કયાં રહે! ૫

(દોહરા) મરણ થયે દુઃખ છે ઘણું, ફરી ન દેખે મુખ,
રોગોથી રોકાય છે, એથી પણ કયાં સુખ. ૧

(ચોપાઇ) સઘળો ભવ દુઃખીઓ જાણજો, સમજીને તેમાં માણજો,
જેને ઝાઝો છે વસ્તાર, તેના કષ્ટ તણો નહિ પાર. ૧
ખાવાપીવા પહેરવા સહુ, વળી દીકરા માટે વહુ,
અહર્નિશ સુખ જંપ ન જરી, હ્રદયની ઉપર મોટી છરી. ૨
કંઇક કહે ઘર રહેવા નહિ, કહો હવે વસીયે ક્યાં જઈ,
ઝાઝાં ઘર જે જનને હશે, પડ આખડમાં દુઃખી થશે. ૩
ગાંડાને પણ કષ્ટજ ઘણું, નથી વિશ્વમાં કોઇ આપણું,
ડાહ્યા જનને પણ દુઃખ હોય, જરા જંપવા દે નહિ કોય. ૪

(દોહરો) કોઇને કષ્ટ કુસંપનું, કોઇને ધન ચોરાય,
કોઈને હશે રાજા તણું, કોઇને પ્રગટયે લાય. ૧

(ચોપાઇ) શોભિતને નજરનું દુઃખ, કુરૂપ અપમાને નહિ સુખ,
દાતા દીધે દુઃખીયા થયા, અદાતા કદરી દુઃખ રહ્યા. ૧
ગુણવંતાનાં ખેંચે મૂળ, અવગુણીને નિંદાનું શુળ,
રાજા તે પણ દુઃખીયા ઘણા, રખે શત્રુ જાગે આપણા. ૨
વિશ્વ સકળ છે દુઃખનું રૂપ, વિણ વારિનો જેવો કૂપ,
કોઇને રોગ શરીરે થશે, કોઇને ઘેર કુભારજા હશે. ૩
કોઈને ઘેર કુલક્ષણી નાર, કોઇના ઘરમાં ન મળે આહાર,
કોઇને વહેમ પ્રેતાદિ કષ્ટ, કોઇને સંબંધી કેરૂં સ્પષ્ટ. ૪

(દોહરો) વિશ્વ વૃક્ષ ઉપર ચઢી, વળી જુવો જન કોય,
ડાળે ડાળે કષ્ટ છે પણ, પત્રે પત્રે સોય. ૧

(ચોપાઇ) એ જે જે વર્ણવીઆં દુઃખ, એ સર્વેમાં એક પ્રમુખ,
મહા નિર્વાણ કહે એમ કથી, આથી અન્ય મોટું દુઃખ નથી. ૧

(દોહરા) ખાવા પીવા પહેરવા, ન મળે તો પણ સુખ;
સ્ત્રી, માતા વ્યભિચારીણી, એથી ન અદકુ દુઃખ. ૧
વિધિ નિષેધ બહુ વેદમાં, ગણ્યે ન આવે તાગ;
સર્વ શાસ્ત્રને અનુમતે, વર્ણશંકરનું અથાગ. ૨
જ્યાં જોશો ત્યાં દેખશો, પુંશ્ચલી નાર અનેક;
સતીઓ તો સંતાઈ ગઇ, મળે લક્ષમાં એક. ૩

સત જુગમેં એક રેણુકા, ન મળે એની જોડ;
તો પણ એવી પવિત્રમાં, આવી ગઇ એક ખોડ. ૪

સતવંતી સાચી હતી, પણ ભુલી એક દિશ;
જમદગ્નિના ક્રોધથી, તનુજે છેદયું શીશ. ૫

ત્રેતામાં સતીઓ ઘણી, સીતા સમી ન એક;
તો પણ સતીપણા તણો, ધર્મ ન પોકયો ઠેઠ. ૬

અશાસ્પર્શ પર પુરૂષનો, પર સ્વાધીન ખટ માસ;
એ પણ દુષણ એ વિષે, આવી ગયું છે ખાસ. ૭

દ્વાપરમાં જે દ્રૌપદી, પાંચ પુરૂષ એક નાર;
તેનો ઝીણી દ્રષ્ટિએ, છે ઉલટો વ્યવહાર. ૮

વેદ શાસ્ત્રને અનુમતે, એક પુરૂપ બહુ નાર;
એમાં દૂષણ એ જ છે, વરી પાંચ ભરથાર. ૯

એક એક દુષણ એ વિષે, એવા જુગની માંય;
કળીમાં સતીઓ શોધીએ, તે મળવાની કયાંય. ૧૦

(ચોપાઇ) પ્રથમોધ્યાય ગીતાની મધ્ય, ચાળીસથી ત્રણ શ્લોક સદ્ય;
તેની મધ્યમાં લખીયો લેખ, કાઢી ન શકે મારી મેખ. ૧

કુળદુષિત જે દારા હશે, તે ઉદરથી પ્રજા થશે;
પતિ વીર્ય વિણ પરગટ થાય, વર્ણશંકર તે પ્રજાય. ૨

ગર્ભ વિષે માતાને દુઃખ, જન્મ સમે કયાંથી હોય સુખ;
જેહ સમે એ પ્રગટ થશે, માતપિતાને કલેશજ હશે. ૩

ધર્મ તણાં પુસ્તક જેટલાં, અકસ્માત બળશે તેટલાં;
દેવ સેવામાં જે જે દેવ, સ્થાનક છોડી જશે તતખેવ. ૪

એક મતીલી હોય તે સદા, સર્વને દેનારી આપદા;
બેન ભાઇ માતાસુ સાર, શ્વાન મહિષથી ઝાઝો ખાર. ૫

(દોહરા) ગીતામાં સંક્ષેપથી, વર્ણન કીધું સાર;
કલ્પે શાખા તેરમાં, નવ સૂત્રે નિરધાર.

વ્યભિચારથી ઉપજે, પ્રગટ થયું હોય બાળ;
વર્ણશંકર તે પ્રજા, સ્વકુળ કેરો કાળ.

જન્મીને આ જગતમાં, શાં શાં કરશે કામ;
કથન કરે સંક્ષેપમાં, એટલેથી વિસરામ,

નહિ સંગત હોય ઉંચની, ગમશે નહિ સતસંગ;
રાતદિવસ રે' બળતરા, સદા ગમે કુસંગ.

## વર્ણશંકરને સમાન થવા કોઈ ઈચ્છતું નથી, ત્યારે તેને કોની ઉપમા આપવી, એ વિષેનું વર્ણન.

( અમારાને અવગુણરે ગુરૂજીમાં ગુણ ઘણા હેજી. એ રાગ )

વર્ણશંકર જનનેરે, કોની દેવી ઉપમા હેજી.

( સાખી )

જીવ સકળની જાતમાં, ઉત્તમ નર અવતાર,
વિવેકહિન જે માનવી તે ગર્ધવ રૂપ ગમાર.

વર્ણશંકર જનને રે કોની દેવી ઉપમા હેજી. ટેક.

ગધર્વ કહેશે કારણે, મને ગણો ન શઠને તોલ;
એને તોલે હું નથી, કરી કિંમતને બોલો બોલ. વર્ણશંકર૦ ૧

સ્વામીની સેવા વિષે, કદી કસુર કરૂં નહિ કયાંય;
જેમ તેમ કરી ઉદર ભરૂં છું, જે મળી આવે જ્યાંય. વર્ણશંકર૦ ૨

હિંમત કદી હારૂં નહિ ને હરઘડી રહું હોશિયાર;
ભયથી દૂર ખસું નહિ, અને વળી ઉઠાવું ભાર. વર્ણશંકર૦ ૩

ગર્ધવ સમ નહિ ગુણ સમજીને, ઉપમા આપી આન;
ત્યારે તે શઠ સમજવો, **વરણશંકર** શ્વાન સમાન વર્ણશંકર૦ ૪

**શ્વાન** કે' એ સમ હું નથી, જન સમજી લે મુજ કામ;
ગુણનો અવગુણ ના કરૂં, નથી કરતો લુણ હરામ. વર્ણશંકર૦ ૫

અલ્પ આહાર મળી જાય તો, પણ મુજને રહે સંતોષ;
ટુકડા અન્નને કારણે, હું સાચવું સઘળો કોષ. વર્ણશંકર૦ ૬

કોઇ ન જાણે જાગતું, પણ ચંચળ સમજું શોર;
છાનો આવે છળ કરી, તોયે તરત જણાવું ચોર. વર્ણશંકર૦ ૭

ડાચાને જોરે કરીને, દુશ્મન રાખું દૂર;
કોઈ વકાર્યે ચોઘણું, મુજમાં પ્રગટે છે જોર. વર્ણશંકર૦ ૮

**ઇન્દ્રિયજીત** રહીએ અમો, વળી સદા માસ અગીઆર;
સદ્‌ભકિત સ્વામી તણી, અંતર નહિ અન્ય વિચાર. વર્ણશંકર૦ ૯

વર્ણશંકરની ઉપમાએ, અમને કયમ ન દેવાય;
**લુણુ હરામી** જેહ જન, તે વાયસ સમ કે'વાય છેક; વર્ણશંકર૦ ૧૦
**વાયસ કે'** ગુણુ માહ્યરા, તે શઠ સમા નથી
મુજ સમ આ સંસારમાં, પણુ વીધિમાં નથી વિવેક. વર્ણશંકર ૧૧
આહાર કદી આવી મળે, તો સૌને કરીએ સાદ;
જમીએ જન ઝાઝા મળી, પણુ કરીએ નહિ વિખવાદ. વર્ણશંકર૦ ૧૨
વળી અમારા કુટુંબમાં, રહેતો નથી વિરોધ;
દશે દિશા દૃષ્ટિ ફરે, ને ચક્ર દૃષ્ટિ **પરી શોધ.** વર્ણશંકર૦ ૧૩
ઉચરીએ નહિ જીભથી, અનરથ કાંઇ ઉચ્ચાર;
વિદ્યા કાગ વચન વિષે, તેનો સમજે વિરલા સાર. વર્ણશંકર૦ ૧૪
કરીએ ન કોઇને દરશતાં, અમે વનિતા સંગ વિહાર;
નીતિ અમારી નાતમાં છે, કોઈ કોઈ પર નહિ પ્યાર. વર્ણશંકર૦ ૧૫
કિંમત સમજી કાગની, જન સમજુ કરો વિચાર;
વર્ણશંકરને કહ્યો પછે, ઘુવડ સમો ગમાર. વર્ણશંકર૦ ૧૬
એવું સાંભળી ઉચર્યો, જે **રાત્રિ કેરો રાય;**
જુવો અમારી નાતમાં તો, પ્રીતિ નીતિ ન્યાય. વર્ણશંકર૦ ૧૭
સર્વ વસે છે સંપથી, ને સભા તે સરસ ભરાય;
સભા ભરાઇ હોયે સામટી, પણુ બહુ બકવાદ ન થાય. વર્ણશંકર૦ ૧૮
ભાષા પણુ બહુ જાતની, તે વસે અમારે દેહ;
મુખથી નામ મનુષ્યનું, સાંભળી શીખીયે તેહ. વર્ણશંકર૦ ૧૯
મુવો મુવો મુખથી વદુ, તો શિઘ્રથી તે મરી જાય;
આશિષ દેઉ આનંદથી, તો તે જન સુખીયો થાય. વર્ણશંકર૦ ૨૦
વળી અમારી જાતમાં, ઝાઝા જાદુના જંત્ર;
જૈન જતિ સમજે સકળ, તેલ તણા સૌ તંત્ર. વર્ણશંકર૦ ૨૧
એક અંગના તેલથી, કાજળ અંજન થાય;
ડાટયું હોય ઉંડું ઘણું, તોયે અવની ધન દેખાય. વર્ણશંકર૦ ૨૨
બીજા અંગના તેલથી, વળી કાજળ આંજે કોઇ;
કાયા કોઇ દરશે નહિ, તે અદૃશ્ય તે જન હોઇ. વર્ણશંકર૦ ૨૩
ચમત્કારો અનેક છે, ઉલુકની મધ્યે અપાર;
વર્ણશંકર અધમની ઉપમા. નવ દેશો લગાર. વર્ણશંકર૦ ૨૪

વિવેકહિનની ઉપમામાં, શોધી કહાડયો સાપ;
જેને નજરે દેખીને, જન પામે સૌ પરિતાપ. વર્ણશંકર૦ ૨૫

**સર્પ કહે** મુખ માહ્યરૂં, વિખથી છે વિકરાળ,
પણ ઉત્તમ ઓસડ મળે તો, ન હોય કોઇનો કાળ. વર્ણશંકર૦ ૨૬

શરીરધારી સર્વને છે, શત્રુ તણો સંતાપ;
આયુધ આપ્યાં ઈશ્વરે, છે ઉગરવાને આપ. વર્ણશંકર૦ ૨૭

શીંગ દાંત નખ કોઇને, કોઈ કાંટો કોઈ ચાંચ;
ઝેર કર્યાં કોઈ જીવમાં, એથી ન આવે આંચ. વર્ણશંકર૦ ૨૮

ડશીએ દુઃખ દેનારને, સાચવીએ નિજ દેહ;
મંત્ર ઔષધિ માનીએ, તરત હોય જો તેહ. વર્ણશંકર૦ ૨૯

વસમો જન્મ્યો વ્યાલથી, ધિક્ક જનની કુખ;
વર્ણશંકર વૃથા નડે, વણ વાંકે દે દુઃખ. વર્ણશંકર૦ ૩૦

અમને શઠ એવા તણી, ઉપમા નવ ઘો લેશ;
તારે તે પત્થર સમા, જ્યાં ત્યાં મારે ઠેશ. વર્ણશંકર૦ ૩૧

**પત્થર કહે** પામર સમા, નથી અમો નિરધાર;
અમથી આખા વિશ્વમાં, પુરણ પર ઉપકાર. વર્ણશંકર૦ ૩૨

સરોવરમાં શલ્યા વડે, તો સૌ ધોવે છે વસ્ત્ર,
પત્થર થકી ઘસાય છે, સર્વ લોકનાં શસ્ત્ર; વર્ણશંકર૦ ૩૩

મહેલ મંદિરને મૂર્તિઓ, મુજ પાષાણની થાય;
કારિગર મુજ આશરે, ચલવે **આ જીવિકાય.** વર્ણશંકર૦ ૩૪

વળી પત્થરના બહુ બને, ધર્મ તણાં જે ધામ,
કરૂં કિંમત કંચનતણી, તોળે વસ્તુ તમામ. વર્ણશંકર૦ ૩૫

ચકમકથી લોઢુ ચળે, ચમત્કાર છે એજ;
પાવક પ્રગટે ચમક છે, અને તરતજ આપે તેજ. વર્ણશંકર૦ ૩૬

જોશો પત્થર જાતમાં; ઉપજે વસ્તુ અમુલ્ય,
પારસ આદ્ય ચિંતામણી, કોઇ ન તેને તુલ્ય. વર્ણશંકર૦ ૩૭

જોતાં પત્થર જાતમાં, એવા ગુણ છે અપાર,
વર્ણશંકર સમ ગણી, કદી નદ્યો ધિક્કાર. વર્ણશંકર૦ ૩૮

મુખ મીઠું મનમાં કપટ, વિવેક વિણ જે જીવ,
મળ સરખો તે માનવી, છાંણ સમાન સદૈવ. વર્ણશંકર૦ ૩૯

**ગોબર કહે** મુજમાં ઘણા, ગુણ છે સૌથી સાર;
પરખો મારા પિંડમાં, પુરણ પર ઉપકાર. વર્ણશંકર૦ ૪૦

ખાતર નાંખો ક્ષેત્રમાં, રૂડી થાય રસાળ;
ગારથી ઘર લીંપાય છે, ને દીસે આક અમાળ. વર્ણશંકર૦ ૪૧

અવગુણ મુજમાં છે નહિ, જોશો કરીને વિવેક;
નહિ વર્ણશંકર સમ, પણ છાર સરીખો છેક. વર્ણશંકર૦ ૪૨

**છાર** કે'છે હું છું ભલી, જુવો અંગપર ચોળે ઇશ;
ચપટી મંત્રીને ચોપડે, તો જાય વૃશ્ચિકનું વિષ. વર્ણશંકર૦ ૪૩

ભસ્મ કહે હું પવિત્ર છું, વળી બ્રાહ્મણ ચોળે **ભાલ**;
પ્રથમ સ્પર્શ મારો કરીને, સંધ્યા કરે ત્રિકાળ. વર્ણશંકર૦ ૪૪

રખ્ખેળે કદી રાખમાં તો, સળે નહિ અન્ન સોય;
ગુણ ઘણા છે રાખમાં તે જાણે છે સૌ કોય. વર્ણશંકર૦ ૪૫

ભેખ પણ ભસ્મ ધરે ઘણા, જે ભજનારા ભગવાન;
પણ વર્ણશંકર લોકમાં તેને માનો મેંશ સમાન. વર્ણશંકર૦ ૪૬

**કાજળ** કહે મારા થકી તો, ઘણા ગ્રંથ લખાય;
કવિ જન બહુ કવિતા રચે, ગોવિંદના ગુણ ગાય. વર્ણશંકર૦ ૪૭

અબળા આંજે આંખમાં, રૂડું દિસે રૂપ;
મારે મન સરખું સહુ, ભલે ભિક્ષુક હોય કે ભુપ. વર્ણશંકર૦ ૪૮

સારા ગુણથી શોભતો, જગમાં જે નવ હોય;
મૃદુ સમા જે મૂઢજન, જગમાં કહે સૌ કોય. વર્ણશંકર૦ ૪૯

**માટી કહે** ગુણ માહ્યરા, કાંઈ જાણે કુંભાર;
પાત્ર બને બહુ પેરનાં, સુખ પામે છે સંસાર. વર્ણશંકર૦ ૫૦

ઈંટો, નળીયાં, કોઠીઓ, એ આવે સૌને કામ;
છે ધરણી માટી તણી, સૌનો છે વિશ્રામ. વર્ણશંકર૦ ૫૧

ગુણ માટીમાં છે ઘણા, માટે આપવું માન;
વર્ણશંકર હોય, જે માનો તૃણ સમાન. વર્ણશંકર૦ ૫૨

**તૃણ કહે** ગુણ માહ્યરા, એવા નથી અશુદ્ધ;
પશુ ચરે પાણી પીયે, ને ઉત્તમ ઉપજે દુધ. વર્ણશંકર૦ ૫૩

કૃપા પાત્ર કિરતારની, સરજેલી સૌ વસ્ત;
આવે ઉપયોગમાં, શોધી જુઓ સમસ્ત. વર્ણશંકર૦ ૫૪

હિતકારી પ્રાણી તણું, અનહિત વાંચે ઉર;
વર્ણશંકર દુર્ગુણી, તેનાથી રહેવું સદા દૂર. વર્ણશંકર૦ ૫૫

ગુણ હિણ હોય વેળુ સમા. સજ્જનસુ નહિ સ્નેહ;
વિવેક જળથી, વાકમાં, ના'વે વર્ણશંકર જન તેહ. વર્ણશંકર૦ ૫૬

એવા જનથી વેગળા, (હરિ) જે અદ્‌ભૂતાનંદ;
અજાગળે સ્તન તે સમા, મરે કુટી માયા કેરૂં દ્વંદ. વર્ણશંકર૦ ૫૭

## કુળકલંકીની કૃતિથી ત્રાસેલી સ્ત્રીઓનો પ્રભુ પ્રત્યે પોકાર! (કાફી)

પ્રભુ વ્હારે ધાજો રે, વર્ણશંકરનું કષ્ટ ઘણું,
સહન નથી થાતું રે, તમ આગળ કેટલુ ભણું— ટેક૦

પ્રાતઃકાળે ઉઠતાં, કરે ઘણો કંકાશ,
ગાળ દઇ ઉઠે મારવા, આપે છે બહુ ત્રાસ;
સહન કેવી રીતે રે, કરૂં હવે દુષ્ટ તણું. પ્રભુ૦ ૧

જમવા બેસું જે સમે, ઉપજાવે છે શૂળ,
ભર્યા ભાણાના અન્નમાં, નંખાવે છે ધૂળ;
ગાળોને વરસાદે રે, સુખ ના'વે એક ક્ષણું. પ્રભુ૦ ૨

હું મારા ઘરમાં રહું, નથી ભાગ કે લાગ,
તો પણ દે નહિ જંપવા, કનડે છે અથાગ;
દુઃખે દહાડા કહાડું રે, રાંધણાં રાંધું દળણાં દળું. પ્રભુ૦ ૩

જળ ભરવા જ્યારે જઉં, વાસે ખડકી દ્વાર,
બૂમો પાડું બારણે, શિર પર જળનો ભાર;
તો પણ ના ઉઘડે રે, સુખનું તો નહિ સમણું. પ્રભુ૦ ૪

( પદ બીજું )

અરજ એક બીજી રે, અંતરજામી ઉરે ધરો,
કર જોડીને કહું છું રે, હાવે તો મારી સ્હાય કરો— ટેક૦

વચમાં રાંધે રાંધણાં, મુજ મારગ રોકાય,
આડે અવળે થઇ જઉં, તરત મારવા ધાય;
આ દુઃખ કોને કે'વું રે, અંતરનો અતિ ઉભરો. અરજ૦

લોકોનાં દળણાં દળી, પરનાં રાંધી અન્ન,

પઇ પઇસે દુઃખ વેઠીને, સંચેલું જે ધન;
થાપણ મૂકી ના'પે રે, કોને આપ્યા કહી રે' પરો. અરજ૦ ૨

વળી વકારે છોકરાં, તેનો પણ બહુ ત્રાસ,
કાયર થઇ ઘર વાસીને, ભાડે કરૂં નિવાસ;
તોયે સુખ ના આવે રે, આથી સારો સિંધુ ધરો. અરજ૦ ૩

વાસણ બેસું માંજવા, નજર ચુકી જવાય,
તો તેમાંથી વાસણો, કંઇક ઓછાં થાય;
ક્યાં ગયું એમ કે'તાં રે, ગાળોનો મેરૂ શિર ગગડયો. અરજ૦ ૪

( પદ ત્રીજું )

અરજ ત્રીજી મારી રે, તમો વિના કે'વી કંઇ,
દુઃખમાંને દુઃખમાં રે, ઉંમર મારી અડધી ગઇ— ટેક૦

કેવી કરણીમાં વસે, પોતાનાં સંતાન,
પરને માથે દોષ દે, બાંધીને અનુમાન;
પોતાની કરણી કેવી રે, આંખ ફાડી જુવે નહિ. અરજ૦ ૧

નહિ સગાં નહિ સાગવાં, માત તાત કે ભાઇ,
બેન ભાણેજ કોઇ બ નહિ, દ્રવ્યની માત્ર સગાઇ;
બંધુનું ધન દબાવે રે, ઉછીનું પણ આપે નહિ. અરજ૦ ૨

કુટુંબની અબળા તણી, આ જીવિકા જેહ,
માગે. બાંધે ના મળે, જાય નાત વિરોધે તેહ;
લજ્યા કુળની લોપી રે, ઉદર પોપણ રહ્યું નહિ. અરજ૦ ૩

લોક લાજથી ના ડરે, કરે કર્મ અવહિત,
વિધિને મેલી વેગળી ગ્રહે નિષેધિ રીત;
ઉલટે મારગ ચાલે રે, ધન અર્થે ભટકે અહીં તહિં. અરજ૦ ૪

## જગત દુઃખરૂપ છે તેનું વર્ણન.

( તમે ભજ્યા નહીં ભગવાન હેત કરીને.....એ રાગ. )

વિશ્વ સકળ દુઃખ વૃક્ષ છે ને, મૂળમાં પણ છે દુઃખ,
ડાળ પાન ફળ ફુલ રસ, એ પંચાગે નહિ સુખ;
દુઃખનો દરીઓ, જેમાં શાન્તિનો નહિ લેશ,
અજ્ઞાનનો ભરીયો, તે મધ્યે પડયો જે જીવ;

તે નથી ડરીઓ, કદી સમજી જાય જન કોઈ,
જવલ્લો જીતીઓ હોજી. ૧

સુખ છે સરસવ જેટલું, અને દુઃખ છે ડુંગર સમાન,
વિષવાના વિષય સમું છે, સમજી લ્યો નિદાન;
નથી સુખ તેમાં, અઠ્ઠાવીસ નર્કનાં કષ્ટ વસે છે એમાં,
તું સર્વમાં આત્મારામ, વિના અન્ય જો માં;
એથી આવે કષ્ટનો અંત, વચન વિધિ તણાં હો જી. ૨

જન્મ તણું દુઃખ છે ઘણું, ને શતગણું મર્ણનું જાણુ,
તેથી શતગણું જીવનમાં, છે વેદ વાક્ય પ્રમાણ;
અંતર ધરજો, મન કોઈનું નવ દુભાય એવું કરજો,
સદ્‌ગુરૂ શાસ્ત્ર તણાં જે, વાક્યને અનુસરજો;
એ જન્મ ધર્યાનો લાભ, મનુષ્ય અવતારનો હો જી. ૩

દવ સળગ્યો હોય દશે દિશા, સહસ્ર સર્પના ડંશ,
કોટી વીંછીની વેદના, જ્યાં પડયો વિશ્વમાં હંસ;
વેદના વ્યાપી, પડે માયાનો પાશ, શકે કોણ કાપી,
કાળ કર્મનો ના'વે પાર, ભટકે અદ્યાપિ:
જ્યાં લગી જીવને અદ્‌ભૂતાનંદ ના મળે હોજી. ૪

(દોહરા) કારણ બહુ વૈરાગ્યનાં, ગણતાં ના'વે પાર,
પણ તે સર્વે ગૌણ છે, પ્રધાન ગણીયાં સાર. ૧

નોટીસ એક બ્રહ્મ સૂત્રમાં, પડે કારણ માંજાર,
અંતર જાયે ઉઘડી, વૈરાગ પ્રગટે સાર. ૨

ગયાં વરસ વારિ વિષે, રહ્યાં ન નિશ્ચે હોય,
મરણ પછી કંઇ નવ બને, ચતુર વિચારી જોય. ૩

સંસ્કારી જન જેહ છે, તેને અસર થાય,
અસંસ્કારી સમજશે, તો પણ ગોથાં ખાય. ૪

÷ ÷ ÷ ÷

પૂર્વ તણા સંસ્કારથી, અનાયાસ સતસંગ,
લાગે ટોક ગુરૂગમ તણી, ચઢે ખેળ જાઇ રંગ. ૫

મિથ્યા સંસાર સમજીને, ઉદય હોય જો ભાગ્ય,
એ વિચારે વિચરે, તે ઉત્તમ વૈરાગ્ય. ૬

ધક્કા લાગે ધન તણો, દીન દશા થઇ જાય,
ખાવા પીવા પ્હેરવા, ન મળે, કષ્ટે કાય. ૭

જુવે સુખ આચાર્યનું, વિશ્વે મન મુઝાય,
વૈરાગ્ય પ્રગટે અંગમાં, રજ, મધ્યમ કે'વાય. ૮

સ્ત્રી પુત્ર કુટુંબના, ક્લેશથી આવે દુઃખ,
તે વૈરાગ્ય તમો ગુણી, કનિષ્ટમાં કયાં સુખ! ૯

રૂઠયો રાજા હોય જો, અથવા નિર્લજ કર્મ,
એ થકી હોય વૈરાગ જે, અધમ ત્રિગુણી પર્મ. ૧૦

(ચોપાઇ) જ્યાં લગી ના'વે મુહુર્ત દિન, ત્યાં લગી તલપે જળવિણ મીન,
પૂર્વ લેખ દિન આવી જાય, અતી વૈરાગ્યે છુટો થાય. ૧

(ત્રાટક) મરવાનું મનુષ્યાદિને માથે જડયું,
તે તો દેહના અંગમાં આવી અડયું;
જુવો મહારથી મોટા ગયા છે મરી,
ગયા ભરત સમસ્ત ભંડારો ભરી. ૧

જુવો રાવણે મર્ણનું કષ્ટ સહ્યું,
ગયો નંદને નાણું સમુદ્રે રહ્યું;
હિરણ્યાકશ્યપુને બળી, બાંણુ ગયો,
સહસ્ત્રાર્જુન તે પણ ચુર્ણ થયો. ૨

સદા મર્ણમાં રંકને રાવ વસે,
બચે મર્ણથી એવા તો કોઇક હશે;
બ્રહ્માનંદી તે એકજ વાર મરે,
અદ્‌ભુતાનંદ વિણ મરે (ને) અવતરે. ૩

(દોહરા) અક્કલ આપ વિચારશે, કાળ ન ચૂકે ચોટ,
મુષક મન સમજે નહિ, ગ્રહે બિલાડો કોટ, ૧

કરે વણજ વેપારીઓ, લાભ ગ્રહણને માટ,
ખોટ આવ્યેથી ખળભળે, પછી કરે ઉચાટ. ૨

ઇંદ્રવિજય છંદ

સાંખ્ય વિષે પ્રશ્નનો પ્રતિ ઉત્તર,
સંસાર સુખ નથી કાંઇ સાચું;

જાણે છે કાળ ન મૂકે કદી પણ,
અંતર અજ્ઞાનથી રહે કાચું.
વ્યવહાર સુખમાં રાચી રહે શઠ,
કાળ અચાનક કુટશે ડાચું.
પેઢી ગણીશ તો પાર ન પામીશ?
બાપ ને દાદા ગયા કેમ નાચું,
અદ્‌ભૂતાનંદ વિણ ભૂલો પડયો જીવ,
જાણી શકયો નહિ ચૈતન સાચું.

(છપ્પો) ઉપાસના કર ઇષ્ટ, સંબંધ સત સાથે સાંધી;
ભલે થતી હોય ન્યુન, તો પણ હરિ લેશે સાંધી. ૧
સતથી સંબંધ ન અન્ય, શાસ્ત્ર સર્વકો કહે છે;
મોક્ષ મારગની માંહ્ય, સત્ય સમરથ થઈ રહે છે. ૨
સત્ય યુકત ક્રિયા થશે, તેને સત્ય પ્રમાણવી;
અદ્‌ભૂતાનંદ સત્ય વિના, ક્રિયા જુઠી જાણવી. ૩

( ચાલ ચાતુરીની. )

જેમ છે તેમ થાય નહિ, તો શ્રમ મિથ્યા જાય છે,
વિપરીત ફળ તે ભોગવે, નિર્ભાગી જન ગણાય છે. ૧
કરે કરાવે જેહ જન, નિર્વંશ થઇને તે રહે;
દંભ ક્રિયા જેહ છે, તે કર્મ વિપાકજ કહે. ૨
કુંભી પાકે તે પડે, જન શાણો તે સમજી જશે;
અદ્‌ભૂત આનંદ પામવો, તો દાંભિક ક્રિયા ત્યાગશે. ૩

(છપ્પો) સત્ય સંબંધી જેહ, મોક્ષનો મારગ જાણે,
સત્ય સંબંધી તેહ, ઉલટો મત નવ તાણે. ૧
સત્ય સંબંધી જેહ, રજ્જુમાં વળ છે જેવો,
સત્ય સંબંધી જેહ, હીર ગ્રંથી હોય તેવો. ૨
જો રજ્જુ સળગાવીએ, વળ તેમાંથી નવ તજે,
અદ્‌ભૂતાનંદ ઉપજે, સાજ મોક્ષનો એ સજે. ૩

( દાણ માગે રે દાણ માગે......એ રાગ )

ભ્રાંતિ એવી રે ભઈઓ એવી,
જેનાં પુરણ પાપ તેણે સેવી રે. ભ્રાંતિ. ટેક.

ભ્રાંતિ રજ્જુનો સર્પ કરી લાવે,
તે તો આકાશમાં પુષ્પ દર્શાવે રે. ભ્રાંતિ. ૧

ભ્રાંતિ ધુમ્રના પહાડ જેવી દીસે,
દર્શી ઝાંઝવાનું નીર કોણ પીશે રે. ભ્રાંતિ. ૨

દરશો દ્રગો થકી સાચું નથી કાંઈ,
ભાસે ભ્રાંતિમાં તો કાંઈનું કાંઈ રે. ભ્રાંતિ. ૩

અદ્દભૂતાનંદ મળે ભ્રાંતિ નવ દુભે,
સત્ય શું છે તે તો જડે ઉખાડીએ રે. ભ્રાંતિ. ૪

(ચોપાઈ) પટ કરમમાં લાગ્યો રહે, નાનું મોટું કાંઈ ના લહે;
વેદ તણો પાળે આચાર, સત્યમાં રહી કરે વ્યવહાર. ૧

વેદ વિહિત કર્મો આચરે, શુદ્રાદિક ભોજન ના કરે;
બ્રહ્મ સદનમાં નિશદિન જુવે, હું મારૂં અંતરથી ખુવે. ૨

લોભરૂપ શત્રુને તજે, નિશદિન નારાયણને ભજે;
ચતુરાશ્રમ જે પોતા તણા, તેમાં તો નવ રાખે મણા. ૩

સમદષ્ટિ સત્યની પર પ્રીત, સ્વપ્ને દષ્ટે નહિ અનિત;
એ બ્રાહ્મણ અદ્દભૂતાનંદ, ટળી ગયું માયાનું દ્વંદ. ૪

( હરિગીત )

સૌ શાસ્ત્ર પોકારી કહે, વિચારમાં દિન જાય છે,
કર્તવ્ય તો કર રહી ગયું, પશ્ચાત્ રહી પસ્તાય છે;
સરોવરનું માછલું, સમજે ન જળ સુકાય છે, સૌ. ટેક;

કંઈક જન મુખથી કહે, આગળ જતાં કરશું અમો,
વિચાર મોળા જેહના, કેમ સાચવી શકશે સમો;
પશ્ચાત્ પડતાં માર્ગ ભૂલી, ભટકતા ભવમાં ભમો. સૌ. ૧

કાળ પાછળ સર્વને છે, ઘાલી મુખમાં ચાવશે,
સમજ તેની નહિ પડે, એક દિન અચાનક આવશે;
પગી પગ જોતો ફરે, તે સમે દાવ ન ફાવશે. સૌ. ૨

ક્યાં છે ભરૂસો દેહનો ! કંઈ જાય; જશે ને કંઈ ગયા !
મહાન મોટા મહારથી, તે કાળથી રંક જ થયા;
રામકૃષ્ણાદિ શરીરો, ઈશ્વરો પણ ક્યાં રહ્યા ? સૌ. ૩

આળસુ અવધી લગી, તે આગે આગે ધાય છે,
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર આદિ, કાળે ક્યાં રહેવાય છે ?
તેમાં તે અન્યનું શું ગજુ ? અદ્‌ભૂત આનંદ ગાય છે. સો. ૪

ગીતિવૃત

મોક્ષ કરી લે મુખથી, વાત કર્યામાં જનનું શું જાયે;
જેમ તેમ જન્મ ગુજારે, સત્ય વિનાની સિદ્ધિ કયમ થાયે. ૧

વ્યવહારે વળગીને, પાપ પ્રપંચો કરે તે મનગમતા;
વિષયો સુધા ગણીને, સમય વિશે તે ક્ષણું નથી શમતા. ૨

સુંઠ કાંકરી જડતાં, કહો તેથી કેમ ગાંધી કહેવાએ;
મીંઢળ બાંધી ફર્યાથી, તેથી કન્યા કયાંથી મળી જાશે. ૩

સત્ય સંબંધમાં રહેવું, સંસારીને એ તો નથી સહેલું;
શુચી સત્ય ન પળાશે, વિશ્વ નામ છે મૂળ થકી મેલું. ૪

જનનો ભવ બીગાડે, ભર ઇશિદા વિણુ કંઇ નવ થાયે;
અદ્‌ભૂતાનંદ અરથે, લેખ લખેલો વેદની વાચાએ. ૫

(દોહરા) પૂર્વ મહાત્મા સર્વકો, વદી ગયા છે વચન,
જન્મ ધર્યાનો લાભ એ, વિષયો કરે છેદન. ૧

જો કદી વિષય ચિંતવે, વારી ન રાખે ચિત્ત,
નિયમસર વરતે નહિ, દશા હોય વિપરીત. ૨

શ્વાન જુવો તો શરદમાં, દુઃખી રહે નિશદિન.
હસ્તિ અજાડી મૃગચરો, મચ્છા ભ્રમર અતીશ. ૩

નિયમ રહિત તો મનુષ્ય છે, વહે વિષય દિન રાત,
સ્વપ્ને તેને સુખ કયાં, અર્પે તેમાં જાત. ૪

એક એક એ સર્વમાં, વિષયથી હાનિ થાય,
અદ્‌ભૂતાનંદ કયાં મળે, ચંપ વિષય પર ધાય. ૫

ગીતિ.

અગ્નિ કાષ્ટ પડયેથી, સ્ત્રી પુરૂષોથી તૃપત નથી થાતી;
તેમ તે મૃત્યુ જગતથી, તૃપત નથી સમજી લે એ ભાતી. ૧

(દોહરા) કોઈ કંકુ કેશર તણું, કોઇ કરે અરચાય,
કોઇ ઉભું આડું કરે, કોઇ ચંદને અરચાય. ૨

વેદ વિષે નિર્ણય નથી, જે આવું તિલક થાય,
મત ભેદોથી જુજવાં, પંથોમાં દરશાય. ૩
તિલક કરે માળા ધરે, તોય ન રીઝે રામ,
અંતર મેલુ જ્યાં લગી, કશું ન સુધરે કામ. ૪

ઇન્દ્રવિજય.

તામસમેં વૈરાગ થયો હોય,
અંત લગી તે શરીરે નિવાસે:
ત્યાગ ન થાય એ તામસનો,
સદ્ય ત્યાં લગી રંગને રૂપ પ્રકાશે. ૧
અંત લગી વૈરાગી રહે પણ,
તામસને તે કદી નહિ છોડે;
રાજ સમા પણ એવી ગતિ,
વૈરાગ રહે પણ એ વરઘોડે. ૨
સંસાર સુખ સદા ચિંતવે પણ,
વ્યવહાર વાત વિષે ચિત્ત ઢાળે;
મરણ લગી વૈરાગ રહે પણ,
વિષયો અંતરથી નવ ટાળે. ૩
સાત્વિક વૈરાગ શુદ્ધ સદા.
કે જે અંત લગી સત્યને નહિ ત્યાગે;
માયા તણાં ઉભરાંણુ ચઢે પણ,
વિષય પાત્ર ભટોભટ ભાગે. ૪
અંત લગી એનો એજ રહે પણ,
વૈરાગ ત્રણે ના મોક્ષ કરાવે;
સત્વમાં સુખ રજોમાં પ્રવૃત્તિ,
તમો વિષે કષ્ટ એ ગુણ કહાવે. ૫
વેદનું ભાષ્ય કથે નિશદિન એ,
અંતર સાન વિના કેમ ખોલે;
પરંપરાનો આધાર છે વેદજ,
અદ્ભૂતાનંદ વિના પશુ તોલે. ૬

(ચોપાઇ) તિરસ્કાર જગ જનના સર્વ, સહન કરે મૂકીને ગર્વ;
કુટુંબ પોષણનાં જે જે કષ્ટ, સત્યમાં રહી ભોગવવાં સ્પષ્ટ. ૧
પાપ પ્રપંચને દૃષ્ટે ધરી, દગો ન દેવો સત્યને વરી;
લોભે કરી ન હરવું ધન, વિભળ ન કરવું કદીએ મન. ૨
ગુણ ગળી અવગુણી થાય, એ મોટો અન્યાય કે'વાય;
ઉપકારનો અપકાર કરાય, અદ્ભૂતાનંદ દૂર પળાય. ૩

* * * *

ભલે સ્ત્રી કે માતા હોય, વ્યભિચાર મારગમાં જોય;
તેને ત્યાગવી શાસ્ત્રે કહ્યું, નહિ તો કષ્ટ નહિ જાયે સહ્યું. ૧
વ્યભિચારણી માતા હશે, તો વરણશંકર બંધુ થશે;
સર્પરૂપ તે પ્રગટ થશે, રૂધિર માંસ સઉનું શોષશે. ૨
પય પાએલું સૌ વિસરે, સર્પ પાળેલો ડંસ જ કરે;
વર્ણશંકર તણી શી વાત, કેવળ નામનો કા'વે ભ્રાત. ૩
કુટુંબનું પોષણ નહિ કરે, અનાથ અબળાનું ધન હરે;
જ્યાં નાખે ત્યાં અવળો હસ્ત, મારૂં મારૂં કહે સમસ્ત. ૪
રાંકને રંજાડી સહુ હરે, લોકમાં શાણો થઇને ફરે,
કુળને લાંચ્છન ન ગણે જરી, અનાથને દે કંઠે છરી;
એ વિણ અધર્મનો નહિ પાર, તેવી માત તજો નિર્ધાર. ૫

(દોહરો) સ્ત્રી હોયે વ્યભિચારિણી, વર્ણ ધર્મ લોપાય;
પ્રથમ ધર્મ પોતે તજી, અન્યને બોળવા ચ્હાય.

(ચોપાઇ) વ્યભિચારિણી દારા થશે, સ્વધર્મ તે સ્વામિનો જશે,
પ્રજો થયે પરવારે પુન્ય, અધર્મમાં નવ રે'શે ન્યુન.

(દોહરો) જેની મા વ્યભિચારણી, પુત્રી તેવી થાય,
અધર્મિ સંગે કરી, બીજ અંકુર ન જાય.

(ચોપાઇ) વ્યભિચાર સમ અનર્થ નથી, યજુર્વેદ એમ કે' છે કથી
વિશ્વમાં કે'વાનું ખાસ, વર્ણશંકરનો નૈ વિશ્વાસ. ૧
જો સ્વપ્ને જોવાયું મુખ, તો જાગ્રતમેં આવે દુઃખ;
અદ્ભૂતાનંદ મળશે નહિ, કે'વાની તે સઘળી કહી. ૨

( દોહરા ) અશ્વ થકી તો પંચ કર, વૃષભ થકી કર સાત,
મહીષથી કર દ્વાદશ, *વેડાંગ વીસ વિખ્યાત. ૧
હસ્તિથી કર પંચ દશ, વ્યાઘ્ર થકી પચાસ,
સિંહ થકી સો કર વસો, દુરીજનથી દેશ તજ ખાસ. ૨
એ સર્વે તજવા તણાં, આપ્યાં છે એંધાણ,
વર્ણશંકર પરજા થકી, તજવી દુનીઆ પ્રાણ. ૩

હરિગીત છંદ.

કામ ક્રોધ ને લોભ મોહજ મદ અને અહંકાર છે,
ખટ શત્રુઓ તેને કહે, પણ અન્ય અન્ય પ્રકાર છે. ૧
મોહ રૂપે મિત્ર થઈને, વિશ્વ સઘળું વેતરે,
રહે સદા એ શરીરમાં, પણ કામ શત્રુનું કરે. ૨
જે જેમાં ઉદય થયો, તે જન તેવો થઈ રહે,
જોશો તો વિશ્વામિત્રને વળી ક્રોધ વશ સર્વે કહે. ૩
તપ વર્ષ સાઠ હજારનું, શ્રમ સર્વ તે વરથા ગયો,
લવ હતો સતસંગી પણ, તે વસિષ્ઠની આગે થયો. ૪
વળી ગયા હરિશ્ચંદ્ર દ્વારે, સત્ છોડાવા કારણે,
હરિજનને મહા કષ્ટ દીધું, પોતે પણ દુઃખ પારણે. ૫
સત્ મૂકાવી નવ શકયા, પણ સષ્ટામણમાં આવીયા,
તો પણ ધન હરિશ્ચંદ્રને, ભ્રષ્ટ સોગનથી મૂકાવીયા. ૬
ક્રોધ સમ ચંડાલ નહિ, ક્રોધની ગણ્યે સીમા નથી,
અતિ દુર્ગુણ એહમાં, અદ્‌ભૂતાનંદ કે' કથી. ૭

(મનહર) નંદ જેવા નૃપતિ, આ વિશ્વ મધ્યે આગે થયા;
જગતને લુંટી સિંધુમાં ભર્યો ભંડાર તે. ૧
કોહીનુર પાસે તેથી, સમુદ્રે મારગ દીધો;
ચોરાઇ જવાથી કષ્ટ પામ્યો છે અપાર તે. ૨
નંદ નિદ્રાવશ થયો, મણી પર હસ્તે ગયો;
હાય હાય કરતો તે ધન લેવા ધાયો છે. ૩
વિણ મણિ મહાસાગરે, મારગ ન આપ્યો જ્યારે;
કોડી કોડી કહે તો કાળ, મુખમાં સમાયો છે. ૪

*ઉંટ

તીલાણુી સાખી.

રાવણુને હતી બહુ રાણી, પણ સીતાથી પામ્યો સંતાપ;
મોહ રૂપ શત્રુ નવ જીત્યે, મરણ પડયો તે આપો આપ. ૧

નારદ સ્મૃતિ એમ વદે છે, મોહ તજે તો જનની ધન્ય;
અદ્ભુતાનંદ પ્રગટે તેમાં, મોહ રહિતથી નિર્મળ મન. ૨

ઉપજાતિ છંદ.

મદાંધ થઈને મહા કષ્ટ સેવ્યું,
હિરણ્યા કંશે કષ્ટ માગીને લીધું. ૧

હરિને સ્થળે સ્વ શરીરે પૂજવા,
પ્રહલાદ ભકતને અતિ કષ્ટ દીધું. ૨

અંતે જુવો સુખ તેમાં શું આવ્યું,
વ્યાઘ્રે હણ્યો, કાર્ય કંઈએ ન સીધ્યું. ૩

મદ સ્વારીઅ સુખી દરસ્યો ન કોઇ,
અદ્ભૂતાનંદાર્થે કંઇએ ન કીધું. ૪

અહંકાર સેવ્યો દુર્યોધનાદિ,
તજી રાજ્યને તે થયો યુદ્ધ વાદિ. ૫

કુટુંબનો નાશ બેઠો કરીને,
સુખાસને તે ન બેઠો ઠરીને. ૬

અંતે જુવો લાભ મરણે ગયો છે,
અદ્ભૂતાનંદ ખોઇ નર્કે ગયો છે. ૭

(દોહરો) ષટ શત્રુ સંસારમાં, સમજી તજવા જોગ;
સ્વપને જન સેવે નહિ, અદ્ભૂતાનંદ ભોગ. ૧

(છપ્પો) સમજ તું સાચું જીવ, કહું તે ઉરમાં ધરજે!
આ અવસર નહ મળે, સત્ય મારગ સંચરજે. ૧

સાંધા જે સંસાર છૂટવા, મહા જબરા છે,
આ અવસર આ કાળ, માન તું એજ ખરા છે. ૨

માયાના આવરણ થકી, દાસપણું કરવું પડે,
માટે સમજી જા હવે, કાળ નગારાં ગડગડે. ૩

(દોહરો) માયા મેવો મીઠડો, છોડે સંત સુજાણ;
હશે બિચારા શું કરે, માત ઉદરે પા'ણ. ૧
શુદ્ધ મારગે વાળવી, જો માયાને હોય;
ચિત્તને સ્થિર કરી રાખવું, શાસ્ત્ર વદે છે સોય. ૨

( હરિગીત છંદ. )

સાંભળ જીવ સુજાણ કહું તને, અંતઃકરણે ધારજે;
માયા પ્રબળ અપાર જગ વિષે વારંવાર વિચારજે. ૧
ફેલાઇ રહી સકળ વિશ્વવપુમાં, જળસમ તે મળી જાય છે;
રસવાળી રસવાન સૌને કરીને સર્વાંગે પ્રસરાય છે. ૨
છાયામાં સઉ વિશ્વ વસી રહે, વિણ છાયા દીસતી નથી;
તેને વશ કરવાને શુભ જનો, અહર્નિશ તે મરે મથી. ૩

સોરઠી કુંડળી.

પરથમ મન ઉતારવું, **ડોળ યંત્રથી** હેઠ,
ચિત્ત **સત્ય યુક્તે** કરી, બુદ્ધિ મધ્યે ઠેઠ;
બુદ્ધિ મધ્યે ઠેઠ, સત્યની સાથે મેળવો,
ગાંડાં ડાહ્યાં સાથ, અહોનિશ તેને હેળવો. ૧
અંતઃકરણ બુદ્ધિ વિષે, સત્ય મળે તેમાંય,
સંમેલન થઈ ઓળખે, પડે બ્રહ્મની છાંય;
પડે બ્રહ્મની છાંય, મળે લાભ સૌથી ઘણો,
મુંગો સાકર ખાય, અદ્‌ભૂતાનંદ એ ભણો. ૨

વિદ્યુત માલિનિ છંદ.

એક સમે કર્યો પ્રશ્ન માંડુકય ઋષિએ, પારાશર મુનિ પ્રતિ,
સમજાવું તુજને માયાનું પ્રબળ હું, તેની છે ગહન ગતિ. ૧
વ્યાપી છે તે વિશ્વ સકળ મધ્યમાં, તે લંબી કેટલી હશે,
સમજે તો સમજાવું તેનું પ્રબળ હું, તે સમજી સંદેહ જશે ૨
તેના ઉત્તરમાંય સત્ય સમજવું, કારણ રૂપે તે રહે,
માયા નહિ ત્યાં કયાંથી, જગત છે શાસ્ત્રો સદાએ કહે. ૩
માયા રૂપે જગત સત્ય સમજવું, સ્મૃતિતણો એ લેખ છે,
કારણ વિણ કયમ સાંધો, એ વેદોમાં વિવેક છે. ૪

કારણ કાર્યને સર્વ દશ્ય, વિષયો મધ્યે વસે,
જીવ તું વિષયો ત્યાગ કરીશ જદપિ માયા પ્રબળ ક્યાં હશે. ૫

દેશી-દીંડી

અજ્ઞાની તે અમુઝાય, ઠોકરો માયાની ખાય,
નિશદિન હાય હાય, ટળે નહિ તનથી. ૧

સાંધા જ્યાં ન છુટા પડે, માયામાં તે આવી અડે,
દ્રષ્ટિ કર્યે ઝેર ચઢે, મૂકે ન જો મનથી. ૨

સમો આવો નૈ મળે, જો સીધે મારગ પળે,
ત્રિવિધિના તાપ ટળે, ધ્યાસ કરે જ્ઞાનનો. ૩

બંધનો સૌ છૂટી જાય, માયા થકી મુકત થાય,
અદ્‌ભૂતનંદ મળી જાય, એ છે એક સાનનો. ૪

(દોહરો) દિન દિન ધ્યાસ કર્યા થકી, વ્યસનો દૂર પળાય;
વૃત્તિઓ સૌ સંકોચતાં, માયા તે વશ થાય. ૧

તત્વજ્ઞાન જેને થયું, સમજ્યો સાર અસાર:
અદ્‌ભૂતાનંદ પ્રગટ થયો, તે નિર્દોષી ધાર. ૨

સાંખ્યાચાર્યે એ કહ્યું, સમજી સાચો ભેદ;
જગમાં નિર્દોષી થવા, કરવી વાસના છેદ. ૩

(છપ્પો) સાંભળ સાચું જીવ, સત્ય તે કોને કહેવું?
જેવો મન વિચાર, તેવું વાકય ઉચરવું! ૧

**ગુણાનુવાદે** જન, સત્યાસત્ય બોલે છે,
ભાનાભાન થઈ જઈ, અંતર એવું ખોલે છે. ૨

કારજ પણ તેવાં કરે, જ્યાં ત્રણે એક તાર છે,
અદ્‌ભૂતાનંદ ત્યાં વસે, સત્યમયનો પ્રકાર છે. ૩

(મનહર) સર્વ શાસ્ત્રો અનુમતે, આધાર મળે છે એનો;
ક્રિયા જને કરવી તે, કપટ રહિત જે. ૧

અહિંસામાં ક્રિયા થાય, તેની માને ધન્યવાદ;
અવજ્ઞા ન કરે કોની, સત્યની સાહિત્ય તે. ૨

એ પ્રકારે કરે તેની, ઉત્તમ ક્રિયા છે સદા;
શુભ ક્રિયા તેને કહે, અસત્ય રહિત જે. ૩

સત્ય વિના અદ્ભૂતાનંદ, નહિ કદી મળે;
તેથી સત સાહિત્યને, સેવવું સદાય તે. ૪

(દોહરો) સમજયા વિણુની સબળતા, મિથ્યા રાખે ટેક;
અદ્ભૂતાનંદ ન્યાયમાં, ગુન્હો ન ગુજરે એક.

( મોતીદામ છંદ )

સ્વધર્મને જન ત્યાગી, સુખ કદીએ ન થાયે;
સમજ વિના જન તે, માત્ર મુરખા ગણાયે. ૧
કુમારગ વળીને ચિંતવ્યું, સ્થળ ન પામે;
સ્વધર્મ વિણ મનુષ્યો, કહોને કયાંથી વિરામે. ૨
શાબાશ છે જડને, ઇન્દ્રિયો સૌ સુધર્મે;
નિશદિન વળગી રહે, પોતપોતાને કર્મે. ૩
કોટિ કલ્પ ગયે, તે ન સ્વધર્મ ત્યાગે;
મનુષ્ય સ્વધર્મ ત્યાગે, અદ્ભૂતાનંદ ભાગે. ૪

(દોહરો) બૃહદારણ્યકમાં એ કહ્યું, કર્યું કર્તવ્ય જેહ;
પરધર્મે વળગી કરે, ભયનું સ્થાનક તેહ. ૧
અશુભ આચરણ એજ છે, સમજે ભવનો પાર;
સાર ચિંતામણી એ કહે નહિતર ખાશો માર. ૨

* * * *

શાસ્ત્રો શા માટે કર્યાં: સર્વ સમજવા રીત;
સમજીને પગલું ભરે, તેને શું વિપરિત. ૧
ન્યાય વિષે પણ એ લખે, ગુન્હો થએલો જેહ;
ભોગ કરેથી છુટશે, કરે ભોગવે તેહ. ૨
કરે ભોજન ઉદર ભરે, અન્યને લાભ ન થાય;
ઉલટું પગલું નહિ ભરે, વળી ત્રિભોવન રાય. ૩
સત્ય શિખર પર હરિ વસે, અસત્યમાં વરતે કેમ;
છુટે છુટો કરગરે, કોઇ દિન થાય ન એમ. ૪

હરિગીત છંદ. [પ્રશ્ન]

મુરખજન મુખથી કહે, કરવાનું તે કરીએ અમો;
રમવા કે જમવા તણાં તો, સ્થાનકો હરશો તમો. ૧

વળી ભોગ જે સંસારના, દિલ ચહાય છે તેમ થાય છે;
કરવાનું જે આ વિશ્વમાં, તે તો સકળ બની જાય છે. ૨

જન્મ ધર્યાનો લાભ જે જે, કાર્ય કારણમાં રહે;
એથી અમો નથી વેગળા, એમ કંઈક જન મુખથી વદે. ૩

હરિગીત છંદ [ઉત્તર]

જે સુખ છે સંસારનું, આખર નથી એ કામનું;
સંતોષકારક એ નથી, પરમારથમેં વિશ્રામનું. ૧

પરમારથ માર્ગની સંપતિ, તે લેશ દર્શાતી નથી;
એ ભોગમાં અતિ રોગ છે, ષટ શાસ્ત્ર તે કે છેકથી. ૨

ભણ્યા તો પણ મોક્ષ કયાં રહે, અજાણ્યાએ મર્મથી;
**તુર્યા વસ્થા** નવ ઓળખે, પાછા પડે એ સ્વર્ગથી. ૩

કાર્ય કાંઇ નવ સુધરે, જાય કેવળ જે ઉદર ભરી;
તૈતિર ઉપનિષદ્ વિષે, વાણુ તે એવી ઉચરી. ૪

( સોરઠી કુંડળી. )

રાખ વિષે રોળાઈ ગયો, ખોયો મણિ અમુલ્ય;
જન્મ અકારથ વહી જશે, જે જન ખાશે ભૂલ્ય. ૧

જે જન ખાશે ભૂલ, અવસર રૂડો નહિ મળે;
સમજે વિરલો સિંહ, અદ્ભુતાનંદમાં ભળે. ૨

(સોરઠો) મળે હજારે એક એવા નર જો શોધીયે;
ધન્ય જેનો વિવેક, સત્યમાં જે સંતાઇ રહ્યા. ૧

× × × ×

જુઓ જગતની માંય, શ્રાપ થયા છે જેહને;
ભોગ કર્યા સૌ તેહ, કોઈએ ન દીધો છેહને. ૧

વિભુ કદી રાજી હોય, ગુન્હા કદિ નહિ નજરે;
એથી સમર્થ કોણ, અન્ય પાપ કરેલાં પરહરે. ૨

( સોરઠી કુંડળી )

કોઇ કહે સમજ્યા વિના, અનાયાસના દોષ;
નહિ ઉપાયે થઈ ગયા, પછી કરે અફસોસ. ૧

પછી કરે અફસોસ, વિધિ કરે તે જાય છે;
ધર્મ શાસ્ત્રની મધ્ય, તેનો નીવેડો થાય છે. ૨

(દોહરો) અહંપદ પર સ્વારી કરી, કરે ઇરાદે દોષ;
ઇશ્વર રાજી રહે નહિ, ઘણા શાસ્ત્રોનો ઘોષ. ૧
રામાયણમાં લેખ છે, લક્ષ્મણ મુર્છાવંત;
દ્રોણાચળ લેવા ગયા, પવનપુત્ર હનુમંત. ૨
અહંકૃત મન ઉદય થયું, ઉપન્યો એક વિચાર;
મુજ સરખો નવ હોત તો, કોણ સહત આભાર. ૩
અમરવલ્લી ક્યાં હતી, ક્યાં લક્ષ્મણ શરીર;
એ અહંકાર અંતર થયે, ખીજ્યા લક્ષ્મણ* વીર ! ૪
ભરતે જોઇ વિચારીયું, કોઈ રાવણનો યોધ;
રામની સેના ઉપરે, નાખે કરીને ક્રોધ.
બાણ વછુટયું આપથી, પડીયો ભોમિ મધ્ય;
ગુન્હો સહન હરિ કેમ કરે. સત્યની બાંધી હદ. ૬
સમજીને શમવું ઘટે, એજ મુખ્ય તો ધર્મ;
અહંપદથી કરવાં નહિ, શાસ્ત્ર વિરોધી કર્મ. ૭

(સોરઠો) ગુના કીયા ગુજરત નહિ, દેખ લીયે સબે કિતાબમાં;
સબસેં સબલતાઇ, રામ કૃષ્ણ જેસે હુવે. ૧
કહુવે નમનમાં લેત, આપકી ભોગ કીયા સબી;
કીસીકું દોષ ન દેત, શાસ્ત્ર સાર સબ સમજ કે, ૨

(ત્રોટક) પર સ્વાધિનતામાં રહેવું સદા,
જેનો નિરણેમાં નિર્ણય રે છે સદા. ૧
જે અધિષ્ટાનું વાકય આશ્રિત અહે;
અંતરને વિષે સ્વધર્મ લહે. ૨
એવા નિશ્ચયથી પગલું ભરવું;
નિત્ય સત્યનું સેવન આચરવું, ૩
એવા વર્તનથી સુખ આવે ઘણું;
ઘણા શાસ્ત્રોના ઘોષથી સત્ય ભણું. ૪

( સોરઠી કુંડળી. )

અધિકારી જે મોક્ષનો, રાખે સત્ય વિચાર;
અદ્વૈત વિણ તે ને મળે વેદ રહસ્ય ઉચ્ચાર.

* રામચંદ્ર હનુમંતનો અહંભાવ દૂર કરવા સ્વલઘુ ભ્રાતા ભરતને પ્રેરણા કરી.

વેદ રહસ્યે ઉચ્ચાર, જ્ઞાન વિણ હરિ પ્રસન્ન નહિ;
પ્રભુ પ્રસન્ન વિણુ જાણુ, અદ્‌ભૂતાનંદ છે કહીં. १
સંસારી સુખ કારણે, કરે તે દેવ યજન,
તે ઇચ્છા પુરણ કરે, ભૃગુતણું વચન.
ભૃગુતણું વચન તે થકી મોક્ષ મળતો નથી;
મનની ભ્રાંતિ છોડ અદ્‌ભૂતાનંદ એ થકી. २

[ દોહરો ] જ્ઞાન સાધન છે મોક્ષનું, સાધન અન્ય ન એક,
એથી મોક્ષ છે હાથમાં, વરથા બીજા અનેક. १

[સવૈયા] જગતની મધ્યે કષ્ટ ઘણાં છે, ગણશો તો પણ ના'વે છેક,
શાસ્ત્ર સર્વના અનુમતેથી, પ્રધાનમાં જડી આવ્યું એક;
કુળ દૂષિત સ્રીથી પ્રગટે, તેનું કષ્ટ છે અપરંપાર,
તે માટે પરથમ સમજીને, દૂરથી કરજો નમસ્કાર. १
પિતા વીર્ય વિણ પ્રગટ થાય, તેને જાણો વર્ણશંકર બાળ,
હોય કદાચિત ઉત્તમ કુળમાં, તો પણ તે છે કુળનો કાળ;
જેમ ઘડામાં વિષ ભરીને, ઉપર અમૃત હોય લગાર,
તે માટે પરથમ સમજીને, દૂરથી કરજો નમસ્કાર. २
પાલન પોષણ કર્યું હશે, તો પણ તે જનને દેશે દુઃખ,
મારૂં મારૂં સર્વસ્વ મારૂં, કરી હરશે કુટુંબનું સુખ;
અધર્મનું ધન પ્રાપ્ત કરીને, ભરશે પાપ તણા ભંડાર.
તે માટે પરથમ સમજીને, દૂરથી કરજો નમસ્કાર. ३
લોભ રૂપ મહાસાગરમાં, ગળકાં ખાતો રે'શે નિશદિન,
શરદ શ્વાન સમ કામે ગાભરો, પરસ્રી સુ જ્યમ જળ ને મીન;
માત તાતને અન્ન વસ્રો નહિ, બંધુ વર્ગને કરે ખુવાર,
તે માટે પરથમ સમજીને, દૂરથી કરજો નમસ્કાર. ४
મુખે ન્યાયને ચાલશે ઉલટો વિશ્વાસી પર કરશે ઘાત,
ગર્જ હશે ત્યાં લગીએ તેનો, ગર્જ મટેથી મારશે લાત;
વ્યસન સર્વમાં શુરોપુરો, સત્ય બોલતાં લાગે ભાર,
અદ્‌ભૂતાનંદ એથી વેગળો, દૂરથી કરજો નમસ્કાર. ५

(સાખી) કર્મ લેખ કબી નહિ મીટે. કરનહી કોટી ઉપાય,
બધ ઘટ કછુ હોતી નથી, કલ્પ સૂત્ર કે ન્યાય. ૧

(ચોપાઇ) કરમકી રેખા બડ ભારી, ગતિ ઇન કર્મનકી ન્યારી,
કરે સોઇ પાવેગા સબહી, નાંહી છુટન હારા કબહી. ૧
બિચારી કે પાપ પુન્ય કરના, બિધિ ઓર નિષેધસે ડરના,
મોક્ષકા મારગ હે ન્યારા, પાપ અરૂ પુન્ય સરપ ભારા. ૨
પુન્યકે ભોગ જનમ લેના, દેવનકી પંકિત મેં રહેના,
પુન્યકા ક્ષય હોવે જબહી, મનુષ્યકા જન્મ હોત તબહી. ૩
પાપકા ભોગ બડા જંગી, ઇસનપે સુખનકી તંગી,
અદ્‌ભૂતાનંદ ન્યાય ઐસા, દેખ લ્યો બેદ બચન કૈસા. ૪

(સાખી) દેખો રામ અરૂ કૃષ્ણનું. સુખ દુઃખકા સંજોગ:
ઇશ્વર હો કર પ્રગટ હય. તો ભી કરત કમંકા ભોગ. ૧

(ચોપાઇ) મીટે નહિં કર્મનકી રેખા, લેખ રામાયનમેં દેખ્યા,
રાજ્ય સબ ત્યાગ કીયે અપને. લગેજા મહાબનમેં તપને. ૧
કષ્ટકા બોજ બહુત સહના, દેહકું બહુત દિન દહના,
કરમગતિ કૈસી હય ન્યારી, દેખ લ્યો અંતર બિચારી. ૨
સતિનકું રાવણુને હેરી, કર્મસે ઇન બુદ્ધિ ઘેરી,
મરગકી ચોલીપે દ્રષ્ટિ, ઇનસે બહુત આઇ કષ્ટી. ૩
પરબસ કષ્ટ સહ્યાં ભારી, સંત લ્યો અંતર બિચારી,
અદ્‌ભૂતાનંદ રત્ન ખાની સમ. રહો સુખકી એધાની. ૪

(સાખી) પ્રતાપ ભાનુ રાજબલ. પુરબકા હય બૈર,
રાવન હોઇકે પ્રગટ ભયે, જાયે આય લંકકે ઠૈર. ૧

(ચોપાઇ) કૈકેયી કે બંધુ બડ ભારી, હરન કીયે જનક દુલારી,
રોષકર રાવનકું મારા, પૂર્વકે બૈરસે સંહારા. ૧
જીસીકા મરન રીતે જૈસે, કરણી કર શકતા હૈ તૈસી,
બાલીકુ બીન ગુન્હે મારા, છુડાયા બાનર જન્મારા. ૨
કૃષ્ણુકા પ્રગટયના જબહી, બાલી વ્યાધ ભયા તબહી,
બૈર દે, કરકે આનંદ પાયા, છુટત નાંહી હોવે રંક રાયે. ૩

કરમકી રેખા બડગાઢી, ઐસે કુન કર શકતા કાઢી,
પ્રારબ્ધ કી ગ્રંથી દેહા, ભોગબિન નાંહી હોતી એહા. ૪

(સાખી) નૈષધનાથ જેસે સુધર્મિ, અસત ન જીનકે પાસ,
જીસીકે મન અધર્મકી, કબીએ ન આવત બાસ. ૧

(ધોંસા) લેખકી બાતહી કયા કરની, લીખો તો બડાપતી ધરની,
સત્યકા સંબંધ કર શકતા, ઈસીકુ અપના કર રખતા. ૧
દમયંતી બડી સતી જાનો, લીખ્યા હય બ્યાસે પરમાનો.
કરમગતિ આય ખડી જબ હી દુતકી ઈચ્છા ભઈ તબહી. ૨
દ્યુતમેં હાર ભઈ જાની, કરમ ગતિ જાતી ને બખાની,
બાર બરસ બનમેં રહેના, એસી શિર કષ્ટનકા સહેના. ૩
કલિકા દોષ વિઘન ભારી, બસ્ત્ર બીન ભટકત નરનારી,
ભોગ સબી કર્મનકી રતીયાં, પૂર્વકા કર્મનકી બતીયાં. ૪

(સાખી) દેખો પાંડવ ધર્મ રાજકી, કૈસી દ્રઢતા પેખ,
કર્મ કરે કોઉ નાહિ, કરે અબ બ્યાસ બચનકે લેખ. ૧

(ધોંસા) બડા સુધર્મિ સુદ્ધ મનકા, તમાસા દેખો ઈસ તનકા,
જન્મસે કષ્ટ બહુત પાયા, શિરપે કૃષ્ણનકી છાયા. ૨
તો ભી કોઉ ન શકયા કહાઢી, ગતિ હય કર્મનકી ગાઢી,
બન બન ભટકત એહી રીતે, દઢ કછુ અંતર નાહિ ધરતે. ૩
કષ્ટકે બોજ બહુત સહેતે, બંદ હો છુપાય કર રહેતે,
ઔર જૈસે હોકર રહેતે, નગર બૈરાટ જીસે કહેતે. ૪
સુખ અરૂ દુ:ખકા હોઈ ભોગી, જૈસે સહન કરત જોગી,
ત્રયોદશ બર્ષ તક દુ:ખી, પ્રારબ્ધ ભોગ રહ્યે સુખી. ૪

(સાખી) અનેક જનને પૂછતાં, અનેક રસ્તે કહે;
પણ તે અર્થે પેટને જ્યમ ત્યમ ઉત્તર દે.

(ચોપાઈ) વૈદ કે'શે વ્યાપ્યો છે રોગ, જોશી કે'શે ગ્રહ સંજોગ;
ભૂવા કે'શે વળગ્યું ભૂત, બહુ જબરૂં છે જાત કપુત. ૧
જતિ કે'શે કરી ઞાઝું જોર, કહે લોકને મૂકો શોર;
બ્રહ્મ રાક્ષસ કે વળગ્યો જંદ, પણ એ સૌ ઉદરના ફંદ. ૨

સમજે તો સઘળા છે ઠેમ, કર્મ લેખ તે મટશે કેમ;
અદ્ભૂતાનંદ એમાં નથી, પૂર્વ મિમાંસા કહે છે કથી. ૩

(સાખી) સમજ્યાથી સંશય ટળે, પ્રગટે જ્ઞાન અથાગ,
જન્મ ધર્યાનો લાભ જે, સમજ્યો કર્મ વિપાક.

ચોપાઈ.

કર્મ વિપાક સાંભળજો સહુ, સમજો તો સમજાવી કહું;
પરસ્ત્રી પર ચિત્ત જે જન ધરે, રાસભ થઇને તે અવતરે. ૨

અત્યંત વહાલા જેને ભોગ, તેહનું ફળ ભોગવશે રોગ;
કુળની કન્યા સાથે સાર, દુષ્ટ સંગ કરશે નિર્ધાર. ૨

તે પાપી ઉદ્ભવે અવતરે, ક્ષય રોગ તે અંગે ધરે;
બાળવધ કરનારો જેહ, દુષ્ટ રોગ ભોગવશે તેહ. ૩

સ્ત્રીનો વધ જે જન કરનાર, બુદ્ધિહિન ઉદ્ભવ કરનાર;
માતા સાથે કરે ગમન, ઉદ્ભવે અંગે જીવો તદન. ૪

બ્રાહ્મણની કરનારો ઘાત, ગળત કોઢ હોયે સાક્ષાત;
અદ્ભુતાનંદ વરવો હોય, તો એવા દોષ ન કરશો કોય. ૫

જમતાં વહેરો વંચો કરે, નળબંધ વાયુ તે ઉદર ધરે;
અન્ન સાથે દેનારો ઝેર, પશ્ચાઘાત શરીરે ઠેર. ૬

પરની નિંદા જે જન કરે, રક્ત પીત તેને શીર ધરે;
પરધનના હરનારા જેહ, કંડુક રોગ ભોગવશે તેહ. ૭

પરદારાનું હરણ કરનાર, વિસ્ફોટિક રોગે વરનાર;
પરજીવની હિંસા જે કરે, વારંવાર મરે અવતરે. ૮

પાક થયેલું ચોરે અન્ન, સંધિ વાયુથી અટકે તંન;
ચોરે તેલ કે જો કોઇ હીમ, તે ન અન્ન પચવાનું નીમ. ૯

વીણ અપરાધે જે દે ગાળ, તે જન અહોનિશ સેવે ખાળ;
એવા દોષ જે જન ને કરે, તો અદ્ભૂતાનંદ સુખે વરે. ૧૦

સંતની સાથે રાખે વેર, ઉર્ધ્વ વાયુનું પ્રગટે ઝેર;
ચોરે ગોળ કે લાખ, કપાસ, તેને હોય કઠોદર ખાસ. ૧૧

ગરીબને રંજાડે જેહ, નિશા—અંધ જન હોયે તેહ;
ગઢ દાહ કરે જે ધણી, કષ્ટી હોય જળોદર તણી. ૧૨

પર શિરનું છેદન કરનાર, પોતાને પણ તેનો ભાર;
પર વૃત્તિ છેદન કરનાર, અટકડી રોગ વરનાર. ૧૩
પર વસ્તુને લીયેચોરી , પરભવ વીખ ઘોળીને પીયે;
વેશ્યા સાથે કરે ગમન, ઉદ્‌ભવ હોયે રોગ વમન. ૧૪
ભંગ કરાવે જે ઉપવાસ, તે પ્રગટે વેશ્યાનો દાસ;
એવા કર્મથી અળગો રહે, અદ્‌ભૂતાનંદનું સુખ ગ્રહે. ૧૫

÷ ÷ ÷ ÷

પરવૃત્તિમાં જે પગ ધરે, રૂધિર માંસનું પાનજ કરે;
રજસ્વલાનું રાંધ્યું જમે, નિશા અંધ થઈને તે ભમે. ૧
જે જન ખાય દેવાલય લાંચ, ઉદ્‌ભવ હોય અગ્નિની આંચ;
જ્ઞાતિનો જે ભંગજ કરે, તે નર્ક વિષે કીડો અવતરે. ૨
રજસ્વલા સાથે સંભોગ, રકત પીતનો પ્રગટે રોગ;
જુઠી સાહેદી પુરે જેહ, કંટક થઈને અવતરે તેહ. ૩
ઉંચ કુળ ને નીચાં કર્મ, છોડી દે પોતાનો ધર્મ;
વક્ર અંગમાં પ્રગટે તેહ, દુર્ગંધીવાળો હોય દેહ. ૪
નિશા વિષે બાળે પુર ગામ, *ચંદ્રાદિક રહેવા નહિ ઠામ;
એવા દોષ અંતરથી ટળે, અદ્‌ભૂતાનંદ સહેજે મળે. ૫

+ + + +

લુંટફાટનું કર્મ જે કરે, ઉદ્‌ભવે, વસ્ત્ર વિહોણો ફરે;
ધર્માચાર્ય નામ જ્યાં ઠરે, શિષ્ય અતીશે પોતે કરે, ૧
મોક્ષ અપાવી શકે નહિ કદા, શ્વાન રૂપ ભોગવશે સદા;
કીટ રૂપે એ શિષ્યો થશે, રૂધિર માંસ ગુરૂનું ભક્ષસે. ૨
બંનેમાં કોઈ મોક્ષે ન જાય, ગુરૂ થઈ જે પરનું ખાય;
કપટ કરીને જે છેતરે, વસ્ત્ર વિહોણો સ્નાનજ કરે. ૩
નગ્ન જે પરનારીને જુવે, ગુલ્મ ગાંઠે ન સુખે સુવે;
સ્વામિ પર પ્રીતિ નહિ નાર, પર પુરૂષ શું રાખે પ્યાર. ૪
વ્યભિચાર જે નારી કરે, તો શુકરી થઈને તે અવતરે;
એવા અધર્મની ન પડે છાંય, તો અદ્‌ભૂતાનંદ અંતરમાંય. ૫

÷ + ÷ +

*સૂર્ય ચંદ્ર તપે ત્યાં સુધી

ચોરીમાં નિશદિન છે ચિત્ત, રાંજી વાયુ હોય ખચીત;
ગોત્ર કન્યાનું લગ્ન જે કરે, શુકરો થઇને તે અવતરે. ૧
ધર્મ લોપ કરાવે જેહ, શીખા રોગ સણકાનો તેહ;
પરસ્ત્રીમાં પ્રીતિ ધરે. પાકે કાન ને કીડા ખરે. ૨
વિષ ખવરાવે પરને કદા, ગંડમાળની હોય આપદા;
જો કોઇ શોષે પરનું શરીર, તેને પ્રગટે હાડ ગંભિર. ૩
પર જીવની પર દ્રોહ જે કરે, જાનું રોગ તે અંગે વરે;
કુડ કપટ પંચાતે ભળે, તે વારંવાર ગરભમેં ગળે. ૪
સ્થાપનનું ઉથાપન કરે, તો વાત પીતને રોગે વરે;
અદ્‌ભૂતાનંદ પ્રગટને માટ, કદી ન ચઢશો અધરમ ઘાટ. ૫

* * * *

ઉપર પ્રીતિ અંતર ઝેર, અન્યની ઉપર રાખે વેર;
તે પાપી પરભવમેં સાર, નીચ યોનીમેં લે અવતાર. ૧
રડી પંચમાં પક્ષ જે કરે, વાનર થઇને તે અવતરે;
ગૌ વિક્રય પંચાત્યો કરે, સર્પ થઇ રસળતો ફરે. ૨
કન્યા વિક્રયનું ધન ખાય, દાહનો રોગ હોય તેની કાય;
લીલાં વૃક્ષ છેદે કો ધણી, આપત્તિ શિર પર આવે ઘણી. ૩
દવ સળગાવે રાન મોઝાર, તેનો હોય *કબંધ અવતાર;
પરની ચાડી જે જન ખાય. આંખે વાકદવાળું થાય, ૪
નિત્ય ચિત્ત ચિંતવે પર સુંદરી, તેને રોગ હોયે ઉંદરી;
જો અદ્‌ભૂતાનંદની આશ, તો તો અવકૃત્ય છોડો ખાસ. ૫

* * * *

જે છેદે પશુઓનાં પુચ્છ, તેને મોંઢે ન હોયે મુચ્છ;
જીવતાં સુતે બાળે તન, સડી જાય છે તેનું તન. ૧
જાણે કે આ સાચું છે, જુઠું બીજા આગળ કે';
તે પાપી પરવારે પુણ્ય, બુદ્ધિ તેની હોયે ન્યુન. ૨
રાજાને હણનારો જેહ, પારધી થઇને પ્રગટે તેહ;
સંત તણી જે નિંદા કરે. શ્વાન યોનીમાં જન્મજ ધરે. ૩

---

* ગીધ.

મળમુત્ર કુંડે કરનાર, +કુકટ થઇ ×ઉર્વિ ફરનાર.
મલિન મંત્ર જપે જન કદા, ભૂત પ્રેતમાં ભમવું સદા. ૪
માતપિતાને જે દે ગાળ, પોતે અવતરે થઇને વ્યાલ,
અદ્ભુતાનંદ મળવા કાજ, એવા અવગુણ કરવા ત્યાજ. ૫

\+ + + +

સ્વધર્મને ત્યાગી જન ફરે, નરક વિષે પગ પહેલો ધરે;
વેદ શાસ્ત્રની નિંદા કરે, બગલો થઇને તે અવતરે. ૧
અણુસમજે કોઇને દે ઝેર, તો પણ તે નહિ છૂટે વેર;
અજાણમાં કંઈ પ્રાયશ્ચિત થશે, તો પણ તેનો પડછો હશે. ૨
માટે સમજી પાપ ન કરો, વિચારી વહાલા પદ ધરો;
નથી સહેલ આ મારગ ભ્રાત, નથી સહેલ કરવાની વાત. ૩
સત્ય વિનાનું જે જે થશે, તે તો લુંણ આટામાં જશે;
ભ્રમથી લોકો ભમે છે ઘણા. નજરે જોયામાં નહિ મણા. ૪
સંશય મનના શરવે તજો, ટાળી વહેમને ભાગ્યજ ભજો;
અદ્ભૂતાનંદ એથી થશે, કષ્ટ સમુળાં વિલસી જશે. ૫

\+ + + +

જગમાં સમજી લ્યો સૌ કોય, કર્મફળોથી સુખદુઃખ હોય;
કુમારી કન્યાસુ રમે, પશુ થઈ વગડામાં ભમે. ૧
પરનાં *દગ ફોડે જન જેહ, અનંગ અંધ થઇ પ્રગટે તેહ;
પરજીવની હિંસા કરનાર, ઉદ્ભવ તે બુડી મરનાર. ૨
વિશ્વાસઘાત કરે જે ધણી, બુદ્ધિ અલ્પ હોયે તે તણી;
કુડ કપટ જેને મન હશે, પીત પીયો તે ઉદર થશે. ૩
પરદુઃખ દરશી રાજી રહે, કરમી કેરૂં કષ્ટજ સહે;
અભક્ષા ભક્ષ કરે જે જન, દાહ રોગ પ્રગટે તે તંન. ૪
ગર્ભપાત કરાવે જેહ, પત્ય રોગે રોકાશે તેહ;
અદ્ભૂતાનંદ મળવા માટ, કદિ ન ચઢવું એવે ઘાટ. ૫

* * * *

બાળવધ કરનારો સાર, હશે કંઠોદરનો વિકાર;
નાયક નગર તણો હણનાર, રોગ હડપચીનો વરનાર. ૧

+મરઘડો. ×પૃથ્વી. * આંખો.

પરધનનો હરનારો હશે, વાયુ ગોળે તન રોકશે;
નવાંણુનું ધન જે વાવરે, સંધિના દુઃખને તે વરે. ૨
સરોવરની જે તોડે પાળ, તેને કોડ હશેજ કપાળ;
શસ્ત્ર વડે પરઘાતજ કરે, ઠુંઠો થઇને જગમાં ફરે. ૩
પરના ચરણનો વધ કરનાર, હોય પાંગળો તે નિરધાર;
પર ભોમિનો હરતા હશે, પરભવમાં તે ખુંધો થશે. ૪
વિદ્યાનો અહંકારી જેહ, થાય તોતળો નહિ સંદેહ;
અદ્ભૂતાનંદ ઇચ્છો કોઈ, કહ્યાં કરમ સેવો નહિ કોઈ. ૫

\+ + + +

દેવતણું અપમાન જે કરે, રોગ ભગંદરને તે વરે;
જે કોઇ પરને દે છે છેહ, રોગ કિડિયારનો દેહ. ૧
કરે ભજનમાં જે કોઇ ભંગ, શુળ નીસરે તેને અંગ;
સંત જનોની નિંદા કરે, વાંસા પાકું તેને વરે. ૨
સદાચરણ જ્યાં સારાં નથી, વૃશ્ચિક ડંસ કરે સર્વથી;
ભાગે પરના ગૃહસ્થા ધર્મ, શાસ્ત્ર વિરોધી કીધાં કર્મ. ૩
પરનિંદામાં પગલાં ભરે, ધાતુનાશ તેને શિર ઠરે;
પરદારાનું હરણ જે કરે, મુત્ર કચ્છને રોગે મરે. ૪
સરસ્વતીને ચોરે કોય, રોગ નિસાસાનો ત્યાં હોય;
કલ્પ સૂત્રને વચને પળે, અદ્ભૂતાનંદ સહેજે મળે. ૫

\+ + + +

ભંગ યજ્ઞનો જે જન કરે, રોગ હડકવાનો શીર ધરે;
પર વિવાહમાં ઉપગ ધરે, ઉદ્ભવ કુબડો થઈ અવતરે. ૧
ગૌ બ્રાહ્મણને જે દે ગાળ, પડે જીવ થઇ કોઇક ખાળ;
ગુરૂને ગાળ આપે જે ધણી, ઉદ્ભવે રાજા નાંખે છણી. ૨
શુભ કર્મમાં ઉલટો ફરે, ઉભો રહી લઘુશંકા કરે;
સુર્યની સન્મુખ દાતણ કરે, મુષક રૂપે તે અવતરે. ૩
દીર્ઘ શંકા કરે સૂર્ય સન્મુખ, માંજરો થઈ ભોગવશે દુઃખ;
નગ્ન ન્હાય ઉભો મુતરે, એક જીવ હિંસા શિર ધરે. ૪
વિજોગ કરાવે કોઇને કદા, કાસ શ્વાસની હોય આપદા;
જો સમજી મૂકે એ દ્વંદ, તો પામે અદ્ભૂતાનંદ. ૫

* * * *

હોય સૂર્ય, જન ભોગ જે કરે. તેનો ગર્ભ જો નારી ધરે,
પ્રજા ભયંકર પ્રગટે સાર, આખર કુળને દુઃખ દેનાર. ૧
જળથી જળચરનો વિછોડ, કરે નિત્ય પરાયો દ્રોહ,
પરની વસ્તુ કપટે હરે, વાયસ થઇને તે અવતરે. ૨
મન મેલાથી દે વિશ્વાસ, પરભવ હોયે વિત્તનો નાશ,
વિણુ અપરાધે પરને દે દુખ, હોય ભયંકર તેનું મુખ. ૩
ધર્મસ્થાનનું ધન જે ખાય, સારણુ રોગે તે રોકાય,
પર થાપણુ જે ઓળવનાર, નોળ થઈ તે અવતરનાર. ૪
ધર્મ થકી પગ પાછો ધરે, કચ્છપ થઈને તે અવતરે,
કહ્યા વિવેકથી ઉલટો પળે, અદ્ભૂતાનંદ કયાંથી મળે. ૫

÷ ÷ ÷ ÷

જે નારી નિત્ય પતિને દમે, થઇ ગરોળી ભીંતે ભમે;
પરપુરૂષસુ કરે વ્યભિચાર, ઉદ્ભવે વંઝાનો અવતાર. ૧
દાન દેઇ અહંકાર જે કરે, દાન તણું ફળ સહેજે હરે;
જીવ જંતુનું સ્થાનક હોય, ઉષ્ણુ જળ નાખે જે કોય. ૨
પરજીવની દાહ જે કરે, ઉલુક યોનિમાં અવતરે;
ગર્ભપાત કરનારૂં જેહ, વંઝા થઇને અવતરે તેહ. ૩
પર જીવોનું બંધન કરે, પાલનમાં પગ પાછો ધરે;
ભર્યે ભાર ઉપર દે માર, બંદીખાને પગ ધરનાર. ૪
શ્રીફળનું જળપાન જે કરે, દીપકનું ઘૃત પ્રાશન કરે;
બુદ્ધિહિન પરગટશે સહી, અદ્ભૂતોનંદ મળશે નહિ. ૫

+ + + +

કીડીયારાનો કણુ જે ખાય, બુદ્ધિહિન જન નિશ્ચે થાય;
શિખા જળ ટપકેલું જેહ, સંધ્યાનું સુંઘેલું તેહ. ૧
કદાચિત પ્રાશનમાં જાય, જડમતિનો પરગટ થાય;
પરધન તે પત્થર જાણજો, માયામાં સમજી માણજો. ૨
પૂર્વ પાપ જે જેનાં હશે, તે તો આવી આગળ થશે;
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર મથે, પાછાં ન હઠે વેદો કથે. ૩
અવતારાદિ જન જેટલા, કરે ભોગવે છે તેટલા;
મનુષ્ય કલ્પના મિથ્થા જશે, વેદ વચન તે આગેજ થશે. ૪

જે જન સમજી ભરશે પાય, અદ્દભૂતાનંદ પ્રગટ થાય;
પછી ગમે તેવું આચરો, સર્વને કર્મ તણો આશરો. ૫

* * * *

માયાની આ છે અવળાઈ, સમજે તેને છે સવળાઈ;
અણુ સમજણુથી છે અદ્દભત, કર્મમાં સમજે નહિ કપૂત. ૧
પૂર્વ કર્મ કદીએ નવ મટે, કોટિ કલ્પે ન વધે ઘટે:
જે જેનાં જે કરેલાં કર્મ, આવી મળશે ન રાખે શર્મ. ૨
દિવસ એકની કર્મની ગતિ, આઘી પાછી થાય ન રતિ;
કર્મ ભોગ જ્યાં પુરણુ થશે, આ કાયા વિખેરાઈ જશે. ૩
બ્રહ્મ કલ્પનો એ છે સાર, સર્વને કર્મ તણો આધાર;
વિધિ નિષેધો વેદે કહ્યા, સમજ્યા તે જન મોક્ષે ગયા. ૪
અણુસમજના જન જેટલા, જન્મ મરણુ સેવે તેટલા;
શાણા સમજી ભરને પાય, અદ્દભૂતાનંદ પરગટ થાય. ૫

× × × ×

પ્રાપ્તિ પૂર્વ તણી જો હોય, તો આવી તે મળશે સોય;
લક્ષ્મી માટે વલખાં કરે, વિચારના ભંડારો ભરે. ૧
વિના ભાગ્ય એ ક્યાંથી મળે, પાસે જાય તો પાછી પળે;
ખાવું પીવું સુખને દુઃખ, કર્મે કરી રહેશે પ્રમુખ. ૨
વિના સમજનું એ નહિ જડે, અણુસમજુ નિશદિન આથડે;
કાસીદુ કરતાં નવ હઠે, સાચું કહેતાં અંતર ભઠે. ૩
સમય વિનાનો તે શું કરે, *વરદા મિથ્યા જગમાં હરે;
વિના સમય કારજ કયમ થશે, વિચાર વાયે ઉડી જશે. ૪
ઋતુ વિનાનું ફળ કયમ મળે? વૃથા જીવ જઈ ક્યાંયે કળે;
કદાચિત જો કાળ સમજાય, અદ્દભૂતાનંદ પરગટ થાય. ૫

\+ \+ \+ \+

પૂર્વ લેખમાં જે કંઇ હશે, તે આવી તુજ આગળ થશે;
રાખ ભરૂસો ભાગ્યજ તણો, નથી કારગજ કંઈ આપણો. ૧
મેઘ માવઠે વરસે જેહ, કોણુ સાધનમાં લેશે તેહ;
જળ પડેને સુકઈ જાય, ખેતી સાધન કંઇએ ન થાય. ૨

* આશરદા.

ચોમાસામાં વરસે કદા સઉને સવળો એ સર્વદા;
તેમ સમય વીણુ કરવી આશ, મન મનસુખા કરે નિરાશ. ૩
એ પ્રમાણે સમજે કોઈ, તે જન જગમાં સુખીયો હોય;
નહિ તો શ્રમ કરી દિન ખુવે, જેમ સમૃદ્ધિ સ્વપને જુવે. ૪
માટે સમજી શાણો થા, કલ્પસૂત્રની કીરતિ ગા;
ભાગ્ય ભજેથી શાંતિ વળે, અદ્‌ભૂતાનંદ એ થકી મળે. ૫

\+ + + +

ચોમાસે જળ વરસે ખુબ, દીસે દુનીઆ ડુબાડુબ;
દશ દિશામાં જળ દર્શાય, પ્રવાહમાં પણ નવ સમાય. ૧
ખેતીકાર મનમેં મલકાય, વિશ્વ સકળને હર્ષ ન માય;
શિઆળે શીતળતા બહુ, પડે ઠંડને ધ્રુજે સહુ. ૨
પ્રગટે શેરડી સાકર ગોળ, ઘઉં ચણા ને સર્વ કઠોળ;
ઉનાળે ઉંડાં જળ જાય, નદી સરોવર જળ સુકાય. ૩
પડે તાપ વણુ તોલ્યો અતિ, સુખ સંભાળે જોગી જતી;
અણુસમજુ ઉતાવળ કરે, તેથી કષ્ટ કેમ પાછું ફરે. ૪
માટે જીવ નિશ્ચે કરી જાણ, કર્મે ખોટ વૃદ્ધિ કે હાણ;
અદ્‌ભૂતાનંદ લેવો હોય, જંજાળો મૂકો સૌ કોય. ૫

* * * *

પૂર્વ કર્મના જે જે ભોગ, સમય સમયે આવે સંજોગ;
આગળ કે પાછળ નહિ થાય, સમય આવતામાં વરતાય. ૧
સમય વિના ઉતાવળ કરે, અંતે પગલાં પાછાં ભરે;
રાખે ભરૂસો ભાગ્યજ તણો, તો તું શ્રેષ્ટ સર્વેથી ભણ્યો. ૨
ખેંચાતાણ મન સાથે ખરી, નિવૃત્તિને મેલી પરી;
મદિરાનો જયમ નિશો કરે, બેભાની થઇ જગમાં ફરે. ૩
હું હું કરતો તે નવ હઠે, બોલાવ્યા પહેલો બાજઠે;
મદને ઘોડે થઇ અસવાર, અહંકારે કરતો વ્યવહાર. ૪
ભાન પોતાનું ભૂલી ગયો, ખરે મહીને ખોટો થયો;
ઘણાં વર્યાં માયાનાં ફંદ, તેમાં ગયો અદ્‌ભૂતાનંદ. ૫

સ્વારથમેં સંતાયા રામ, નિશદિન ચિંતવે કોટિક કામ;
ક્ષુધા, તૃષા આદિ બહુ દુઃખ, જોઈ પ્રેમદાને પલકે સુખ. ૧

ગુણે ગુણ જે સાથે મળે, જેમ હસ્તિ કીચડમેં કળે;
વ્યવહાર વ્યસન વળગ્યું જેટલે, અંધાપો આવ્યો તેટલે. ૨

સુખ દુઃખનો માંડયો વેપાર, વેઠ પરાઇનો વહે છે ભાર;
પર પોતાનું માની ફરે, નિવૃત્તિમેં ક્ષણ નવ ઠરે. ૩

ખરી જુવાનીની જંજાળ, ખોઇ જુવાની થઇ જા બાળ;
નહિ તો વિશ્વે રઝળતો રહીશ, હરિ રૂપે કદિએ નહિ થઇશ. ૪

કદીએ ન જડશે તુજ સ્વદેશ, અનંત કાળ રહેશે વિદેશ;
વિદેશ જ્યાં લગી છૂટે નહિ ! અદ્ભુતાનંદ મળવો કહીં ? ૫

(દોહરા) કોઇ કહે પુરૂષારથ, કોઈ કહે છે ભાગ્ય;
સમર્થ કોને માનવું, એની સૌને આગ્ય. ૧

અણસમજુના ઉભરા, જુજવાં જે દરશાય;
ભેદ સકળ ભાગી જશે, કલ્પ સૂત્ર સમજાય. ૨

ભાગ્ય કરે, કોઇ નવ કરે, હરિ કરે તે ભાગ્ય;
વીણ સંશય સમજાવીયું, નિદ્રામાંથી જાગ્ય. ૩

ઘટે વધે નહિ એહમાં, કરશો કોટી ઉપાય;
જ્ઞાની કે અજ્ઞાનીને ભોગવ્યે સિદ્ધિ થાય. ૪

જ્ઞાને કરી ક્રિયા ઘટે, કર્મ બંધ થઈ જાય,
આખર સીમા જ્ઞાનની, અન્ય નથી ઉપાય. ૫

(ચોપાઇ) જશે જુવાની આવે જરા, દિવસ જાણજે તે આકરા;
લોલુપતાઓ ઉપજે ઘણી, ઘણા દિવસની અસર ભણી. ૧

નીસરે મુખ થરથરતાં વેણ, ગળવા લાગે બન્ને નેણ;
જશે કાનને નાકજ ચુવે, સારૂં નરતું કંઇએ નવ જુવે. ૨

વ્યવહારીસુ વાતો કરે, કોણ રીતે વિણ શકિત ફરે;
કોઇ કહે તે સમજી રહે, વિણ શક્તિથી દેહને દહે. ૩

કરે વિચારો મન મુંઝાય, બુદબુદા જળમાંય સમાય;
સ્ત્રી કે પુત્ર અદેખાઇ કરે, શ્વાનની માફક ભોજન કરે. ૪

તિરસ્કાર સહેવાનો કાળ, અદ્ભૂતાનંદ સામું ભાળ;
નહિ તો જાણજે માઠી દશા, રહીશ રઝળતો વીસે વસા. ૫

ઇન્દ્રવિજય છંદ.

બાળ હતો ત્યારે સુઝતું સુલ્લભ હુ અને મારૂં કશું નવ જાણે;
માન બડાઇ ઈર્ષા કદીએ નહિ, સાચ કે જુઠ ઉરે નવ આણે. ૧

ખાય હુંકારો પરાયો ખમી રહે, અંતર ક્રોધ કદી નહિ આવે;
સ્વાદ અસ્વાદ કશું સમજે નહિ, ખટ તે રસ ઉરે નહિ લાવે. ૨

સ્વારથ સાર કશો નથી અંતર, રાગ કે દ્વેષ કરે નહિ કાંઇ;
બ્રહ્મ સ્વરૂપ જે બાળ સમાશ્રિત, એવી અવસ્થા સદા મનમાંહી. ૩

યૌવનમાં પણ બાળ સમોવડ, અંગ ઉપાડ કરે ન કદાપિ;
વૃદ્ધપણે પણ બાળ સનાતન. અદ્‌ભૂતાનંદ હરિ રૂપ અનાદિ. ૪

(ચોપાઇ) નામ તણો નિવેડો કરે, તો તો નામ એ સાચું ઠરે;
જુઠાં નામ બાકી જાણજો, સમજી તેમાં મત તાણજો. ૧

નાલચંદ જોયા છે ઘણા, પર ઘર ઘાલ્યામાં નૈ મણા;
ભલો નામ ને ભુંડાં કર્મ ધર્મમાં દીસે અધર્મ. ૨

વિદ્યારામ નહિ અક્ષર એક, ભુરા ભાઇના શ્યામ વિવેક;
મીઠો નામ ને કડવી વાણ, નામ જીવો મરશે નિર્વાણ. ૩

હરિ મરણથી હારી ગયા, ભોગીદાસ ભીખારી થયા;
જોગીદાસને સ્રીઓ ઘણી, કોડી ન ઉપજે નામે મણી. ૪

કોડી કરતો હીરો ફરે, ભીખો રાજ્યાસન પગ ધરે;
રણછોડ પણ ભરતા વ્યાજ, રાજારામ કરે પર કાજ. ૫

ઘેલાભાઇ કરે પંચાત, નાનાભાઇની સઘળે ખ્યાત;
ડાહ્યા નામ ડહાપણ નૈ જરી, જો જોશો કોઇ નરણાં ભરી. ૬

÷ ÷ ÷ ÷

વાડીનો વરઘોડો દેહ, ઉપરથી તો સુંદીર તેહ;
ઝીણી દૃષ્ટે જે જન જુવે, મિથ્યા માની સુખે સુવે. ૧

ગંદી કાયાનો શો ગર્વ, ચર્મે મઢીયું દીસે સર્વ;
લીંટ લાળ ને માંસ રૂધિર; દુર્ગંધી વાળું શરીર. ૨

વિષ્ટા મુત્ર ભરેલું મેલ, તે સાથે શાં કરવાં ગેલ;
ઘણા ઘણા ગોથાં ખાય છે; પણ મુરખ તેને ચ્હાય છે. ૩

અનંત કોટી જનના દેહ, ચાલી ગયા તે દેઇને છેહ;
રહ્યા નથી ને રે'શે નહિ, સમજે તો સમજાવું કહી. ૪

ક્રોડ વાર શું કહેવું કથી? કોઇનું ઝાલ્યું રહેવું નથી!
અદ્‌ભૂતાનંદને જો વરો, મિથ્યા દેહને મેલી પરો. ૫

÷ + ÷ +

તારે માટે ક્રિયા કરી. જે જોઇએ તે પ્રગટયું હરિ;
ઉત્તમ મનુષ્યનો અવતાર; બહુ કરૂણા કીધી કિર્તાર. ૧

ખાવા પીવા રહેવા માટ, તારે શાનો છે ઉચાટ!
સમય સમયના સુખને કાજ, તત્પર રાખ્યો સર્વે સાજ. ૨
તિમિર ટાળવા સૂરજ ધર્યો, શીતને માટે ઇંદુ કર્યો;
વિરામ માટે નિશા કરી, ધનને માટે ધરણી ધરી. ૩
અન્ન જળ સરજાવ્યાં ઘણાં, સનક રમવા ને જમવા તણાં;
ફળ કીધાં કરવા પ્રાશન, સમજીને પોતાનો જન. ૪
જે છે તે તુજ સુખને માટ, તારે તેનો શો ઉચાટ;
જે વસ્તુ સરજી જગ ધણી, જો હવે અદ્ભૂતાનંદ ભણી. ૫

*  *  *  *

વચમાં જે વરઘોડે ચઢે, આખર ઉથલી નીચે પડે;
મનને જે લડાવે લાડ, તે જનનાં ભાગે છે હાડ. ૧
નિશદિન તે જંપ નહિ જરી, એવું મહા ભંડારો ભરી;
મુજ શિર પર મારાંની વેઠ, સર્વેને પહોંચાડું ઠેઠ. ૨
શું કરૂં ને શું ના કરૂં? શું કરવાથી પડે પાધરૂં!
કોટિ કલ્પની ખેંચાતાણ, જેમ ફાવે તેમ બોલે વાણ. ૩
વિષ અમૃતનું પાન જ કરે, થઈ ગાભરો જગમાં ફરે;
સંગ કુસંગો કરશે ઘણા, ક્રિયા કર્મમાં તો નહિ મણા. ૪
વ્યવહારમાં તરત હજુર, પરમારથમાં અતિ અસુર;
રાત દિવસ રળવામાં ભમે, પરમારથની વાત ન ગમે. ૫
ચઢે જુવાની કેરૂં ઝેર, કોઈ સું પ્રીતિ ને કોઈ સુ વેર;
મર્કટને જ્યમ મદિરા પાય, દશે દિશામાં દોડી ધાય. ૬
મારૂં મારૂં કરતો ફરે, પાપ પુણ્યમાં પગલાં ભરે;
જરા જંપ નહિ ભટકે ભોગ્ય, પાન જ્યમ વંટોળે વ્યોમ. ૭

(દોહરો) કંઈક અંતરના ઉભરા, કંઈક કરે ઉચ્ચાર,
ક્રિયા પણ ઉલટી કરે, એ જગનો વ્યવહાર. ૧

(છપ્પા) તીરથ કરવા જાય, મેલ મનનો નવ મૂકે;
દેહ પડે પરનાર, તેહને જોઈને ઝુકે. ૧
પતંગ પડે છે જેમ, તરત દિપકને દેખી;
ચંચળ કરીને ચિત્ત, નેત્રને નાંખે રોકી. ૨
પ્રીતિ પુરણ કારણે, તીર્થોમાં આવે ઘણા;
ક્યાં અદ્ભૂતાનંદ! અધર્મમાં જ્યાં નહિ મણા? ૩

( ગીતિ ) કંઈ કહેવું કંઇ કરવું, એ મુર્ખામી કુણુ આગે કહેવી?
ઉલટાં કર્મ કરીને, જુઠ પ્રપંચ તણી કરણી એવી. ૧

( છપ્પા ) કોઇ વ્હોરવા માટ, કોઇ આવે વેપારી;
કોઈ ચોરવા વસ્ત, કોઈ પર દારા ચારી. ૧

કંઇક ધુતારા ઢોંગ, કરીને તીર્થે આવે;
કોઇ તાનમાં ગાય, પર નારી લલચાવે. ૨

એવા અનેક આવી મળે, કુદે વાળી કાછડા;
દોષ દૃષ્ટે દેખે નહિ, મ્હાલે છુટા વાછડા. ૩

(ચોપાઇ) તીર્થ તણું જન લે છે નામ, સાધનમેં તો બીજાં કામ;
આડાં અવળાં ભમતાં ફરે, તીરથને શિર બા'નું ધરે. ૧

કરતાં દોષ પાછું ના જુવે, દિપક લેઈ પડે છે કુવે;
જો શાણો કોઇ સમજી જાય, તો એવા જનથી દૂર પળાય. ૨

(છપ્પા) કોઈ ખાસડાં માંય, પગ પરમાણું ખોળે;
અનેક વિષયને કાજ, અનેક મળે છે ટોળે; ૧

જાણે ભક્તિભાવ, વાધ્યો છે મનમાં ભારી;
તાળીએ તાળી લેઈ, કુદે આંખો અણુસારી. ૨

ભાવ બીજો ભક્તિ કરે, ગણે વિષયમેં દોકડા;
કંઇક વિષય અંધ ગાભરા, ફરે માજનીયા બોકડા. ૩

(દોહરો) મન મેલું મુખમેં હરિ, કહો ભલું કયમ થાય ?
અંતર ભીંજાયું નથી, ધીક્ પડી એ કાય !

છપ્પા) ભકતાંણી થઇ ભાવ, દર્શાવે સૌને ભારી;
નાખી નેણુનાં બાણુ, પલકમાં નાખે મારી. ૧

ટીલાં તાણે ટેક માળ, તુળશીની ઘાલે;
મારે લટક લલચાઈ, સામાને તાળી આલે. ૨

જાપ જપે જગદીશનો, આંખે અણુસારા કરે;
એવા ઉલટા ભાવથી કુલટા કોણુ રીતે તરે? ૩

( દોહરો ) સાર ન સમજે તીર્થનો, તીર્થ કેઇ પેર થાય!
ઇચ્છા કાંઈ અને નામ કંઇ કુટીલપણું કહેવાય. ૧

(છપ્પો) તીર્થ વિષે જન કોઇ, કરે અધર્મ કે અન્યાય;
મૂકે કુળ મર્યાદ, હોય પુરૂષ કે કન્યાય. ૧
પાપ નાશને માટ, વળી તો નિર્મળ થાવા;
મૂકી મનના મેલ, સ્વર્ગપુર મધ્યે જાવા. ૨
ત્યાં જઇ બાંધે ગાંસડી, પાપ તણી પ્રીતે કરી;
અણુસમજુ નર નારીઓ, અંતે કયાં બેસે ઠરી. ૩

\+ + + +

કોઇ મચે છે તાળ, અને તંબુરા લેઇ;
કોઇ સંગીત, સિતાર સુર વેણુના દેઇ. ૧
કોઈ મરદંગ, રવાજ, ઝાંઝ લઈ જંતર વગાડે;
કોઇ કરમાં કિરતાળ, રંગમાં રાગ રમાડે. ૨
ભક્તિ મારગ એ નથી, ખુણે રહી જો ભજે;
હરિથી અજાણ્યું કંઇ નથી, મેલ મનનો હરિજન તજે. ૩

(ચોપાઇ) માન શિખામણ માહરી, ભ્રાત તો સમજાવું સાચી વાત;
આળસ મૂકી સમજી જાવ, મટી ભટકતા શાણા થાવ. ૧
હરિને રાજી કરવા હોય, જંજાળો છોડો સૌ કોય;
અનેક વાજીંત્રો વાગશે, તોપણ હરિ કયમ રાજી થશે. ૨

(છપ્પો) પ્રભુ રાજી નહિ થાય, ઉપરનો ભાવ દેખાડે;
પ્રભુ રાજી નહિ થાય, અનેક વાજીંત્રો વજાડે. ૧
પ્રભુ રાજી નહિ થાય, કોટિક તીરથ કરતાં;
પ્રભુ રાજી નહિ થાય, પીંપળે ફેરા ફરતાં. ૨
પ્રભુ રાજી રહેશે સદા, ઉજ્વળ અંતર જો થશે;
સત્યમય જો પ્રેમ પ્રગટે, તો કરૂણા હરિની હશે. ૩

(દોહરો) બાથોડાં બહુ મારતા, દ્રગથી બહુ દર્શાય;
ભોળપણે ભટકી મરે, તોય ન હરિ સ્પર્શાય. ૧

(છપ્પો) કોઇ પુજે હનુમાન, કોઈ પુજે છે શક્તિ;
કોઇ પુજે શિવરાજ, કોઈ વિષ્ણુની ભક્તિ. ૧
કોઈ પુજે ગણુનાથ, કોઈ ભૈરવ આરાધે;
કોઈ પુજે વેતાળ, કોઇ વંતરને સાધે. ૨

જેનું મન જ્યાં ચોંટીયું, ક્રોડવાર શું કહું કથી?
પણ અદ્વૈત સમજ્યા વિના, મોક્ષ મળવાનો નથી! ૩

(ચોપાઇ) મતભેદ જ્યાં ઝાઝા હોય, સત્ય વસ્તુ નવ લાધે કોય;
મારા તારામાં તે કળે, કોઇ દેવ તેને નવ ફળે. ૧

(છપ્પો) પરણામી હે રાજ! વૈષ્ણવ શ્રીકૃષ્ણ ભજે છે;
શકિત સેવક કહે, ભજે તો એમાં મજે છે. ૧
કબીર પંથી કહે, સાહેબ છે સૌથી મોટા;
દાદુ પંથી કહે, જગતમાં સર્વે ગોટા. ૨
જેનું ચિત્ત જેમાં ઠર્યું, ક્રોડવાર શું કહું કથી?
સાચે દીલે સેવ્યા વિના, સાધન ફળવાનાં નથી! ૩

(દોહરો) ભટકારો ભાગે નહિ, આત્મજ્ઞાન નવ થાય;
કોટિ કાળ ભટક્યાં કરે, જન્મ મરણ નવ જાય. ૧

(છપ્પો) કોઇ કહે છે જાવ, કાશીએ હરિ વસે છે;
કોઇ કહે છે હરદ્વાર, હરિ તો ત્યાં નિશ્ચે છે. ૧
કોઇ બદરી કે દ્વાર. કોઇ ઝોલે ઝુલાવે;
કોઈ દ્વારીકા માંય, એમ જીવને ભૂલાવે. ૨
મુરખ હોય તે જન ભમે, સઘળે વ્યાપ્યો છે સદા;
સમજે તે શોધે નહિ, રોમરોમમાં સર્વદા. ૩

(ચોપાઇ) હરિ વ્યાપક છે સર્વ સ્થળ, અજ્ઞાનીને નહિ તે કળ,
સમજે તો સમજીને રહે, નહિ તો વરથા દેહને દહે. ૧
નથી સમજતો મુરખ જેહ, ઉલટી ખોળ કરે છે તેહ;
અજ્ઞાની ભવ ભટકી મરે, જ્ઞાની થાય ને મુખમેં ઠરે. ૨

(છપ્પો) અવની જળ આકાશ, વિશ્વ બધે વ્યાપ્યો છે;
વેદે વરણવ્યો જેહ, તે ખટ શાસ્ત્રે છાપ્યો છે. ૧
આદ્ય અનાદિ જેહ, વર્ણનમેં લીધો છે;
સ્થાવર જંગમ માંય, બધે ડંકો દીધો છે. ૨
રોમ છિદ્ર સમી જગા, ખાલી નવ દેખું અમો;
જ્યાં જોશો ત્યાં એજ છે, શામાટે ભટકો તમો. ૩

(ચોપાઈ) તૃણના ડુંગર દર્શાય, એથી તે શું રૂડું થાય?
જડનું જતન કરાવે સદા, એ તે કેમ હરશે આપદા. ૧
જડની પુંઠળ ફેરા ફરે, ચેતન કેરી નિંદા કરે;
આંધા આગળ દિપક ધરે, તે અજવાળું કોને કરે? ૨

(છપ્પા) પંથ તણા આચાર્ય, મન પોતાના તાણે;
ધર્મ ફેલાવા કાજ, પોતાને વાડે આણે. ૧
દર્શાવે છે દેવ, ઘણાં જ્ઞાનો ભાખે છે;
ઉદર પોષણને માટ, ઘણા ફાંસા નાખે છે. ૨
શણગાર ધરાવો શ્યામને, વાઘા શીવડાવો તમો!
આશા રાખે આપણી, મોટા કેમ માનું હમો? ૩

(ચોપાઈ) આવા હરિ તે નવ કહવાય, કે એકજ વસ્તુએ પુજાય;
પુજન થાય છે પોતા તણું, સત્ય વચન શાસ્ત્રોથી ભણું? ૧
જેવી ભાવના પોતા તણી, મુરતિમાં આવે છે બણી;
વેદ શાસ્ત્ર એમ કે છે કથી, ચૈતન વિણ કંઈ સાચું નથી. ૨

(છપ્પા) નવરાવે નહિ કોય, અપુજ રહે છે આપે;
નવ ધરાવે થાળ, ક્ષુધાતુર રહે સ્થિર સ્થાપે. ૧
જળ ધરાવે કોઇ, વસ્ત્ર પણ કોઇ પહેરાવે;
વળી ધરે મુખવાસ, તે વહેંચ્યામાં આવે. ૨
મંદિર પડે કદી ઉથલી. ત્યારે દેવ દબાય છે;
પોતે ન શક્તિ નાસવા, બીજા બચવા ચ્હાય છે. ૩

(દોહરા) વિપ્ર મુખ દ્વારે કરી, વેદ મંત્ર ઉચ્ચાર;
પ્રતિમામાં ચૈતન ધરે, પ્રગટે **જગદાધાર.** ૧
વેદ મંત્ર ઉચ્ચારથી. ભલે થયા ભગવાન;
ચૈતનથી બોલે નહિ જડ રહે એ અપમાન. ૨

(છપ્પા) કહો છો કે ભગવાન, મંત્રથી સ્થાપન કીધા;
વિધિ સાહ વિવેક. અધિકારો સઉ દીધા. ૧
પંચે કર્યા પ્રમાણ, તેથી તે પ્રભુજી થયા છે;
પ્રતિષ્ઠા જ્યાર. ત્યાંથી હરિ આવી રહ્યા છે. ૨

પાષાણે ચૈતન ધરે. પ્રભુ જ્યાં પેદા થાય છે.
પણ બોલ્યા ચાલ્યા વિના, એ મૂર્ત અમુઝાય છે! ૩

( દોહરો ) ચૈતનમાં ચૈતનપણું, જડમેં જડતા હોય,
મૂળ ભેદ એ વેદમાં, કહાડી ન શકે કોય ? ૧

(છપ્પા) પેસે નહિ જ્યાં પવન, ત્યાં ચૈતન મૂકે છે;
મરે અંતરનું કોય, ત્યારે કેમ ચૂકે છે? ૧
પ્રભુ જ્યાં પ્રગટ થાય, તો મનુષ્યમાં તે શું કરવું ?
એમ જો બનતું હોય તો ચૈતન તેમાં ધરવું. ૨
પ્રભુને પેદા જે કરે, તેને પરમેશ્વર કહો;
ભવમાં ભવતારણ હરિ, આત્મ તત્વ જ્ઞાને લહો. ૩

(દોહરો) મીન મરે તરસે સદા, રહે છે જળ મોઝાર;
અજ્ઞાની અમુઝાઇને, ભટકે ઘર ને બહાર. ૧

(છપ્પા) કંઇક છોડી ઘરબાર, બાવા થઈ બહાર ફરે છે
કંઈક જંગમને વેશ, ઘંટ લેઈ જ્ઞાન કરે છે. ૧
કોઈ બ્રહ્મચારી ભેખ, ધરીને ફરશે ભમતા;
કોઇ સંન્યાસી દંડ, લઇને રાખે સમતા. ૨
કોઈ જતી કોઇ સેવડા, કંઇ દિવાના થઇ ગયા:
જો કોઇ સમજે સાનમાં, તો મન વૈરાગ્યે, આ રહ્યા ૩

[ચોપાઈ] ભલે ધોળાં કે રાતાં ધરો, ભલે શ્યામ કે પીળાં કરો;
ભલે કાષાયની ઇચ્છા હોય, તો તે ધારણ કરવાં સોય. ૧
મન રંગાયું જેનું હશે, તે હરિ આગળ સાચું થશે
જુઠો વેશ જે ધારણ કરે, તે સિંહાસન નૈ પગ ધરે ! ૨
ભલે ગમે તે રંગે રહો, હું મારૂં મુખથી નવ કહો !
અંતર ઉજવળ સત્ય સંબંધ, તેથી છૂટે ભવના બંધ. ૩

× × × ×

છિન્ન ભિન્નનો મારગ જેહ, અજ્ઞાનીને અળગા તેહ;
સમજે તો સવળામાં સુખ, નહિતર તો એનું એ દુઃખ. ૧
જડ ચૈતનનો ભેદ સદાય, **સૃષ્ટી ક્રમનો** એ છે ન્યાય;
ચૈતનનું જડ કદીએ ન થાય, જડને ચૈતન કેમ મનાય. ૨

વેદ વાક્યમાં એ છે ભેદ, કરી શકે કોણ તેહનો છેદઃ
પણ અજ્ઞાનીનો આશરો. દૃષ્ટાંત રૂપે તો છે ખરો. ૩
અજ્ઞાની માટે મુરતિ લક્ષ લગાડવા પુરતીઃ
જ્ઞાન પુરતું જેને થાય, પછી કરે મુરતિ વિદાય. ૪
ખરૂં ન સમજે હોય અજ્ઞાન. ખસેડ્યું નહિ ત્યાંથી ભાન;
નથી નિંદા પણ સત્ય છે એહ, સમજે તેના ભવનો છેહ. ૫

(દોહરા) સંસારીનું સુખ મળે, અંતર અટકે આશ;
ભલે પ્રતિમા પૂજતો, જગમાં ભોગ વિલાસ ૧
અંતર થાયે ઉજળું જો સત્ય હરિ સમજાય;
સાચું સ્વરૂપ જડ્યા પછી. મુર્તિ કેમ મનાય. ૨
આખરની સાચી નથી, જ્ઞાની સમજે ભેદ;
અજ્ઞાનીનો આશરો, કદીએ ન કરવો છેદ. ૩
ભ્રમણા મનની ભાગશે, ટળશે દેહ અભિમાનઃ
હું મારાપણું નહિ રહે, તો ચૈતન એ ભગવાન. ૪

(ચોપાઈ) સમજો તો સાચું છે સિદ્ધ, જે માને તેને નવનિધ,
જેનું જેવું પ્રારબ્ધ હશે, તેને તેવો નિશ્ચય થશે. ૧

(બેખબર ઉતારો મન ભરથરી એ રાગ)

વનિતાઓ ક્યમ વિસરો. હરિની માત સમાન;
એકાગ્રહથી ઈશ્વર ભજો, તેને અર્પી દેઈ ભાન વનિતાઓ૦
અબળા પણ પ્રબળા થઈ જશો, પુરૂષારથ પર પ્રેમ;
ધીરજ ધરેથી ધાર્યું થશે, દૂર કરશો સૌ વહેમ. વનિતાઓ૦ ૧
વ્યવહારે વળગી રહ્યા, અસત્ય સમજી આ સર્વઃ
અવસર આવો ફરી નહિ મળે, માનો મોટેરૂં પર્વ. વનિતાઓ૦ ૨
પરમારથને પ્રીછજો, ભલે કરજો વ્યવહાર;
અંતર લોપાસો નહે, તેથી થશો ભવપાર. વનિતાઓ૦ ૩
તમ પરે હરિ કરૂણા કરે, ગાઓ ગુણ પરબ્રહ્મ;
વેદ વિવેકે વર્તશો. ન જુવો કામીનાં કર્મ. વનિતાઓ૦ ૪
વનિતાઓનો વ્યવહાર એ, સ્વામી હરિની સમાન;
શિક્ષા આ અદ્‌ભૂતાનંદની, રખે ભૂલતાં ભાન. વનિતાઓ૦ ૫

૫૬ ( રાગ કાફીની હોરીનો)

જ્ઞાન વિનાનો દેહ સુંદિર શોભે નહિ રે-જ્ઞાન વિના ટેક.
દેવ વિના જ્યમ દેવળ દીસે, ગતિ વિના ગજ જેમ,
વિવેક વિણુ જેમ પંડિત દીસે, સત્ય વિના સતી તેમ:
રસ વિણુ જેવી મહી રે, જ્ઞાન વિના આ દેહ. ૧
સઘન વન જેમ ફળ વિનાનું, મુકતાફળ તેજ રહિત;
બ્રહ્મવિદ્યા વિણુ અવર જે વિદ્યા, દેહ તે ચેતન વિહીત:
સૈન્ય વિના નૃપતિ સહી રે, જ્ઞાન વિના આ દેહ. ૨
ભાવ વિનાની ભકિત કરે જેમ, વિદ્યા વિના નર જાણુ,
દાન વિના ધનવાન ન શોભે, દયા વિના જ્યમ પ્રાણ;
ગુરૂ વિના જ્ઞાન કહીએ, જ્ઞાન વિના આ દેહ. ૩
વેદ વિનાનો નિશ્ચય જેવો, કુસુમો સુગંધિ રહિત,
ચંદ્ર વિનાની રેણી ન શોભે; મનુષ્ય તે માન વિહિત:
અદ્‌ભૂતાનંદથી ગુરૂગમ ગ્રહીરે, જ્ઞાન વિના આ દેહ. ૪

૫૬ [ કદમની કુંજમાં મેરો, કંગનો નીકળી ગયો રે-એ રાગ ]
પરનારીના સ્નેહથી, નથી જગમાં જીત્યો જન કોઈ, ટેક. ૧
ઇન્દ્ર સરીખા વશ ઇન્દ્રિને, રહ્યા તે અહલ્યાસુ મોહી;
સહસ્ર ભગની પ્રામી થઈ [ત્યાં] બેઠા પોતે પત ખોઈ. પર. ૨
ચંદ્ર સરીખા ચંચળ થઇને આવ્યા'તા લાંછન લેઇ
અદ્‌ભૂતાનંદ ઉદય થાય જેને, તેનું કારજ સિદ્ધ હોઇ. પ૦. ૩

ધોળ. [ ચોપાઇ ત્રીતાલી ]

અમૃતથી અમર નવ થાય રે. ત્યારે અમૃતનો શો મહીમાય રે,
મળે જ્ઞાને અજ્ઞાન રહેશે રે. ત્યારે જ્ઞાન મળ્યું કોણ કહેશે રે. ૧
સમવાથી ન શાંતિ થાય રે, ત્યારે સમવાનો શો મહિમાય રે,
મળે સદ્‌ગુરૂ ભવ ન જાય રે, ત્યારે સદ્‌ગુરૂ સેવ્યે શું થાય રે. ૨
કર્યે ભોજને ભાગી ન ભૂખ રે, એનું કોણ આગે કહેવું દુઃખ રે,
શૂરો થઈ પગ પાછો ભરે છે રે, ત્યારે શૂરમાં ક્યાં શૂરો ઠરે છે રે. ૩
વાગે *મોઉવર ન ડોલે જોડ રે, કેમ નમેરો નવ કહેવો તેહ રે,
મુકતાફળમાં જો તેજ નવ હોય રે, તેની કિંમત કરે નહિ કોયરે. ૪

* મોરલી.

હોય ભક્ત ભક્તિનો નહિ લેશ રે, ફરે ભટકતો ચારે દેશ રે,
બ્રાહ્મણ થઇ બ્રહ્મને નવ જુવે રે, મિથ્યાભિમાનમાં દિન ખુવે રે ૫
ગળ્યું મુખ સાકરથી નવ થાય રે, ત્યારે સાકર ખાધે શું થાય રે,
નામ મહાત્મા ને અહંમય હોય રે, તેને મહાત્મા ન કહી શકે કોય રે. ૬
હોય મનુષ્ય ન સમજે મર્મ રે, જેણે જાણ્યા ન મોક્ષના ધર્મ રે,
અદ્ભૂતાનંદનો એ ઉચ્ચાર રે, જેમાં જેપણું તેને નમસ્કાર રે. ૭

નાગણી (નોકરી કરીને સિંધીયાઈરે, નોકરી કરીને હોલકર શા......એ રાગ)

સમજ મન સાચું કહું તુજને રે, સમજ મન સાચું કહું તુજને.
અંતરની કહું વાત ખરૂં જે, ભાસ્યું છે મુજને. સમજ૦ ટેક
બળતા ઘરમાં વાસ કર્યો છે, સુખ તેમાં શાનું હો મનવા,
સમજવું તુજને સમજે તો, કોઈ નથી કે'નું. સમજ૦ ૧
એ મારગમાં કાળી નાગણી, ડસન કરે સહુને હો મનવા,
મારી નજરની આગે ડસીયા, ગણતરી નહિ બહુને. સમજ૦ ૨
પારાશર સુરરાજ જે મઘવા, ચંદ્રને પણ ડસીઆ હો મનવા,
ભોળોનાથ કૈલાસપતિ તે, ભીલડી જોઈ ઘસીયા. સમજ૦ ૩
વરણ સકળને સડન કર્યું છે, ઝેર ચઢયું ભારી હો મનવા,
એવી નાગણી કરડકણી, તે નાખે છે મારી. સમજ૦ ૪
બ્રહ્મા ડસીયા, વિષ્ણુ ડસીયા, ડસીયા, સૌ તારા હો મનવા,
જેને ડસી તે લેઈ ફરે છે, વેઠયો ના ભારા. સમજ૦ ૫
ડસ્યા વિનાના જોઈશ જગતમાં, વિરલા દર્શાયે હો મનવા,
ઝેર તો એનું આશા તૃષ્ણા, અહંમમ સ્પર્શાએ. સમજ૦ ૬
ષટ શત્રુ પણ એના અનુચર, દુર્ગુણ સૌ લાવે હો મનવા,
અદ્ભૂતાનંદ વિણ વ્યસની સૌ, માયાથી કહાવે. સમજ૦ ૭

ઇન્દ્રવિજય છંદ.

ચંદ્ર વિના જ્યમ રેણી ન શોભત, તેજ વિના મુક્તાફળ જેવું;
દિપક વિણ જુવો જ્યમ મંદિર, નીર વિના સરોવર હોય જેવું. ૧
પ્રાણ વિના જયમ દેહ અકારજ, દેવળ દેવ વિના નવ શોભે;
સૈન્ય વિના નૃપતિ નથી શોભતો, મનુષ્ય ન શોભે પરે અતિલોભે. ૨
માન વિના મનુષ્યા જન્મને ધિક્, વિના સુગંધી કુસુમ ન પ્યારો;
અદ્ભૂતાનંદ કહે નિર્મલ જે, નીતિ વિનાનો [તો] વ્યવહારજ ખારો. ૩

(દોહરો) નીતિ વિણ નિર્માલ્ય છે. સદા સમજવું સત્ય;
નથી નીતિ જે સ્થળ વિષે, સદા વસે આફત. ૧

વણ નીતિ સંસારમાં, રહે રઝળતો શ્વાન:
સાર અસાર ન સાંપડે, શાણો પણ બેભાન. ૨

નીતિ તો છે શિરમણી, સર્વ શાસ્ત્રનો સાર:
ધિક જીવ્યું આ વિશ્વમાં નીતિવણ વ્યવહાર. ૩

વિવેક પણ તેમાં વસે, નિશદિન નીતિ હોય:
અદ્‌ભુતાનંદ ભવ ટળે, શાસ્ત્રો ન નિંદે કોય. ૪

સોરઠી કુંડળી.

વિવેક જેના ઘર વિષે, વસે દિવસને રૈન,
રિદ્ધિ સિદ્ધિ સર્વકો, સદા મળે સુખ ચૈન.
સદા મળે સુખ ચૈન, અહર્નિશ જ્યાં વસે છે;
ક્યાં અદ્‌ભૂતાનંદ વિવેક નહીં ત્યાં ધસે છે. ૧

જોબન મદ ધન ઉભરો, આવે ને વળી જાય,
ચોમાસે સરિતા જુવો, સમય થયે સમાય.
સમય થયે સમાય સમજે તેને સુખ છે;
વિણ અદ્‌ભૂતાનંદ, નહિ સમજણ એ દુઃખ છે. ૨

હરિ રાજી રહેશે સદા, સમદર્શી જો થઇશ,
માન બડાઇ ઇર્ષા, ત્રણનો કાઢે જે વંશ.
ત્રણનો કહાડે જે વંશ, અંતર ઉજ્વળ તે થશે;
મળે અદ્‌ભૂતાનંદ, સદા કરૂણા હરિની હશે. ૩

દીંડી વૃત.

એક પ્રેમ તે અચળ પદ આપે, પુરણ પ્રેમથી તે ભવ દુઃખ કાપે;
નથી પ્રેમ ત્યાં ક્યાં વિભુ દર્શાયે, ક્રિયા કર્મ કર્યું સઉ તણાયું જાયે. ૧

હશે પ્રેમ ત્યાં તો વસે પ્રાણનાથ, હોય પ્રેમ તો મળે છે સત્ય સાથ;
ન હોય પ્રેમ ત્યાં તો કલેશમાં વસાય: વિના પ્રેમ હરિ માર્ગને ન સ્હાય. ૨

વિના પ્રેમ કદ્યો મળે નહિ મેળ, વેળુ પીલ્યા થકી જેમ નથી તેલ;
જેવું ભસ્મમાં અપાય અવદાન, જેવું ધન તે વિનાનું આપે દાન. ૩

જેવું દેવળ તે દેવ વિના ભાસે, જેમ દિપક વિના ભોવન પ્રકાશે;
તેજ હીન જેમ મણિ હોય ફીકો, જેમ મહોર મધ્યે હોય નહિ સિક્કો. ૪

અદ્‌ભુતાનંદ વિના પ્રેમ ક્યાં પ્રમુખ, વિભુ પર પ્રેમ વિના ક્યાંથી મળે સુખ;
પુરણ પ્રેમ વિના પ્રભુ નવ દીસે, અન્ય ઉપાયથી આભ *અવનિસે. ૫

સોરઠી કુંડળી.

સાથ સૃષ્ટિમાં શોધીએ. મળે હજારે એક;
પરદેશીની પ્રીતમાં, ડુબી જાય વિવેક. ૧
ડુબી જાય વિવેક. પરવરવું પરપંચમાં;
નહિ અદ્‌ભુતાનંદ. વસવું અગ્નિ અંચમાં. ૨

[ચોપાઈ] અહંકાર જે જનમાં નથી, શ્રેષ્ઠ બન્યો જગમાં સર્વથી;
સત્યમાં સત્ય છે જેનાં કર્મ, સર્વ શાસ્ત્રનો જાણ્યો મર્મ. ૧
અહંકાર વિણ જે જે કરે, તે આ મારગમાં પગ ધરે;
અદ્‌ભુતાનંદ આવી જાય, અહં ત્યાગી વિશ્વંભર સ્હાય. ૨

* * * *

પુરૂષમાં ઉત્તમ જે જન હશે, જેમ હશે તેમ તે માનશે;
અવર બિચારા જે આથડે, દશે દિશા બાથોડાં ભરે. ૧
જેનું જેવું ભાગ્યજ હશે, તેને તેવો નિશ્ચય થશે;
જો આવે અદ્‌ભુતાનંદ, સત્ શાસ્ત્રો કાપે ભવ બંધ. ૨

રાગ ઉદ્ધવ ગીતાનો.

વર્ષ દ્વાદશનો જે જોગ. થયો તેરમે વરસે સંજોગ;
જોતાં સારનો સાર સર્વથી. અદ્વૈત વિના અન્ય નથી. ૧
એકથી જો કદી બીજો થાય, તો તો વહુને વળાવુ બે જાય;
જેના મનનું તે સગડગ હશે, તેનું કારજ તે કેમ સીધશે? ૨
નિશ્ચય વિના તો સિદ્ધ ન થાય, બોખ વરેડુ કુપમાં જાય;
દ્દઢ મન સાથે બંધાયું જેહ, ત્રુટે પણ ના વછુટે એહ. ૩
હોય અપરાધી દરશે અન્ય. તેને ચોરાશીનાં દરશન;
કાચા કુંભમાં જળ જો ભરાય, બંને જાય તે અર્થ ન થાય. ૪
ઘડો ગળતાં રહે નહિ પાણી, એ માન્યાથી છે હર્ષની હાણી;
અજ્ઞાની તેને જીવ રૂપ જાણો, સર્વજ્ઞતાથી ઇશ્વર પ્રમાણો. ૫

*પૃથ્વી.

કોઇ જન કહે ન્યારો છું તુંય, માનું તારાથી સમજું છું હુંય;
અદ્ભૂતાનંદ વિણુ અન્ય થાય, જન્મ મરણુ કદાપિ ન જાય. ૬

* * * *

ન્યારો નહિ તો તું કોને ભજીશ, એ સંદેહ હું કેમ તજીશ;
ન્યારો કહું તો બીજો થઈ જાય, તેથી જન્મ મરણુ કેમ જાય. ૧
કર્મે કરી કે'વાયો છે જીવ, છુટે કર્મે તે જાણુવો શિવ;
બંદીખાને પડયો જન જેહ, બંદેવાળ કહેવાયો તેહ. ૨
છુટે ત્યારે તે એનો એ થાય, પૂર્વ નામ કહી બોલાવાય;
જેમ નટવો ધરે વેશ ઘણા, હર્ષ શોકમાં તો નહિ મણા. ૩
જ્યારે વેશને દે છે તે છેહ, ત્યાર પછે તે એનો એહ;
તેમ કર્મોથી અળગો થાય, મટી જીવ તે ઈશ્વર કે'વાય. ૪
મૂર્વ જનને તે અર્થે અમો, કહીએ સર્વ સાંભળજો તમો;
વર્ણાશ્રમના તે શો છે મેળ, મ્હારે સરખાં કંથેર ને કેળ. ૫
વાંસ, શેલડી એક જણાય, રંગ જુદા છાંયા એક થાય;
અદ્ભૂતાનંદ ત્યાં લિંગ એક, નર નારી વ્યંઢળ ત્રીવિવેક. ૬

* * * *

કોણુ વર્ણમાં ઓછું છે તત્ત્વ, કોણુ વર્ણમેં ઓછું છે સત્વ;
ભવમાં ભજે તેના ભગવાન, નીતિ ભક્તિવાળાનું છે માન. ૧
મતભેદ વૃથા અહંકાર, અસત્યનો વહે શિર ભાર;
સો વાર હું શું કહું કથી? કંકુ કાજળ એ જુજવાં નથી. ૨
એ સૌ અજ્ઞાને ભેદાભેદ, મતભેદોથી છેદાછેદ;
જે સ્થળમાં હું મારૂં નવ હોય; ત્યાં તો બંધુ વર્ગ સૌ કોય. ૩
આદ્ય એક ને અંતમાં એક, મધ્યમાંય વિરોધી વિવેક;
જ્યારે સવળી તે સમજણુ થાય, ત્યારે પર પણું મટી જાય. ૪
છે પોતાનું પણ પરનું કહ્યું, તેથી પરનું આગે આવી રહ્યું;
એવી થઇ ગઇ છે અવળાઈ, સમજાય તો સર્વ છે ભાઇ. ૫
શોક હર્ષનો સાથ કે'વાય, સમયે કોઇ આવે ને કોઇ જાય;
અદ્ભૂતાનંદથી ભવ જાય, ભ્રમ ટાળીને ભવ તરાય. ૬

\+ \+ \+ \+

હાંવે ખરી ખાત્રી થઇ છે મુનેરે, સમજે તો હું સમજાવું તુંનેરે;
બીજે છે એમ ન જાણુ તુંયરે, હું તે તુ અને તું તે હું હુંયરે. ૧

હતું ઝેર રાણાજીને મન્યરે, પણ મીરાંને મન ભગવાન રે;
મટી ઝેરનું અમૃત થયું છે રે, હતું વીખ પણ નાસી ગયું છે રે. ૨

સત્ય સાથે જેને અતિ પ્રીત રે, તેને હોય સદા નવનિત રે;
નિશદિન નિવૃત્તિમાં રહે છે રે, બ્રહ્માનંદનું મહા સુખ લે છે રે. ૩

મારી જ્ઞાતિ હવે કોઈ નથી રે. હું તો શ્રેષ્ઠ કહવાઉં સર્વથી રે;
મારે સંસારીના શો વ્યવહાર રે, જો હું રાખું તો ખોઉ મુજ ભાર રે. ૪

બહુ દા'ડા બાથોડાં ભર્યાં રે, મારાં તારાં અતીશે કર્યાં રે;
સંસારીનું સુખ તદ્દન રે, હવે એ દેશ ફરકે ન મન રે. ૫

ભવ ભટકણુ ભાગી ગઇ રે, નિવૃત્તિ કલેશની થઇ રે;
અદ્ભૂતાનંદે શાંતિ મળી રે, આશા તૃષ્ણા તે આથી ટળી રે. ૬

* * * *

સંસારી જનને જેવું ગમે. તેવું સમજી ભલે મનમેં સમે;
જેને જેવું થાયે અનુમાન, તેવું તે જન માનો નિદાન. ૧

જેને જે આવે અનુકુળ, ભલે નાખો અમો પર ધુળ;
ભલે ભાવથી પુજન કરો. ભલે ક્રોધ કરો આકરો. ૨

જે જનની જેવી હશે રીત, ભલે કરો તે વૈર કે પ્રીત;
સગાં સંબંધી જે જે હોય, દાવો અમ પર કરશો ન કોય. ૩

જે જે હોય તમારો વ્યવહાર, ત્રુટયો ત્યાંથી છુટયો છે સંસાર;
આપ મેલ બાજુ થઇ ગઇ, સગઇ તમારી તમો પાસે રહી. ૪

સગો કોઇનો નથી કોઈ સંગી સદા એકલો હું *ષડભંગી;
ઘણા દિવસ બાથોડાં ભર્યાં, અસંખ્ય મારાં તારાં કર્યાં. ૫

પાપ રહિત કરેલાં મેં કર્મ, આ કાળે ફળ્યો છે તે ધર્મ;
થયો અદ્ભૂતાનંદ સંબંધ, ગયાં પડળ મટયો હવે અંધ. ૬

\+ \+ \+ \+

ભાનુ ઉદય થયો મારે આજ રે, તામસ સકળ થયું છે ત્યાજ રે;
જ્ઞાન દીપક પ્રગટ જ્યાં થયો રે, અંધ કોપ તે નાસી ગયો રે. ૧

જેવા હશે સંસારના જનરે, તે સ્વભાવે જોશે મુજ તન રે;
હું પણ તેમને પેખ્યા પેખ રે, અન્યો અન્ય તે દેખ્યા દેખ્ય રે. ૨

* ષટચક્ર ભેદનારો.

ન્યાત જાતના જે જે લોક રે, ભલે માનો હરખ કે શોક રે;
સગાં મિત્ર કે જ્યાં ઓળખાણ રે. ભલે નિંદા કરો કે વખાણ રે. ૩

પૂર્વે રમતો અત્યંત રમ્યા રે, દુઃખ સુખનાં આંચકા ખમ્યા રે;
સાચી સગાઇ સર્વની ભ્રાત રે, નથી કરવો વ્યવહારીનો સાથ રે. ૪

ઝાલી ભવ સિંધુ તરવાની વાટરે, નિત્ય સ્નાન તરવેણીને ઘાટ રે;
બહીર નદીઓ બહીરના દેવ રે, તેની પરનો છુટયો અહમેવ રે. ૫

ગઇ વ્રીહીને +તાંદુલ છડયારે, રૂ કપાસીઆ જેમ છૂટા પડયારે;
અદ્ભૂતાનંદનો લીધો લાવોરે. અમો પર કોઇનો નથી દાવો રે. ૬

÷ ÷ ÷ ÷

ભલે સેજ જો હોય અનુકુળ, ભલે હોય પાથરવામાં ધુળ;
ભલે મળે કંઇ ભોજન મિષ્ટ, ભલે મળે કંઈ કોદર પિષ્ટ. ૧

સૌને અદ્વૈત દર્શીએ અમો, ભલે દ્વૈત ભાવે જુવો તમો;
પરથમ ક્રિયાઓ કીધેલી જેહ, અંતરથી વિસર્જન તેહ. ૨

જે જે અનુભવ્યુ તે જુઠુ સહું, અમે વેઠયું તે હું મને કહું;
હું તું ભેદ અંતર નથી રહ્યા, સર્વ સંદેહ શાસ્ત્રો થકી ગયો. ૩

નથી દેવ કે મનુષ્યનો સાથ, હુંની આગળ પસારૂં હું હાથ;
જેમ હાથી કોઇ ખાડીમેં જાય, કળે ખીચમેં નિર્બળ થાય. ૪

તે જો હસ્તિ ઉધામામાં ભળે, તેમ તેમ અધીકો એ કળે;
વળી કરોળીએ બાંધી જાળ, જીવ આવી પડે કોઈ કાળ. ૫

તે જો બળથી નીસરવા જાય, તેમ તેમ અધીકો બંધાય;
અદ્ભૂતાનંદે ભવ ખોયો જ્યારે નાંખ્યો ઉદધિમાં દેહને ત્યારે. ૬

÷ ÷ ÷ ÷

આ સંસારને જુઠો જાણીયો રે, તારે તે વચ્ચે લીટો તાણીયો રે,
છુટયો પણ જેમ છંછેડયો સાપ રે, પાછળથી આપે પરિતાપ રે. ૧

ભલે શરીર સુખી દુઃખી હોય રે, પાપ પુણ્ય પોતાતણું સોય રે,
અમે મારગ અમારો જેહ રે. હવે લીધો છે સંભાળી તેહ રે. ૨

હવે અમો તમારા કયાં હઇએ રે, વારે વારે કથનમેં શું કહીએ રે?
તમોને અમો જુદા કંઇ નતા રે, આપણુ બંને જણુ અજ્ઞાની હતા રે. ૩

જયારે સદ્ગુરૂએ આપ્યું જ્ઞાન રે, ત્યારે કોણુ હતો ને કંઇનું ભાન રે;
થયો જે સમે સત્યનો સંજોગ રે; ત્યારે મટયો ત્રિદોષનો રોગ રે. ૪

---

+ચોખા.

મારૂં મારૂં અંતરમાંથી ઘટ્યું રે, ત્યારે કષ્ટ સમુળગું મટ્યું રે;
આ તો કરવું આ ના કરવું જેહ રે, ઘટી ગયું સૌ અંતરથી તેહ રે ૫
નથી કંઈ હવે કરવો વિચાર રે, નથી ભરવો અહંપદનો ભાર રે;
અદ્‌ભૂતાનંદને જો ન લહો રે, સુખ દુઃખ સંસારનાં સહો રે. ૬

\+ + + +

હાવે ભરવા નથી ભંડાર રે, શેર એકનો મારો આહાર રે;
સૌથી નિર્ભય થઇને હું રહ્યા રે, શાસ્ત્રે શત્રુ વિનાનો કહ્યો રે. ૧
દિશા દશ તો દર્શાતી નથી રે, દિશા એક દર્શાય સર્વથી રે;
જ્યાં જોવું ત્યાં એકને એક રે, સઘળે એક તણો છે વિવેક રે. ૨
મૂકી એકને બહુધા જે જોશે રે, તે તો પોક મૂકી સદા રોશે રે;
અધિકારો જોયા અમે ઘણા રે, પણ અમારા ભાગ્યમાં નહિ મણા રે. ૩
એવો રૂડો અવસર ક્યાંથી મળશે રે, મારૂં જુનું તે ઘર ક્યારે ટળશે રે;
આ ઘર તરછોડી હું જઉં જયારે રે, અણ લીગી થઇ રહું ત્યારે રે. ૪
ફરીને ના આવું એ ઘરમાં અમો રે, સત્ય વાત સાંભળજો સૌ તમો રે;
સાચું મન અને સાચો જોગ રે, સાચો મોહને સાચો શોક રે. ૫
મળે અદ્‌ભુતાનંદ સાચાં કર્મ રે, માયા સાચી સાચાં ચિત્ત ભ્રમ રે;
જ્યાં જાવું ત્યાં સત્ય સરદાર રે, સઘળી મેદની સત્યને આધાર રે ૬

\+ + + +

સાચી કરણી સાચા સદ્‌ગુરૂ, સાચાં વાચક સાચાં ઉરૂ;
સાચા સચ્ચિદાનંદ સોહાય, કયમ તે જગમાં ન પરખાય. ૧
નિશદિન સત્ય જે પાસે વસે, તો સિદ્ધિમાં શી બાકી હશે ?
જુઠા જોગમાં તો બન્ને જાય; સંસારી જનથી હળવો થાય. ૨
વદે સાચું પણ ગ્રહે ઉલટી વાટ, ધોબી શ્વાન નહિ ઘર ને ઘાટ;
એમ થયે કરીને શો લાભ, ન રહે અવનિ કે ન રહે આભ. ૩
કપટ ભેખે કરીને જે કળ્યા, હતા પ્રથમ તેનાથી પણ ટળ્યા;
ન રહે માયા કે નવ રહે રામ, નર્ક સ્વર્ગથી પણ ત્રીજું ઠામ ૪
સાચો જોગ જો મનનો હોય, સારો નર તો કહે નહિ કોય;
અદ્‌ભુતાનંદ સત્ય સંબંધ, ત્યાં ન હોય માયા કેરૂં દ્વંદ, ૫

(દોહરો) જુઠામાં જગદીશ ક્યાં, શોધે ન મળે મેળ,
સઘળા જન્મ કુટઈ મરે, પણ વેળુમાં ક્યાં તેલ ! ૧

ઉપર જોગ અંતર કપટ, કરે જુઠો વ્યવહાર;
એ છે જોગ વેપારનો, ગયો ન હોય અહંકાર. ૨

હું મારૂં અંતર વિષે, કરે ક્રોધ ને દ્વેષ;
દષ્ટિ જ્યાં ચોકખી નથી, ધીક પડયો એ વેશ! ૩

આ મારગ બહુ કઠિન છે, સત્ય રીતે નવ થાય;
જુઠામાં જગદીશ કયાં, અદ્ભૂતાનંદ જાય. ૪

ઉંચા નીચા ડુંગરા, વળી પત્થરની રેખ;
કોઈ જન ગઢ પર્વત કહે, મન હમારે એક. ૫

નામ પડે છે જુજવાં ભૂલે જન જે અજાણ;
સદ્ગુરૂથી સમજણ મળી, મારે સૌ પાષાણ. ૬

સોની જે સોનું ઘડે, ઘણા કરી ઘાટ વિવેક;
જોતાં ઘાટ નવા નવા, સર્વમાં સુર્વણ એક. ૭

વણે વસ્ત્ર કોઈ અવનવાં, નામથી નવ ગણાય;
અદ્ભૂતાનંદ જોગથી, સુતર સત્ય મનાય ૮

(ચોપાઈ) નામ આકારે પાત્રા ઘણાં, પણ તે સર્વે મૃત્તિકા તણાં;
ભાગે પાત્ર મૃત્તિકા થઇ જાય, ઉપાદાનમાં જઈ સમાય, ૧

સૂર્ય કિરણ સઘળે પ્રસરે, આખર તે મધ્યે પરવરે;
તેમ બ્રહ્મનું ચેતન જેહ, બ્રહ્મ વિષે વિરમે છે તેહ. ૨

બ્રહ્મ ચૈતન તે બ્રહ્મમાં મળે, ને તત્ત્વ તત્ત્વમાં જઇને ભળે;
અદ્ભૂતાનંદ પરગટ થાય, જન્મ મરણ તે જનનું જાય. ૩

## ( મનને શિખામણ. )

આખર તો તું મારો થઇશ, હઠી હઠી મન તું કયાં જઈશિ?
જગત બિચારૂં છુટું થશે, ઘર વિનાનું કયાં જઈ વસે. ૧

જે જે વસ્તુનો જ્યાં ઠામ, ત્યાં જઇ તે કરશે વિશ્રામ;
એથી બન્યો છે આ સંસાર, એનો સકળ ચાલે વ્યવહાર. ૨

એ જેના અંતરથી ટળે, તો અદ્ભૂતાનંદ સહેજે મળે;
અદ્ભૂત આનંદ જેમાં વસે, દ્વૈતપણું તેનું દૂર થશે. ૩

[ચોપાઇ] હતો પ્રગટ નહિ કયાંથી થયો, ઘર પરાયે પેસી ગયો;
પર વસ્તુને મારી કહે, મૂળ ભેદ મનમાં નવ લહે. ૧

વેદ શાસ્ત્ર એમ કે છે' કથી, જબરાને તું જોતો નથી;
કાળ બેઠો છે સૌની પાસ, કાલ તણી શી ખોટી આશ. ૨
પ્રાતઃકાળે તે શું થશે, વિચાર વાયરે ઉડી જશે;
ધારીશ કાંઈ ને થાશે કાંય, શીદને લાંબી પસારે બાંય. ૩
જીવનું ધાર્યું થાતું હોય, તો દુઃખને નવ સંચે કોય;
મરનારાંને રાખી શકે, સહાય કરે જન દુઃખની તકે. ૪
મનુષ્ય કરે તે કરતા હોય, તો હરિને લેખે નહિ કોય;
કિરતાર અહંકારથી દૂર, જ્યાં સત્ય છે ત્યાં રહે હજુર. ૫
પંચ રંગ દર્શાતા હશે, તો પણ છાયા એકજ થશે;
અદ્ભૂતાનંદમાં એક સાર, એક રંગ માન્યે ભવપાર. ૬

\+ + + +

અહં મમ જેને હૃદયે ઠરે, તે સંસાર વિષે પગ ધરે;
જે જે તે ઈશ્વરથી થાય, વૃથા જીવ તણાયો જાય. ૧
કરતા હરતા સૌના હરિ, સર્વ શાસ્ત્રને વાદે કરી;
ના માનું તો ઝખને માર, કદી પડીશ નહિ પેલે પાર. ૨
તજી નાવ જે સિંધુ તરે, આખર થાકી ડુબી મરે;
અદ્ભૂતાનંદ મળવા સાજ, હું મારૂં તે કરવું ત્યાજ. ૩

* * * *

જન્મ સમે વૈરાગી હતો, ગૃહસ્થાશ્રમી વચમાં તું છતો;
અંતે તું વૈરાગી વેશ, તો પણ તારે છે પરદેશ. ૧
પરદેશીની પ્રીતિ કરી, શોક મોહ નવ જાંચ્યો જરી;
મારાં મારાં મિથ્યા કર્યાં, તૃષ્ણાએ તુજ પુંઠળ ફર્યાં. ૨
જેમ વેશ્યા વાંસે ધન લગી, ધન રહિતથી બેસે ફગી;
સગાં સંબંધી સઘળાં જેહ, ખાવા પીવા મળીયાં તેહ. ૩
ઋણાનુંબંધ જ્યાં પુરો થશે, સૌ સૌનો મારગ ઝાલશે;
સો ફેરાની એકજ વાત, ખરે ખદોડી મારશે લાત. ૪
એ સંબંધની રીતિ કહી, એથી અન્ય કંઇ સમજીશ નહિ;
અદ્ભૂતાનંદ ત્યાં ક્યાં હોય, સમજે તો સમજાવું સોય. ૫

÷ ÷ ÷ +

મરણનું દુઃખ માને છે જેહ, તારી મુરખતા છે તેહ;
જેમ ટોક મેળાએ જાય, દશે દિશાથી ભેળા થાય. ૧

રસ્તે સાથ મળે છે ઘણા, વેર પ્રીતિમાં તો નૈ મણા;
સર્વ સર્વને રસ્તે જણાય, તેમાં શોક તે શાનો થાય? ૨
પૂર્વ જન્મને સંચય કરી, આવે છે તે તો અવતરી;
નથી તરેલા જન જેટલા, અવતરે વિશ્વે તેટલા. ૩

÷ ÷ ÷ ÷

મરણ પછી ક્રીયા જે કરે, અંધની આગે દિપક ધરે;
ખાવા પીવાના વ્યવહાર, મરનારાને માથે ભાર. ૧
મરનારાને પહોંચે એહ, ખાતરી કોણ કરી આપે તેહ;
અદ્ભૂતાનંદ સાચું ઠર્યું, સારૂં નરસું સ્વહસ્તે કર્યું. ૨

\+ + + +

રળ્યું હતું તે સર્વે રહ્યું, સાથે પુણ્યને પાપજ ગયું;
રહેનારૂં તે સાથે ન જાય, સદાય એવો સત્યનો ન્યાય. ૧
પણ જે જે પાછળથી કરે, વ્યવહાર સારૂ કે મોટમ ધરે;
કરનાં કરેલાં કર્મો જેહ, સુખ કે દુ:ખ આપે છે તેહ. ૨
પાછળ કરે તે સ્વસુખ માટ, મરનારાનો નહિ ઉચાટ;
શું ખાશું ભાગ્યશાળી હતા? કયારે પાછા થાશે છતા. ૩
પાછા થયા એમ સૌને કહે, પોતાના દુ:ખથી દેહ દહે;
જો સમજે તો શાનું દુ:ખ! અજ્ઞાને કરમાયું મુખ. ૪

* * * *

જવું થવું એ કર્મની ગતિ, આઘા પાછી ન થાયે રતિ;
એવો છે અવળો સંસાર, પોતે કરે અન્યને શિર ભાર. ૧
મરનારે કોણ આગળ કહ્યું, કે મારૂં કાયદું બાકી રહ્યું;
પણ પાછળ નો છે વ્યવહાર, મિથ્યા મરનારાને ભાર. ૨

\+ + + +

ઘણા દિવસ રહ્યો રાંકડો, ઘણા દિવસ ફર્યો ફાંકડો;
ઘણા દિવસ ધનંવતો શેઠ, કંઈક કાળ પેટ અર્થે વેઠ. ૧
ઘણા કાળ મનમોજી ફર્યો, ઘણા કાળ સ્થિરતાએ ઠર્યો;
લક્ષ ચોરાસી યોનિ જેહ, તેહનું કષ્ટ વેઠયું તુજ દેહ. ૨
કાળ, કર્મનો નાવ્યો પાર, તો પણ નહિ છૂટયો સંસાર;
મનુષ્ય જન્મ આવ્યો છે જેહ, તરવાનું સાધન છે તેહ. ૩

તેમાં હરિ ઓળખાણુ ન થયું, તો આયુષ્ય વ્હેતે પુરે ગયું;
જ્ઞાન દીપકથી તિમિર ઘટે, અદ્‌ભૂતાનંદ અથડાવું મટે. ૪

(દોહરો) મરૂ મરૂ સૌ કો કહે, મનથી મરે ન કોય;
જો કદી મન મારી મરે, પુનરજન્મ ના હોય. ૧

(ચોપાઇ) ખરેખરો મરનારો જેહ, ફરી જન્મ કેમ ધરશે તેહ;
જ્યોતિમાં જ્યોતિ જે ભળે, તે જન પુનરપિ કોને મળે ? ૧

રહે રખડતો કરમી જેહ, અકર્મીનો હોય ન દેહ;
શી ચિંતા કરવાની હવે, અદ્‌ભુતાનંદ નિધિ નવે. ૨

\+ + + +

જોગી થઇને સાધે જોગ, મળે રાજ એ મ્હોટો રોગ;
હએ તણેનો શિરપર ભાર, તેથી કયાં છુટે સંસાર ! ૧
જોગથી રિદ્ધિ સિદ્ધિ મળે, તે ફળ નૃપ કે ગૃહસ્થમાં ફળે:
પાપ પુણ્યનો મારગ એહ, અદ્‌ભુતાનંદ નહિ પણુ દેહ. ૨

* * * *

ફરી ફરી ધરવા અવતાર, એ છે કર્મ તણો વ્યવહાર;
તેથી શું કારજ સુધર્યું, જન્મી સાર્થક કંઇ ના કર્યું. ૧
સાધી જોગ જપે જગદીશ, ત્યારે સમજવું રીઝયા ઇશ;
વળી જોગનું સાધન જેહ, ખરેખરૂં કહું જે છે તેહ. ૨
જળ વિષે કંઇ વસ્તુ પડે. તરત કુંડાળે પાણી ચડે:
ઓકળીઓ પડતી દર્શાય, જળની જળ મધ્યે સમાય. ૩
સ્થિરતા તેવી મનની થાય. અસત્ય હોય તે દૂર પળાય;
એ રીતે અંતર સ્થિર થશે, તો અદ્‌ભુતાનંદ આવી જશે. ૪

* * * *

એક ચિત્તથી ધ્યાન જો ધરે. ભક્તિ મૂળ પુરૂષની કરે:
મન કરે બુદ્ધિમાં લ્હીન, બુદ્ધિ અનુભવમેં પ્રસન્ન. ૧
એક તાર હરિ સાથે થાય, તો અંતરમાં હરિ દર્શાય;
દીનમાં દીનપણું જો હશે, તેને દર્શન નિશ્ચય થશે. ૨
વિના પ્રેમથી જે જન કરે, ભરે પગલાં પણ પાછો ફરે;
અદ્‌ભૂતાનંદ વિણુ સંસાર, બંદીખાનું છે નિરધાર. ૩

તારાં કર્મની શિક્ષા જેહ, કાળ સરવ જાણે છે તેહ;
પુરણ થયેથી છૂટો થઈશ, કર્મ હિન હરિ પાસે જઈશ. ૧

નવાં કર્મ જો કીધાં હશે, તો જ કલેવર પરગટ થશે;
કૃત્યા કૃત્ય કરેલાં જેહ, તે ભોગવવા પ્રગટે દેહ. ૨

અકર્મી અણુલિંગી હશે, વીણ બીજે કેમ પરગટ થશે;
અદ્ભૂતાનંદ રૂડો ઘાટ, મનુષ્યા જન્મ તો શો ઉચાટ? ૩

(દોહરો) મારૂં મારૂં સૌ કરે, મળી ટોળે સૌ સાથ;
દુઃખ વ્હેંચી લેતાં નથી, ખાલી પછાડે હાથ. ૧

(ચોપાઈ) કષ્ટ પરાયું આવે સોય, તો લેવા નહિ તત્પર કોય;
તેમ બંને નહિ જાણે સર્વ, તેથી લેવાનો મન ગર્વ. ૧

જો કદી કોઈને કરડે નાગ, બીજાં નાસવા ગોધે લાગ;
અન્ય તણી સંભાળ ન લે, મને જીવતો જાવા દે. ૨

એવે વિચારે જગના જન, મિથ્યા ડોળ કરે તદ્દન;
અદ્ભુતાનંદ સાથે સંબંધ, બાકી સૌ માયાનું દ્વંદ. ૩

\+ \+ \+

હાલ કાળનું આ દૃષ્ટાંત, સૌના અનુભવનું સિદ્ધાંત;
પ્લેગ રોગનું આવરણ થયું, વહાલ તે વ્હેતે પૂરે ગયું. ૧

તેવા સમયમાં જોયા સંબંધ, સાચા જુઠા સઘળા બંધ;
સગાં ખરાં પણ પાસ ન જાય, ચાકર પાકર પાણી પાય. ૨

પ્રગટે રોગ કોઈ પાસ ન જાય, મુખીયા આગે ફેરા ખાય;
અન્ન જળ વિણ કષ્ટે ઘણું, મન જાણે નથી કોઈ આપણું. ૩

કહે અડવે હડકાયો રોગ, વળી આપણા મળશે ભોગ;
એમ વિચારી પાછા પળે, કંઈક મજુરો હાથે બળે. ૪

સગાં સંબંધી જે જે હશે, ખાવા લેવા તત્પર થશે;
જો પાસે નહિ કોડી એક, જો જો સંબંધીનો વિવેક. ૫

વર્તમાનનું અન્ય દૃષ્ટાંત, સાંભળજો રાખીને ખાંત;
મરણ તણી કંપનીઓ થઈ, ડાહ્યાની પણ બુદ્ધિ ગઈ. ૬

નામ લખાવી ટાળે શોક, ભરે રૂપૈયા ગણી ગણી રોક;
જે નામે જન પૈસા ભરે, ત્યાંથી જાણે એ ક્યારે મરે. ૭

દેખી દ્રવ્ય જન અંધા થાય, એથી સંબંધ સૌ દૂર પળાય;
માત્ર સંબંધ જ્યાં દ્રવ્યના હશે, ત્યાં અદ્‌ભૂતાનંદ કયાં વસે. ૮

*

આ જગ સૌ માયાની જાળ, ખરૂં કહું તો લાગે જ્વાળ;
છે મિથ્યા જન સાચી કહે, વૃથા મુરખ દેહને દહે. ૧
નીર ઝાંઝવા જેવું જાણ, ધુમાડો પરવત પરમાણ;
છતે દોરડે માને સાપ. ભ્રમણાથી પામે પરિતાપ. ૨
એવી ભ્રાંતિ જેને થાય, એક છતાં પણ બંને જાય:
સમજી ભ્રમણા ત્યાગી દે, અંતર ભાવથી હરિ હરિ કહે. ૩

× × × +

પરજન દેખીને પડે દુખ, પરસુખ દેખી નવ માને દુઃખ;
પરનિંદા પરધન પરહરે. તે આ મારગમાં પગ ધરે. ૧
સર્વનું ભદ્ર સદા જન ચહાય, તે જન સુખીયો હોય સદાય;
વારંવાર કહ્યું છે કથી, ભારી કે હળવો કોઇ નથી. ૨
ઉંચ નીચ અજ્ઞાની જ્ઞાન: ખસેડવું એ પરથી ભાન;
જે જેવા આ જગમાં હશે, તેના નિવેડા તેવા થશે. ૩
તેહનું કર્મ ભોગવશે તેહ, ત્હારૂં કર્તવ્ય હોય કર તેહ;
જે જન વિટંબ વાદમાં ભળે, તો અદ્‌ભૂતાનંદ કદી નહિ મળે. ૪

\+ + + +

અન્ય તણી પડપૂછ ન કરે, તે જન જગમાં વ્હેલો તરે:
દોષ અદોષ ન પરના જુવે, સુખમાં હર્ષ દુઃખમાં ન રૂવે. ૧
સદા સંબંધી સઉને ગણે, તે જન બ્રહ્મ સંબંધી બણે;
જો શમસ્યામાં સમજી જાય, તો સંત બની ટુંકારો ખાય. ૨
ઉલટો ઉત્તર ન આપે કશો, તો તો પરબ્રહ્મ હ્રદયે વસ્યો;
અદ્‌ભૂતાનંદ એને જાણ: વેદ શાસ્ત્રનું એ પ્રમાણ. ૩
કારણ એક સમજવું સાર, તે સમજ્યાથી ભવનો પાર;

\+ + + +

જે કોકનાથી પરગટ થાય, આ સૃષ્ટિ મધ્યે દર્શાય. ૧
મન વાણી વેષયમાં વસે, એ તે સર્વ જશે ને થશે;
સગુણ રૂપમાં સમજે તેહ, અદ્‌ભૂતાનંદનો કયાં દેહ ? ૨

\+ + + +

નથી દર્શાતો છે જગમાંય, સ્થાવર જંગમ સઘળે છાંય;
અણું માત્રમાં વ્યાપક એહ; સચરાચર દર્શાયો તેહ. ૧
જન્મ મરણમાં ન આવે હરિ, સકળ વેદ વાચા ઉચ્ચરી:
આદ્ય અનાદિ જેને કહે, મહાવાક્યના જ્ઞાતા લહે. ૨
નથી કશું ત્યાં એ છે સાર, સત્તા રૂપ જગત મોઝાર:
અછતા રહીને સરવે રચે, હરિજન હોય તે તેમાં પચે. ૩
નિર્ગુણ રૂપે તેને કહે, અદ્દભૂતાનંદ વિણ ક્યાં લહે;
સૌ હરિથી હરિ કોઈના નથી, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે સર્વથી. ૪

(દોહરો) સર્વોપરિ પરબ્રહ્મ જે, નથી કોઈ સાક્ષી સમાન:
અદ્દભૂતાનંદ જો મળે, થાય સ્વરૂપનું ભાન. ૧

(ચોપાઈ) જે જનમદ વરઘોડે ચઢે. આખર ઉથલી હેઠળ પડે;
ગુણ સમજીને ગાંજો પીયે, હરિજન હોય તો એથી બીયે. ૧
ભંગી અફીણી જે જન થાય, અંગ અક્કલથી હિન ગણાય;
શરીર શોષે, રૂધિર સુકશે; દ્રષ્ટિ ચોરી ઉપર જશે. ૨
મફર માજમનો સંગી હોય, કરે વિશ્વાસ ન ડાહ્યો કોય;
મદ્યપાન કરતા જે જન, સ્થિરતા ન હોય કદી તેનું મન. ૩
એ વિણ જગમાં વિષય અનેક, સઘળા હરનાર વિવેક:
સમજી કાંઈ કરવાનું નથી, શર્મી જવાનું છે સર્વથી. ૪
વિશ્વ વ્યસન જો અંગે અડે, તે જન ઠંઠ ગંધેલા પડે;
કોટિ કલ્પ એમ જાશે વહી, અદ્દભુત આનંદ મળશે નહિ. ૫

÷ ÷ ÷ ÷

એક દિવસ કંગાળીઆ થઈશ, એક દિવસ તું રાણીઆ રહીશ;
એક દિવસ મળે રાજ્યાસન, એક દિવસ નહિ ખાવા અન્ન. ૧
એક દિવસ ચઢતા તોખાર, એક દિવસ વહેવાનો ભાર;
એક દિવસ સુવાને સેજ, એક દિવસ ભામિની હેજ. ૨
એક દિવસ રળવાનો ક્રમ, એક દિવસ ખોવાનો ભ્રમ:
એક દિવસ વાજાં ગડગડે, એક દિન કર છાતી પર પડે. ૩
એક દિવસ વરઘોડે ચઢે, કોઈ દિન રાંક રસ્તામાં પડે;
એક દિન સરવે કરશે સલામ એક દિન સર્વનો થઈશ ગુલામ. ૪

એક દિન સર્વનું પામીશ માન, કોઈક દિન પામીશ અપમાન;
એક દિન ઠાલો ઠોઠજ રહીશ, એક દિન ધનવંતો કહેવઈશ. ૫
વિરુધ ધર્મ એવો જાણજે, સમજી અસત એમાં માણજે;
અનિર્વચનીનું એ સૌ દ્વંદ, એમાં ન હોય અદ્દ્ભૂતાનંદ. ૬

÷ ÷ ÷ ÷

તુજ મનથી જંજાળી થયો, પ્રથમ દશાને વિસરી ગયો;
પ્રથમ કરેલા ગર્ભમાં કોલ, તેમાંનો નથી પાળ્યો બોલ. ૧
બોલ્યું ન પાળે જે કોઈ નર, તેનાથી બીજો કોણ ખર;
કરી કોલ એ કોલી થાય, કુંભીપાક નરકે તે જાય. ૨
બોલેલું પાળે જે ધણી, એથી ન બીજો જગમાં મણી;
ભ્રષ્ટ વચન જે જનનું હશે, જન્મ અકારજ તેહનો જશે. ૩
ધિક્ જીવ્યું તેહનું સંસાર, કદીએ ન પામે ભવનો પાર;
વચન અસત્ નવ હોયે જ્યાંય, અદ્દ્ભૂતાનંદ પ્રગટે ત્યાંય. ૪

+ + + +

સુખ માગે ને કર્મ કઠોર, રળવા ઉપર ઝાઝું જોર;
રાત્રિ દિવસ જન રોગો રળે, ભાગ્ય વિના કોડી કેમ મળે? ૧
પૂર્વ લેખ સ્વમુખે થાય. તે વસ્તુ કયાં નાસી જાય;
થશે થવાનું સમજી એમ, શોચના કરવાનું લ્યો નેમ. ૨
કરતા હરતા ભાગ્યજ કહ્યા, ડાહ્યા થઈ મન સમજી રહો;
વિશ્વ વિષ જો અંગે અડે, અદ્દ્ભૂતાનંદ હાથ ન ચડે. ૩

= = = =

શોધે વસ્તુ જન આપોઆપ, અંતરમાં ન મળે પરિતાપ;
પ્રીત રીત સુખ અથવા દુઃખ, આવી ઉભું રહે સન્મુખ. ૧
જેનો જે સંસ્કારજ હશે, તે લેશે દેશે સરવે થશે;
ભાગ્ય વિનાની લક્ષ્મ જેહ, પૂજે અરચે ન મળે તેહ. ૨
ભાગ્યે મળેલી જે ને હશે, ઠેશે મારી દૂર નહિ જશે;
કર્મ ફળે જે પરગટ થાય, ભોગ થયા પછી દૂર પળાય. ૩
એવો કોણ નિર્ભાગી હોય. કર્મ લેખ મિથ્યા કહે કોય;
અદ્દ્ભૂતાનંદની હોયે આશ, ભાગ્ય ઉપર રાખ્યો વિશ્વાસ. ૪

ઇન્દ્રવિજય છંદ.

વિશ્વાસ વિના જન ભક્તિ કરે, જેમ વેળુને પીલીને તેલજ કરે;
ગુરૂ નાવ વિના ભવસાગરમાં તરવાને પડે જેમ બેસીને પાહાડે. ૧

ચિત્ત વિના ચતુરાઈ કરે જેમ, ભસ્મ વિષે અવદાન તે આપે;
બાંધે સદાવ્રત ધન વિના જેમ, વંઝા સ્ત્રી પુત્ર ખોળામાં અલાપે. ૨

હોય મનુષ્ય જો માન વિના, અવતાર શે કારણ ધારણ કીધો?
વિદ્યા વિના જેમ ઢોર ફરે, એક વેશ નકામો મનુષ્યનો લીધો. ૩

જ્ઞાન વિના જીવવું ધીક જીવન, સાધન સાર કશો નવ જાણે!
અદ્ભૂતાનંદમાં ભાવ વિના, જેમ રોઝડું મહાવનમાં સુખ માણે. ૪

+ + + +

(સોરઠી કુંડળી) નારી દૃઢ રાખે ઘણું, કામે કાચી હોય,
નેણ બાણના મારથી, જીવે જવલ્લો કોય;
જીવે જવલ્લો કોય, પડે ઇશ્કના કૂપમાં,
પારાશર સુરરાજ રાવણ સીતા રૂપમાં. ૧

કર પ્રીતિ પરબ્રહ્મની, વૈર કામ ને ક્રોધ,
મારે તો તું કાળને, માયા સાથ વિરોધ;
માયા સાથ વિરોધ, દુરાચરણ ત્યાગે સદા,
મળે અદ્ભૂતાનંદ, વસે સુખમાં સર્વદા. ૨

(સાખી) માયા મેવો મીઠડો, ચાખ્યેથી ચપટાય;
ભોળવણી એની ઘણી, સમજેથી સુખ થાય.

(ધોંસા) અરે તું દોષ તણો ભંડાર, નાગણી ડસન કર્યો સંસાર,
મહારથી મોટાને મારી, ઉઘાડી નરક તણી બારી;
અરે તું મંદ હાસ જોઇ, અમુલખ વસ્તુને ખોઇ. ૧

(સાખી) અમૃત સરખું પાન, તજાવી ઝેર હળાહળ પાય;
બ્રહ્માનંદને દૂર કરાવી, તું ચપળા સુખ ચ્હાય.

(ધોંસા) હવે નથી હઠવાનો હારી, કરૂં નહિ તુંજ સાથે યારિ,
ફસાવી નાખ્યા કંઇક નરકે, પડયા તે મહાદુઃખને ગરકે;
વેદના ઉપજાવે ઉંડી, સદા તુંજ દૃષ્ટિ રહે કુડી. ૨

(સાખી) નીચ પ્રસંગ થયા પછી, હોય સુકૃતનો નાશ;
તુજને દેખીને ત્રિયા, હવે હું કયમ પામું ત્રાસ.

(ધોળા) ન ધીરૂં તુજને હું કો વાર, ખાઇને ઘણા કર્યા ખુવાર,
પલકમાં પાડે દઢધારી, ગતિ છે તારી બહુ ન્યારી:
કરે છે તારે મન હાંસી, પડે છે કાળતણી ફાંસી. ૩

(સાખી) નિશ્ચે તારો જેહ છે. હું સમજ્યો છું સાર,
જ્યાંથી દઢ નિર્ભય થયો, તુજ અબળાનો શો ભાર.

(ધોળા) હવે નથી હઠવાનો હારી, દૂર થઈ કેમ કરૂં પ્યારી,
અવગુણ જોઇ ત્યાગી તુજને, હેત કેમ ઉપજે હવે મુજને:
તમાસા તારા હું જોઉં, અદ્દભૂતાનંદ વિના રોઉં. ૪

( સુનો તુમ યાર પરદેશી....એ રાગ. )

ગુમાની ગાફલ હોતા હે, તેરા તો કોન બેલી હે. ટેક.
કરત પરનારસે હાંસી, લગી હે કાલકી ફાંસી–ગુમાની. ૧
ફિરત હે મોહકી મુકમેં, પડેગા કાલકે મુખમેં–ગુમાની. ૨
ફિરસ્તા લે ચલેગા યાર, રખ્યા નહિ પ્યાર યા ખુદાસે–ગુમાની. ૩
બડાઇ બ્હોત કરતા હે, પાપુંસે પેટ ભરતા હે–ગુમાની. ૪
અદ્દભૂતાનંદ બીન ઐસી; ન દેખે ખલક હે કૈસી–ગુમાની. ૫

( દોહરો ) જોગી જોગ જાણે નહિ, નથી કાળથી દૂર,
અણસમજુ જોગી કહે, જોગ નથી અંકુર. ૧

(ચોપાઇ) સાચો જોગી જે કોઇ હશે, કાળ તણા મુખમાં કયમ વસે?
દર્શી કાળને દૂર જે રહે. **અદ્દભૂતાનંદ** તેને કહે. ૧
સ્વરૂપ જોતાં સાચું જડે, મુરખ હોય તે જન આથડે,
વસ્તુ શોધમાં વસ્તુ મળે, અદ્દભૂતાનંદ ભેળો ભળે. ૨

(સોરઠી કુંડળી) કોઇ કહે કિરતાર હું, જીવ દશામાં જોર,
કથન માત્રથી એ નથી, છે માયાના ચોર;
છે માયાના ચોર, અદ્દભૂતાનંદ વિણ ફરે:
પાછળથી પસ્તાય, ખોટે બોધે છેતરે. ૧

વેશ ધરે શ્રી કૃષ્ણનો, દર્શાવે સૌ ડોળ,
લેઇ મોરલી ચાળા કરે, ઝુકે ઝાકમ ઝોળ;
ઝુકે ઝાકમ ઝોળ, ચાળા પાડે ચોપથી:
કયાં અદ્દભૂતાનંદ, હરિની લજ્જા લોપથી. ૨

પ્રેમી થઇ પાછા પડે, થઈ માયાના દાસ,
ચોકસ ચિત્ત રહ્યું નહિ, પડયા કામને પાસ;
પડયા કામને પાસ, કૃષ્ણ સ્વાંગ તે કયાં રહ્યા!
વિણ અદ્‌ભૂતાનંદ, ભાર એ કેમ જશે સહ્યા! ૩

નાવાનળ પીધો જુવો, વાળ્યું જુમનાં ઝેર,
અનેક દૈત્ય સંહારિયા, ટાળ્યું જગ અંધેર;
ટાળ્યું જગ અંધેર, એવા તો શ્રી કૃષ્ણ છે,
વિણ અદ્‌ભૂતાનંદ વેશધારીનો પ્રશ્ન છે. ૪

દાસ થઇ ભકિત કરે, તો તો ભાગી ભૂલ,
ચાળા પાડે ચોર છે, ડહાપણ પડીઉં ચુલ;
ડહાપણ પડીઉં ચુલ ગુમાર તેને જાણવા,
નહિ અદ્‌ભૂતાનંદ, સેવક કેમ પ્રમાણવા. ૫

નારી નીરખે નેત્રમાં, મુખથી હરિગુણ ગાય,
ચાળા પાડે કૃષ્ણના, એ સિદ્ધિ કેમ થાય?
એ સિદ્ધિ કેમ થાય, ઘણા કાળના ગર્ભમાં,
બિન અદ્‌ભૂતાનંદ, ભક્ત હોય પણ નર્કમાં. ૬

સીતારામ સુડો કહે, બોલ્યાથી બંધાય,
પડવું પડે છે પાંજરે, સમજ્યેથી સુખ થાય;
સમજેથી સુખ થાય, એકાંત ભક્તિ ઉજળી,
નહિ અદ્‌ભૂતાનંદ, ફાલે ફુલે રહે કળી. ૭

શણગાર ધરાવે શ્યામને પહેરાવે બહુ વસ્ત્ર,
થાળ ધરાવે પ્રેમથી વળી આપે કર શસ્ત્ર;
વળી આપે કર શસ્ત્ર, વેદ વિહિન પુજન કરે,
સત્ય અદ્‌ભૂતાનંદ, તેમાં પગ પાછો ભરે. ૮

પ્રતિષ્ઠા જ્યારે કરે, વેદ વચન પરકાશ,
તે વચનોને અનાદરે, કયમ રીઝે અવિનાશ?
કયમ રીઝે અવિનાશ, વિધિ મૂકે વેગળી,
વિણ અદ્‌ભૂતાનંદ, ભ્રાન્તિમાં બેઠા ભળી. ૯

વ્યવહારો વળગી રહે, ધરે મોક્ષમાં ટેક,
ખોળે બહુ જડશે નહિ, મળે હજારે એક;
મળે હજારે એક, સત્સંગી કયાંથી મળે,
વિણ અદ્‌ભૂતાનંદ, હું, મારે ખીચ્ચે કળે. ૧૦

પવિત્રતા પાળે ઘણી, શુચિ સર્વે બ્હાર,
પવિત્રતા પાછી પડે, જો વળગે વ્યભિચાર;
જો વળગે વ્યભિચાર, પરની નિંદા જો કરે,
વિણ અદ્દભૂતાનંદ, પગ પ્હેલો નરકે ધરે. ૧૧

તિરસ્કાર ત્યાગી તણો, જન્મમાં એકજ વાર,
ભકિત સારા ભવ તણી, વણસતાં નહિ વાર;
વણસતાં નહિ વાર, લંબકર્ણ થઇ અવતરે,
હોય અદ્દભૂતાનંદ, એવી અવજ્ઞા નવ કરે. ૧૨

હરિ સેવામાં જો રહે, સદ્દભજનમાં હોય,
જો વ્યભિચારે આવરે, ભ્રષ્ટ જાણવો સોય;
ભ્રષ્ટ જાણવો સોય, થાળ પણ તેના હાથનો,
ન લે અદ્દભૂતાનંદ, હોય જો વૈષ્ણવ સાથનો. ૧૩

ત્યાગી ત્યાગ કરાવશે, ઘરબારી ગુણવાન,
હશે વિષયથા ગાભરા, એ સંસારી ભાન;
એ સંસારી ભાન, પ્રજા પ્રગટમેં પુરા,
વિણ અદ્દભૂતાનંદ મોજ શોખમાં શુરા. ૧૪

કલ્યાણ એ કયાંથી કરે, કોણ કલ્યાણનું રૂપ,
હું મારૂં મનથી નથી, હોય જ્ઞાનના કુપ;
હોય જ્ઞાનના કુપ, સદ્દગુરૂ તો તેને કહો,
અદ્દભૂતાનંદ વિણુ વેઠય. કષ્ટના બોજા ના સહો. ૧૫

ભકતાણીઓ ભમતી દીસે, ટીલાં તાંણે ટેક,
માળાઓ કંઠે પણ, જેના પ્રભુ અનેક;
જેના પ્રભુ અનેક, ફાંસુ ફરતી જાય છે,
નહિ અદ્દભૂતાનંદ, ત્યાં હરિ કયાં દર્શાય છે? ૧૬

આંખે અણસારા કરે, લટક મારતી ગાય,
ભજન કરાવે નર્તન, ફોગટ ફેરા ખાય;
ફોગટ ફેરા ખાય. અંતર ઉભરા અનંત છે,
વિણ અદ્દભૂતાનંદ વિષય એ ભગવંત છે! ૧૭

ભજન કરે બાહ્ય ભાવથી.હરિ હરિ કહે દિનરાત,
વ્રત નિયમ પાળે ઘણા, ગાળે તેમાં જાત;
ગાળે તેમાં જાત. કેમ થયે હરિ ના મળે,
લોપે મતિ અજ્ઞાન અદ્દભૂતાનંદ આઘો ટળે! ૧૮

ધરે પાય શાસ્ત્રો પરે, પતિની આજ્ઞા ભંગ,
પ્રીતમ તો પરખે સદા, ઉદ્‌ભવ વેશ્યા અંગ;
ઉદ્‌ભવ વેશ્યા અંગ, ધર્મ ગયા પછી શું રહ્યું?
નહિ અદ્‌ભૂતાનંદ; તેનું તો સર્વસ્વ ગયું. ૧૯

વિહ્વળ થાય કદી કામની, શિર પર લે અપવાદ,
લજ્જા લોપે શાસ્ત્રની, મૂકે કુળ મરજાદ;
મૂકે કુળ મરજાદ, પુંશ્ચલી તેને જાણવી,
હોય અદ્‌ભૂતાનંદ, દૃષ્ટિ પરે ના આણવી. ૨૦

પતિ તજી હરિને ભજે, તો પણ વ્રતનો ભંગ,
નર્ક મળે તે નારને, વિભુ કરે નહિ સંગ;
વિભુ કરે નહિ સંગ, નિર્ભાગી તે જાણવી,
હોય અદ્‌ભૂતાનંદ, તો અંતર નવ આણવી. ૨૧

સત્ય વિના ક્રિયા કરે, વેદ વિના નિઃસંશ,
ધર્મ વિનાનો પંથ જે, નથી વેદનો અંશ;
નથી વેદનો અંશ, ચંદ્ર વિના નિશા કદા,
અદ્‌ભૂતાનંદ વિણ નાર, સમજી લેવી સર્વદા. ૨૨

કરે અમલના કોગળા, મુખ મીઠું કેમ થાય,
અગ્નિને સ્પર્શ્યા થકી, શીતળતા કયમ રહાય;
શીતળતા કયમ રહાય, સમજે તેને સુખ છે,
જે અદ્‌ભૂતાનંદ, નહિ આવે કદી દુઃખ છે. ૨૩

અહિંસાના એક હારે, પરનિંદા નવ થાય,
ગણુ ટળે આ દેહથી, લાભ તે કયાં લેખાય;
લાભ તે કયાં લેખાય, ન્યુનતા તેમાં શી રહે!
હોય અદ્‌ભૂતાનંદ, વિસ્તારી વેદો કહે. ૨૪

નારી નીચ સ્વભાવની, કામે કાચી હોય,
નેન બાણુના મારથી, જીવે જવલ્લો કોય;
જીવે જવલ્લો કોઈ, સમજે જન શાણો હશે,
સંગ અદ્‌ભૂતાનંદ, કદીએ નહિ પાસે વસે. ૨૫

ઇન્દ્ર ચંદ્ર પારાશુર, શંકર ને બ્રહ્માય,
પરનારીના પાશમાં, એવા દઢ લબ્દાય;
એવા દઢ લબ્દાય, લજ્જા લોપે લોકની,
નહિ અદ્‌ભૂતાનંદ, નારી ગાંસડી શોકની. ૨૬

લીંટ લાળ ને મુત્ર છે. વળી નર્કની ખાણ,
પરદારાની પ્રીતથી, હોય હર્ષની હાણ;
હોય હરખની હાણ, ખત્તા ખવરાવે ઘણા,
જો અદ્‌ભૂતાનંદ પ્રગટે તો ન રહે મણા. ૨૭

સૌથી સારી સર્પણી, તેથી સારૂં વેર,
તેથી સારૂં ખડગ છે, તેથી સારૂં ઝેર;
તેથી સારૂં ઝેર, પ્રાણ હરે છે શરતમાં,
વિણ અદ્‌ભૂતાનંદ, પરનારી નાખે નર્કમાં. ૨૮

પરનારીની પ્રીતમાં, સુખે ન નિદ્રા હોય,
ભંગ કરાવે રંગમાં, સુખી ન દરશ્યો કોય;
સુખી ન દરશ્યો કોઇ, ધન લજ્જાનો લોપ છે,
વિણ અદ્‌ભૂતાનંદ, પર સ્ત્રી કાળો કોપ છે. ૨૯

મીઠું બોલે મુખ થકી, અમૃતમાં છે વીખ,
સમજે જો કોઈ સાનમાં, શાસ્ત્રો દે છે શીખ;
શાસ્ત્રો દે છે શીખ, પરનારીને પરહરી,
મળે અદ્‌ભૂતાનંદ, જો હરિને નરણાં ભરી. ૩૦

નમે, નમ્યામાં ફેર છે, અધિક નમે નાદાન,
દુરિજન તે દોઢા નમે, ચિત્તો, ચોર, કમાન;
ચિત્તો ચોર કમાન, નમવાથી દુઃખ થાય છે,
વિણ અદ્‌ભૂતાનંદ, મૂરખ ખત્તા ખાય છે. ૩૧

વાલાં વેરી કરીશ મા, નહિ નિદ્રા નિશાન,
ભોજન પણ ભાવે નહિ, વણ મોતે અવસાન;
વણ મોતે અવસાન, વૈર કષ્ટનું મૂળ છે,
અદ્‌ભૂતાનંદે સુખ, પેટ ચોળ્યાથી શુળ છે. ૩૨

કપરો માથે કાળ છે, નહિ નાઠાનો લાગ,
અંતે એ કેમ છોડશે, વણસી જાશે બાગ;
વણસી જાશે બાગ, જો જન સમજે આ સમે,
સત્ય અદ્‌ભૂતાનંદ, ભૂલાં શા કારણ ભમે. ૩૩

સત્ય બ્રહ્મ મિથ્યા જગત, એ નિશ્ચય નવ થાય,
દૃષ્ટિ કરતાં વેદમાં, સર્વે સંશય જાય;
સર્વે સંશય જાય, બ્રહ્મ ચૈતન ભરપુર છે,
અદ્‌ભૂતાનંદ ઇશ, જેહ ભજે જન શુર છે. ૩૪

જગત પ્રકૃતિમાં વસેએ. સમજણની જરૂર,
આખર તે એમાં પચેઃ માયા તણા મજુરઃ
માયા તણા મજુર, તે જન ગોથાં ખાય છે,
સત્ય અદ્‌ભૂતાનંદ. સમજ્યે વિશ્વ તરાય છે. ૩૫

સગુણ પ્રભુ અનેક છે, નિર્ગુણ ચૈતન એક,
સગુણ લય પામે સદા, *સામે સત્ય વિવેકઃ
સામે સત્ય વિવેક, એમાં કંઇ સંશય નથી,
જ્યાં અદ્‌ભૂતાનંદ, સમજી લે તે મર્મથી. ૩૬



( સાખી ) ધર્મમાં અટકે જે ઘણી પરને દે પીડાય;
અદ્‌ભૂતાનંદ ના મળે ભવમેં ગોથાં ખાય. ૧

ઘર ઘર શીદ ભટકી મરે, મહા જ્ઞાન પ્રકાશ;
વેદાંતિ બ્રહ્મનિષ્ઠ કો, જા સદ્‌ગુરૂની પાસ. ૨

એ જે તેના અનુભવી, ત્યાંથી મળશે જ્ઞાન;
અદ્‌ભૂતાનંદ પ્રગટે તો એ પર અર્પે ભાન. ૩

તત્ત્વ સાર સમજ્યા વિના, કદી ન સુધરે કાય;
અદ્‌ભૂતાનંદ ક્યાં લહે, જ્યાં ન નિવાસે ન્યાય. ૪

બહારની ઇન્દ્રિ વશ થયે, અંતરની શુચિ હોય;
અદ્‌ભૂતાનંદ આવશે, કરે ઐકયતા કોય. ૫

(સોરઠી કુંડળી) બાહ્ય ઇન્દ્રિ કુછુ દેખી કે, મનકુ જા સમજુત;
મનપે આવત ભ્રષ્ટતા, હોઇ જાત મોહપાત.

હોઇ જાત મોહપાત કરમ કરન ઇચ્છા કરે;
બીન અદ્‌ભૂતાનંદ ભેદ બગન ઉર નહિ ધરે.

(સાખી) તત્વસારથી શું કહું, નહિ બોલ્યાનો લાગ,
અદ્‌ભૂતાનંદ જો મળે, તેનું મોટું ભાગ્ય. ૬

(ચોપાઇ) સામ વેદ કહે તત્ત્વમસિ, **પ્રજ્ઞાનંદ બ્રહ્મ** રઘુ રહે વસી,
અથરે **અયં આત્મા બ્રહ્મ**. યજુ **અહં બ્રહ્માસ્મિ** નિગમ. ૧

*સામવેદમાં

ચારે વેદની એકજ વાણ, જે સમજે તે જન સુજાણ;
તત્ત્વજ્ઞાન વિણુ તે નવ જડે, ગ્રીડી વેદ રહિત કયાં ચઢે. ૨
મૂઢ મનુષ્ય અનાદર કરે, વૃક્ષ વિણુ વલ્લી પગ કયાં ધરે;
અદ્‌ભૂતાનંદ પર ચિત્ત જાય; અર્થ ચારનો એક સમજાય. ૩

* * * *

પ્રથમ તત્ત્વ સકળ દર્શાય, તે પછી જન જ્ઞાની કહેવાય;
પણુ જે જ્ઞાની પુરણુ થયો, નથી જોયો આ જગમેં રહ્યા. ૧
એવા જનમાં કિરિયા થાય, વિધિ નિષેધ તેમાં નહિ ન્યાય;
એવો તત્ત્વજ્ઞાની જે બણે, ઇન્દ્રિ વિષયને પરથમ છણે. ૨
કોઇના પર નવ રાખે વેર, પ્રીતિ પણુ સમજી લે ઝેર,
ન રહે ખોટું કે ખરૂં કશું, નથી રોવું કે કદીએ હસુ. ૩
દરશે નહિ ગુણકા કે સતી, મનમુ નહિ આશ્રિત કે પતિ;
જુવે નહી ઉદય કે અસ્ત, હરિ રૂપે દરશે સમસ્ત. ૪
મરવું કે અવતરવું જેહ, સ્વપ્ન વિષે ના લાવે તેહ;
શ્વાન સિંહ દર્શાતો હોય, એક આતમા સર્વે સોય. ૫
કદી કીડી કે કુંજર જુવે, આતમ દરશી સંદેહ ખુવે;
પંચ વિષય પણુ ભૂલી જાય, તેની કિરિયા કાંઇ ન થાય. ૬
અદ્‌ભૂતાનંદ પ્રગટે હંસ, તો તે દશા પામે પરમહંસ;
ચારે વેદ છ શાસ્ત્રો ભણ્યો શ્રેષ્ઠ સર્વથી તે જન બણ્યો. ૭

( સાખી ) ભણી ગણીને ભુલી જાય મહા તત્ત્વમાં જઈ સમાય;
અદ્‌ભૂતાનંદ પરગટ થાય સકળ વિશ્વ જઇ લાગે પાય. ૧

(ચોપાઇ) દારૂખાનુ દરશે જ્યાંય, બહુ જન ભમતા દિસે ત્યાંય;
અગ્નિ પ્રગટે પાસ ન રહે, રખે અમારી દેહને દહે. ૧
નાશે નહિ જન પ્રલયકાર, રહે બીજ રૂપે ૐકાર;
તે પણુ પ્રગટયો ત્યાં સમાય, અદ્‌ભુતાનંદ પરગટ થાય. ૨
સારૂં નરસું જગમાં જુવે, કાંઇ ન દેખત જીવત મુવે;
વિશ્વ વ્યસનથી છુટો થયો, બ્રહ્મ સ્વરૂપમાં પેસી ગયો. ૩
અંધો બેરો જે નજ હોય, નાટક જોવા આવે સોય;
નથી જોતો ને નવ સંભળાય, એમ સમજી શું જોવા જાય. ૪

છતાં જાય તો પણ શો ભાવ? તે અસરનો નહિ ઉઠાવ;
સારૂં નરસું દરશે સર્વ, અન્યને કહેવાનો નહિ ગર્વ. ૫
વિધિ અવિધિ સમજે ખરો, ગેંદ ઉપાધી ફેંકે પરો;
દેહ દિવ્ય રૂપે થઇ જાય, અષ્ટ પ્રકૃતિનો બંધાય. ૬
અંતઃકરણ આકાશે મળે; અદ્‌ભુતાનંદમાં તે ભળે;
અવળાનાં સવળાં થઈ જાય, જીવ મટી શિવ રૂપે થાય. ૭

÷ ÷ ÷ ÷

જીવ શિવ ભેદ મટે મન તણો, સમજ્યો તે બ્રહ્મરૂપે બણ્યો;
કોણ તમો જન પૂછે કોય, તો ઉત્તર નવ આપે સોય. ૧
સમજીને અંતરમાં રહે, બ્રહ્મરૂપ તે વેદજ કહે;
જીવત મર્ણ એ બ્રહ્મની દશા, સામ વેદ કહે વીસ વસા. ૨
અહં બ્રહ્મ પણ એ અહંકાર, સમજે પણ ન કરે ઉચ્ચાર;
તુર્યાતીતનો એ વ્યવહાર, વેદ પરા તે જનને ધાર. ૩
વિશેષણ પણ વળગે નહિ અવ્યય રૂપ તરછોડે નહિ;
વેદ ચાર એ કે'છે કથી, અદ્‌ભૂતાનંદ બીજો નથી. ૪

(દોહરો) નગર એક નવ દ્વારનું, કરે પ્રજા બહુ વાસ,
કરે રાજ્ય એ નગ્રનું, જાહેર જગમાં ખાસ. ૧
જો કદી નગ્રને છોડીને, ચાલ્યો જાય રાજન;
તે હોય રાજા વિશ્વનો; વેદનું એ વચન. ૨
બ્રહ્મથી માયા દૂર છે, બ્રહ્મ બીજ અંકુર;
પંચ રંગના પુષ્પમાં, જુવો રંગ ભરપુર. ૩
માયા ભેદ અપાર છે, બ્રહ્મ વિષે નહિ તેહ;
બીજ રૂપ મહા તત્વ છે, અદ્‌ભૂતાનંદ એહ. ૪

ઈંદ્રિવજય છંદ.

ઈંદ્રના યજ્ઞમાં દક્ષ પ્રજાપતિ, બેઠા હતા ત્યાં સદાશિવ આવ્યા;
શિર નમાવ્યું નહિ જ્યારે શંકરે; દક્ષ પ્રજાપતિ ક્રોધજ લાવ્યા. ૧
જેણું અપમાન અમારૂં શિવે કર્યું, તેવી અવજ્ઞા કરૂં દીલ ધારી;
બંધ કરૂં યજ્ઞભાગ એ શિવનો, વિનાશે વિપરીત બુદ્ધિ વિચારી. ૨
આમંત્રણ પત્ર લખ્યો સુર સર્વને, શંકરને નહિ પત્રજ આપ્યો;
દેવો જતા જોઇ પૂછ્યું ઉમા સતિ. જાણ્યું પિતાગૃહે યજ્ઞાનંદ સ્થાપ્યો. ૩

સતી કહે આપો આજ્ઞા સદાશિવ, મારા પિતા ગૃહે યજ્ઞ કરે છે;
તે સૂણીને શિવે શીશ ધુણાવી, નથી જાવું એમ શિવ વદે છે. ૪
કહ્યું ન માનતાં; ભંગ કરી વ્રત, આવ્યાં જહાં બ્રહ્મા યજ્ઞ કરાવે;
સ્થાપન દરશ્યું નહિ પતીનું જવ, ઉમા તણું અંગ જ્વાળ પ્રજાળે. ૫
દક્ષ કહે નિર્લજ્જને લાજ ન, વ્યવહાર રીતિ કશીએ નવ જાણું;
બોલવું ચાલવું લેણું કે દેણું, વિધિ કે નિષેધ વિના મન માણું. ૬
ત્રિલોકનાથની નિંદા સુણી. સતી (એ) યજ્ઞના કુંડમાં દેહ પ્રજાર્યો;
યોગના યજ્ઞમાં દેહ પ્રલય કરી, હાહાકાર ત્રિલોક વિસ્તાર્યો, ૭
સાંભળી કાળ સ્વરૂપ થયા શિવ, અનંત બ્રહ્માંડ ભયભિતિ;
જટા પછાડી વિભ્રદસુ શંકર, દક્ષનું શિર છેદ્યું ધરી પ્રીતિ. ૮
અજા શિરથી તેને કીધા સજીવન, પુરણ યજ્ઞ સદાશિવે કીધો;
યોગીસુ **શઢય** કર્યે ફગ એ મળ્યું અદ્‌ભૂત આનંદ લ્હાવ ન લીધો. ૯

(દોહરો) સર્વમાં સબળ પ્રકાશમાન. સકળ લોકનો નાથ;
કૃષ્ણ વિષે નવ સંભવે, મરણ પારધી હાથ. ૧
ભવીસાત્રમાં એ લખ્યું, કરે ભોગવે લોક;
જીવ ઇશ્વર કે મુક્ત જે. નહિ હર્ષ નહિ શોક. ૨

( ભારતી કુંડળી )

તર્ક નામ સૌ કો' કહે. ભવિષ્ય બીજું નામ;
કોઈ કહે છે કલ્પના, ત્રિવિધ એક પરિણામ.
ત્રિવિધ એક પરિણામ, જો કહી વાંચી જાણશો;
અનુભવ કરતાં અનેક, પ્રથમ વિચારો આણશો. ૧

(દોહરો) અનુભવ વિણ અનુમાન નહિ, અનુભવ હોય ત્યાં હોય;
ભવિષ્ય એને સૌ કહે, સંશય મનના ખોય ૧
કાળજ્ઞાન પ્રમાણ દે. તેમાં લખ્યો છે લેખ;
વળી પ્રકરણ ખટદશ વિષે, દૃષ્ટિ કરી જન દેખ! ૨

(મનહર છંદ) શ્રીફળ જળને જેમ પવન શોષતો નથી,
સત્યના સેવન થકી, કાળ નથી શોષતા;
ભૂત ને ભવિષ્ય વર્તમાન સહુ સમ જાણે,
* સમીચીન જાણવાથી, આનંદ હોય કોષનો.

* યથાર્થ, સારી રીત.

અદ્ભૂતાનંદથી ન કાળ કદી લઇ શકે,
કાળજ્ઞાન કહે આ તો લેખ નથી દોષનો. ૧

(છપ્પો) અધિકારી જે જ્ઞાન, સમદર્શીતા પામે;
અનુગ્રહનો આધાર, કર્યેથી ઉત્તમ કહાવે,
ન કરે જન અપમાન, ઉંચ કે નીચ ન દેખે,
સર્વમાં આત્મારામ, અન્ય કશુંએ નવ પેખે.
પરકષ્ટે કષ્ટિત રહે, એવા જન જે હોય છે;
અદ્ભૂત આનંદમાં રમે, અધિકારી જન હોય છે. ૧

(દોહરો) મોક્ષ માર્ગ જેથી મળે, ધર્મશાસ્ત્ર ઉચ્ચાર;
જ્ઞાન સાધન છે તેહનું, તે સંગે ભવપાર. ૧

(ચોપાઇ) રોગથી રોકયો જે જન, અમૃતનું કરશે ભોજન;
તો પણ સ્વાદ વિનાનું કહે, રોગ ભાર જે શિર પર વહે. ૧
તેમ જે જન અજ્ઞાનમાં ભળે. અસત્યથી સત્ય આઘું પળે;
માને ખરો પણ પ્રીત ન થાય, અસતવાદમાં તે વીંટાય. ૨
ઉલુક અંધપણું ભોગવે, સૂર્ય ઉદય (તે) કોણ રીત જુવે?
રાત્રિને માને તે દિન. દિવસની રાત્રિ જેને મન. ૩
સત્યથી રાત્ર દિવસ ન હોય, દિવસની રાત્રિ કહે નહિ કોય;
યોગદર્શન એમ કે'છે કથી, અદ્ભુતાનંદ એમાં નથી. ૪

(ગરબી) સત્ય વચન સૌ શાસ્ત્રો પોકારી કહે,
ક્રિયા તણા વર્ણનમાં ત્રણ પ્રકાર જો;
ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ ત્રણ વિધિએ કહ્યા,
એ ત્રણેના પૃથક્ પૃથક્ વ્યવહાર જો.-સત્યવચન૦ ૧
ફળ રહિત તે ઉત્તમ ક્રિયા જાણવી.
પર ભદ્રાર્થે મધ્યમ સમજો એહ જો;
સ્વકારણની કનિષ્ટ ઉત્તમ હોય તો,
ત્રણ ક્રિયાઓ ત્રણ પ્રકારના દેહ જો.-સત્યવચન૦ ૨
પ્રકાર તેના મનસા વાચા કર્મણા,
એ ત્રય વિધ પર રહીને ક્રિયા થાય જો;

પણ જો કોઇ ત્રણેની કરી શકે એકતા,
કલ્પ સુત્ર કે' અદ્ભૂતાનંદ સ્હાય જો.-સત્યવચન૦ ૩

( દાણ માગે રે, દાણ માગે......એ રાગ. )

કુળ કર્મે રે કુળ કર્મે, જન સમજે તો છે શાસ્ત્ર કેરે મર્મે રે-કુળ કર્મે૦
કુળ ઉંચમાં ને કર્મ કરે ખોટાં, જોશો શાસ્ત્રમાં તો જડે નાનાં મોટાં રે-કુળ૦
તજી ધર્મને અધમ ગ્રહી ચાલે, પડે આસુરી તે કર્મને પાલે રે-કુળ૦
હોય ઉત્તમ ને ક્રિયા કરે નીચી, એવા વર્ણશંકર વદે આંખ્ય મીચી રે-કુળ૦
મંદ સુરત જે નિર્ભાગી એમ બોલે, સઘ જાણજો એ તખંલાને તોલે રે-કુળ૦
અસત્યવાદીઓ એવો અહંકાર રાખે, અદ્ભૂતાનંદનો સ્વાદ કયાંથી ચાખે રે-કુળ૦

( ચાલ ચાતુરીની )

એક પૂર્વનું દ્રષ્ટાંત આ અમરીષ જે રાજા થયો;
શ્રીમદ્ભાગવત મધ્યમાં ઉત્તર વેદ વ્યાસે કહ્યો.
અમરીષની એકાદશીથી, ઇંદ્રિ આસન ડોલીયું;
દૂર્વાસાને મોકલ્યા, તપ ભંગમાં ચિત્ત પ્રોવીયું.
ભોજન કરવું માહારે, કહી સ્નાનને અર્થે ગયા;
પંચામૃતથી પારણાં જાણી, દુર્વાસા ત્યાં આવીયા.
પંચામૃતનું પાન કીધું, દુર્વાસાએ તે જાણીયું;
મુજને મૂકી ભોજન કીધું, અંતર મધ્યે આણીયું.
શ્રાપ દેવા થયા તત્પર, સુદર્શન દષ્ટે થયું,
ભમવું ત્રિલોકમાં પડયું, કષ્ટ નવ જાયે કહ્યું.
નારદ કેરા બોધથી, અમરીષ પાસે આવીયા,
ચક્ર *કૃત્યા દૂર થઇ, મહાકષ્ટથી મુકાવીયા;
વૃતારકનો લેખ એ, તે વચનને જે જન પળે,
સૌ કષ્ટ જાયે વેગળાં, અદ્ભૂતાનંદ તેને ના મળે.

( દોહરો ) દિવસ હોયે જ્યાં લગી, ત્યાં લગી એસે વૃત;
રાત્રિનું ઉદયાત નહિ, શાસ્ત્રે રાખો શરત.
એકાદશી ઉદયાતમાં, દ્વાદશીએ ભોજન;
ત્રયોદશી હોય પારણાં, શતવૃત હોય હનંન.
આધુનિક નહિ એકાદશી, છે પૂરવનું વૃત
ભાગવતની પૂર્વ હતું શાસ્ત્રે નાખો શરત.

* ક્રોધ, રૂપ, દાપ, પાપ

વ્યાસે જે ભાગવત રચ્યું, દ્વાપરનું પ્રમાણ;
તે પહેલાં અમરીષ થયા, એ લેવું એંધાણ.
તે પહેલાં હરિશ્ચંદ્ર છે, હતું વ્રત તે કાળ;
તે પહેલાં મનુ હતા, વ્રતારકમાં ભાળ.
જન્મ ન'તો ભાગવત તણો, ભેદ મતે એ ભૂલ;
મૂળ પદ્ધતિમાં નથી, ઉલટા અર્થ અનુકૂળ.
મારી બાંધી ધર્મમાં, ઉલટું કરાવે કોય;
બળાત્કારે જે કરે, તે કદી સાચુ ન હોય.
વિધિ સત્ય સમજ્યા વિના, કદી ન સુધરે કામ;
આખર તે પાછું પડે, વળી ન રીઝે રામ.
પવિત્ર રહી હરિને ભજે, નિશા જાગરણ જોગ;
એકાદશ ઇંદ્રિય તણા, તજે આહાર ને ભોગ.
નિરાહાર એકાદશી, દશમી દીન એક ભુકત;
ભુકતા એક દ્વાદશી, મૂળ વ્રતની એ જુકત.

[ સોરઠી કુંડળી ]

મનભેદે સંસારમાં, સત્ય ગયું સંતાઈ;
મારગ રોકયો મોક્ષનો, પેશી ગઈ અવળાઈ.
પેસી ગઇ અવળાઈ, સત્ય શોધ્યું કયાંથી જડે?
પેટ તણા પરપંચ, આવીને આડા પડે.

[મનહર છંદ] મનની સ્ફુરણા કાંઇ, અન્યસુ વદવું કાંઇ,
પ્રપંચ રચીને પોતાતણું, ભલું ચ્હાય છે;
પ્રતિના જનોને જે, ભુલાવી ખોટી આશા આપે,
"**વેદને રહસ્યે**" તેજ પ્રપંચી ગણાય છે,
આખરે તો સત્ય એક, સાખ્ય પુરી આપે સદા,
પ્રપંચ કર્યેથી જનો, નર્કમાં પળાય છે.

[હરિગીત] મોક્ષ કે વ્યવહારમાં, જણાયું તેટલું જ્ઞાન છે,
જાણ્યા વિનાનું શાસ્ત્ર સાખે, સમજવું અજ્ઞાન છે;
આદ્યથી તે અંત સુધી, સદાનો વ્યવહાર છે,
પરમાર્થ કે વ્યવહાર છે, પણ સત્ય એ સરદાર છે;
વળી જેમ છે તેમ સમજી લે, એવું તે જેને ભાન છે,
સર્વ શાસ્ત્રનો સાર એ કે, જાણ્યું તેટલું જ્ઞાન છે.
\+ + + +

આ વિશ્વમાં જે જે કરે, પણ જ્ઞાન પર આધાર છે,
જ્ઞાન વિણ પાછા પડે, " ભૃગુભાવના " ઉચાર છે;
શસ્ત્ર વિદ્યા વિણ શૂરો, શત્રુને કેમ જીતશે ?
હું મરણથી ડરતો નથી, હું રહિત મરણની રીતસે;
આવરદા યશ રૂપી મારો, મરણમાં મુજ પ્યાર છે,
આ વિશ્વમાં જે જે કરે, દૃઢ જ્ઞાન પર આધાર છે.

(કવિત) મરણીઆ શું ન કરે? મરણથી જે ન ડરે;
સુરો તો કદી નવ ડરે શિર સાટે.
મનસુબા મન તણા, યુદ્ધમાં નહિ મણા;
શેર બહાદુર એક જશ માટે.
મન તણી આશ જે, શત્રુને ત્રાસ દે;
જીતની આશે, ચઢ બ્રહ્મ ઘાટે.
અદ્‌ભુતાનંદ આનંદ જે કંદ;
માયા તણું દ્વંદ, જીતીને ખાટે.

(માલિની છંદ) સમજી કરે ક્રિયા, સમજીને ભોગવે છે,
સમજી પડે કૂપે, કષ્ટને જાગવે છે.
બહાર નીકળવાની, લેશ ઇચ્છા ન રાખે,
અમલ તણા યારો, મુખ કટુક ન ભાખે.
અનુભવ મળવાથી, સુખ કે દુઃખ ન હોવે,
મન સમજી શમવું, સર્વથા સર્વ કોયે.
અદ્‌ભૂત આનંદમાં, સુખ સર્વે રહ્યું છે,
કૃત જીવન કેરૂં કર્મ સર્વ પૂર્ણ થયું છે.

---

# શ્રીકૃષ્ણનો સંદેશો.

## પદ ૧ લું.

( રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં...... એ રાગ )

પરથમ ગરવા તે ગણુપતિ વિનવું,
સરસ્વતિને લાગુ પાય, વિમળ વાણી થાય, સંદેશો શ્રીકૃષ્ણનો! ટેક
અમને બુદ્ધિ અનુપમ આપજો;
શ્રીકૃષ્ણના ગુણ ગવાય, અસત્ય ન વદાય. સંદેશો૦ ૧

મધ્ય રાત્રિએ સ્વપ્ન આવ્યું હતું:
આચાર્ય મહા પ્રભુજીને અંગ, પોઢ્યા'તા પલંગ. સંદેશો૦ ૨

એમને સ્વપ્નમાં એવું કહ્યું હતું;
મારી લીલાનો કરજો વિસ્તાર, આ વિશ્વ મોઝાર. સંદેશો૦ ૩

એવા સ્વપનાની વાણી અંતર ધરી;
કર્યો પુષ્ટિ માર્ગનો પ્રકાશ, લૌકિકનો વિલાસ. સંદેશો૦ ૪

સંવત ઓગણી ત્રેસઠની સાલમાં;
માઘ સુદી પાંચમ રવિ દિન, સેવ્યું તું આસન. સંદેશો૦ ૫

**ગુરૂ ગોવિંદલાલ** પ્રતાપથી;
થયા પ્રગટ શ્રી કૃષ્ણ તે વાર, જે દેવ મોરાર. સંદેશો૦ ૬

**મોર મુગટ** પિતાંબર શોભતાં;
મકરાકૃત કુંડળ કાન, દીસે ભીને વાન. સંદેશો૦ ૭

બ્રહ્મસૂત્ર, કટિસૂત્ર શોભતાં;
વૃક્ષ સ્થળમાં લક્ષ્મીજીનું ચિન્હ, જગતથી અભિન્ન. સંદેશો૦ ૮

અમને ઓળખાણ પ્રથમ આપ્યું હતું:
ગુરૂ ગોવિંદલાલજીએ જેવું સ્વરૂપ જોયું તેવું. સંદેશો૦ ૯

ઘણા દિવસનો વિયોગ ભાગી ગયો;
હર્ષ આંસુની કરીને પ્રણામ, નીરખ્યા ઘનશ્યામ. સંદેશો૦ ૧૦

હરિ હસીને અમો પ્રત્યે કહ્યું;
સર્વ સમક્ષ ઉચરીએ તેહ; વિભુ વદ્યા યેહ. સંદેશો૦ ૧૧

કહેજો ભકત સંદેશો કાને ધરે;
જેથી અદ્‌ભુતાનંદ સદાય ખમે ન કદાય. સંદેશો૦ ૧૨

---

## પદ ૨ જું.

( રાગ ઉપર પ્રમાણે )

મારા ભકતને જઈ કહેજો એટલું;
વાહલા થઇ શાને વાળો છો વેર, હવે રાખો મેહેર,
સંદેશો સ્વિકારજો. ટેક૦

મારૂં વિશ્વે વગોણું શાને કરો;
વેદ માર્ગમાં ઉલટું ગણાય, હાંસીમાં તણાય. સંદેશો૦ ૧

અલૌકિક કૃત્ય જે માહરાં;
તેમાં સમજ્યા ન કોઇ લવલેશ, ઉપરના જોઇ વેશ. સંદેશો૦ ૨

સાચા ભક્ત જે મારા આ વિશ્વમાં;
તેના ઉપર અતિશે ઉમંગ, જાણું મારૂં અંગ. સંદેશો૦ ૩

મારા મૂળ સ્વરૂપને ન ઓળખ્યું;
જેમ વાદ્મીકે મુસળ જાય, ન દ્રષ્ટે દેખાય. સંદેશો૦ ૪

તેમ મારૂં સ્વરૂપ તણાઇ ગયું;
ઓળખ્યો ન ત્રિભોવન ભૂપ, જે આદ્ય અનુપ. સંદેશો૦ ૫

હું તો સાગરમાં નિવાસતો;
હતું નારાયણ મારૂં નામ, વળી ઘનશ્યામ. સંદેશો૦ ૬

જ્યારે બ્રહ્માદિ દેવ સ્તુતિ કરી;
વેદવચને શ્રુતિને આધાર, કરીને પોકાર. સંદેશો૦ ૭

ગૌ રૂપે વસુધા પોકારતી;
નેત્ર આંસુ અતિશે ઉદાસ, પામી ઘણો ત્રાસ. સંદેશો૦ ૮

કહ્યું કષ્ટ સહન મેં થતું નથી;
વધ્યો દુષ્ટનો મુજ પર ભાર, અધર્મી અપાર. સંદેશો૦ ૯

એમની અરજમાં એવું વદ્યો હતો.
ધારણ કરીશ મનુષ્યના વેશ, અધર્મી હણીશ. સંદેશો૦ ૧૦

પ્રગટયો વચન વહેલું (મારૂં) પાળવા;
**વદ્યા વચનનો** થાય ન ભંગ, ગણાય ન કુઢંગ. સંદેશો૦ ૧૧

કહેજો સત્ય સ્વરૂપ સમજ્યા વિના;
કદીએ નહિ મળે અદ્‌ભુતાનંદ, માયાના વર્યે ફંદ. સંદેશો૦ ૧૨

---

## પદ ૩ જું.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને........એ રાગ )

ભક્ત થઇ ભૂલ્યા મુજ સત્ય સ્વરૂપને,
વેદ વિહિત કર્મે કચવાવો મન જો;
ઉલટે મારગ વર્ષ વિધિનાં સો લગી,
મન અમારૂં થતું નથી પરસન જો. ભક્ત થઇ૦ ટેક.
લૌકિકની રીતિથી અમને ના ભજો,
અલૌકિકમાં સદા અમારો વાસજો;

જન્મ અમારો જગત વિષે કેમ સંભવે,
જન્મે તે જન્મ અવશ્ય થાય છે નાશ જો. ભકત થઇ૦ ૧

વિશ્વ નો'તું તે પહેલાં તો હું હતો,
વ્યાપક સઘળે વિશ્વ છતાં આ કાળ જો;
જગત જતાં પણ હું તો એનો એ રહું,
થતો નથી હું વૃદ્ધ યુવા કે બાળ જો. ભકત થઇ૦ ૨

કાળ, કરમ કે દેશ મને અડતાં નથી,
**જળ કમળ વત** વ્યાપક ઠામે ઠામ જો;
નિરામય નિરંજન પર માયા થકી,
આદ્ય અનાદિ અરૂપ મારૂં નામ જો. ભકત થઇ૦ ૩

અનંત કોટિ બ્રહ્માંડો મુજ અંગમાં,
મેદની સઘળી રહી છે મુજ આધાર જો;
સત્ય માનો તો સર્વ તણો હું બાપ છું,
પુત્ર પરાયો ગણીને ખોયો બાર જો. ભકત થઇ૦ ૪

નહિ છતાં જે માતા પિતા દર્શાવીયાં,
તે સમજાવવા સૃષ્ટિ ક્રમની રીત જો;
શિક્ષા દેતાં મુજ શિર પર બોજો ધર્યો,
જન્મ ધર્યાનાં ગાવા લાગ્યાં ગીત જો. ભકત થઇ૦ ૫

મનુષ્યમાં પણ અજ્ઞાની પ્રાશે નહિ,
જન્મ સમયની માતા કેરી ચુંડ જો;
મુજ માતા આની કેમ બહેંચી ખાવા છો ?
ઉલટી રીતે કેમ ફરે મુજ પુઠ જો. ભકત થઇ૦ ૬

તે ન મળ્યાથી શા માટે રીસાવ છો ?
**સુતિકા ગૃહનું** જળ પણ કેમ પીવાય જો !
વૃદ્ધિ સુતક માન્યામાં પાછા પડ્યા,
**ધર્મશાસ્ત્રમાં** વિરૂદ્ધ વાતે જાય જો. ભકત થઇ૦ ૭

મનુષ્ય તણાં આચરણો મુજમાં પાડ્યાં,
માતપિતાએ માની લીધો બાળ જો;
સમજ્યાં નહિ કોણ આ અષ્ટાદશ વર્ષનો !
માયાવી કેમ સમજે દુષ્ટનો કાળ જો ? ભકત થઇ૦ ૮

સમજ્યા વિણ ભયભીત થયાં તે દંપતિ,
તે સમજી મેં ઉત્તર આપ્યો ત્યાંય જો;

મન મથુરા ચિત્ત ગોકુળ તન દ્વારામતી,
કારણ જણાવ્યાં કારાગૃહની માંહ્ય જો. ભકત થઇ૦ ૯

તો પણ જોયાં દંપતિ ભયથી ધ્રુજતાં,
તે સમજ્યાં નહિ કંસાદિકનો કાળ જો:
તે વારે મેં દંપતિને સમજાવીયાં,
મને ન સમજો જન્મ્યો નાનું બાળ જો. ભકત થઇ૦ ૧૦

મનુષ્ય રૂપે પ્રગટપણું જે માહરૂં,
કરવા માટે દુષ્ટ તણો સંહારજો;
વળી વિશેષ ધરણી ભાર ઉતારવા.
ધર્મનું સ્થાપન, ભકત તણો ઉદ્ધાર જો. ભકત થઇ૦ ૧૧

જે જેને પૂર્વે વરદાનો આપીયાં,
તે તેનું ફળ દેવા પ્રગટયું તન જો:
કંઇક જનોને અદ્ભુતાનંદ આપવા,
દુષ્ટ જનોને કરાવવા પતન જો. ભકત થઇ૦ ૧૨

---

## પદ ૪ થું.

( રાગ ઉપર પ્રમાણે )

ઉપરને દરદેશે મુજને ના ભજો,
કાર્યને જોતાં કાંઇ ન આવે હાથ જો:
વાચ્યાર્થને વળગ્યે કાંઇ નવ સુધરે.
જેમ ભરી હોય ધુમાડાને બાથ જો. ઉપરને૦ ટેક.

દંપતિને સમજાવ્યાં બહુ વિધિએ કરી.
તો પણ તેને પુત્ર પ્રગટનું ભાન જો;
સુંદીર સ્વરૂપને જોઇ દંપતિ દુઃખીયાં થયાં.
દુષ્ટ કંસ નહિ આપે જીવત દાન જો. ઉપરને૦ ૧

તે કારણથી ચિત્તની સ્થિરતા ના રહી.
કપિત જોઇને સમજાયા કરી મહેર જો;
મુજને મૂકી આવો ચિત્ત-ગોકુળ ગામમાં,
પુત્રી પ્રગટી નંદ આહીરને ઘેર જો. ઉપરને૦ ૨

મુજને મૂકીને પુત્રી અહીં લાવજો,
એમ કહી હું થયો બાળ સ્વરૂપ જો;

લેઈ જવાને અટક્યું મન વસુદેવનું,
રક્ષક જોઈને થઈ ગયા તદ્રુપ જો. ઉપરને૦ ૩

અટકયા તે સમજી મેં ધારણુ મૂકીયું,
રક્ષક સઘળા થયા ચિત્ર સ્વરૂપ જો;
લેઇ જતાં જમનાંજી આડાં આવીયાં,
ઉતર્યાં પણુ ન જાણ્યો ત્રિભોવન ભુપ જો. ઉપરને૦ ૪

મુજ માયાના અંજનથી અંજઈ ગયાં,
ભેદ ન જાણ્યો ઉલટા સુલટી બાળજો;
અગાધ મારી માયાના પ્રભાવથી,
જશોદા આદિ હર્ષ થયો તે કાળ જો. ઉપરને૦ ૫

દેવ તણાં દુદુંભી નભમાં વાગ્યાં હતાં,
કમળ ખીલ્યાં'તાં પર અમિની માંહ્ય જો;
જય જયકાર થયો તો લોકાલોકમાં,
તેમાંનું વ્રજ જન સમજ્યાં નહિ કાંઈ જો. ઉપરને૦ ૬

લૌકિકની રીતિથી આનંદ માનીઓ,
જસોદા સમજ્યાં પ્રગટ થયો મુજ તન જો;
એ સમજીને અંતરમાં આનંદીયાં,
વિણુ સંસ્કારે કો સમજે ભગવાન જો ? ઉપરને૦ ૭

તનુજ સમજી જસોદા જીવ હુલાવતાં,
એક દિવસ સન્મુખ જોઇ કીધું હાસ જો;
અનંત કોટિ બ્રહ્માંડો મુજ અંગમાં,
દર્શાવ્યાં તોયે ભુત પ્રેતનો ભાસ જો. ઉપરને૦ ૮

કૃષ્ણુ નામ પણુ કૃષ ધાતુ છે માહરી,
સત્ય રીતે તો કૃષિ તણો કરનાર જો;
કૃષિકાર વાવે ઉછેરે ને લણે,
તેમ હું ઉદય પાલન જગ સંહાર જો. ઉપરને૦ ૯

સંકલ્પો મારા તે મુજ મન જાણતું,
કંઇક સમજતા તત્વજ્ઞાનીઓ જેહ જો:
વળી જાણુતા શિવ બ્રહ્માદિક દેવતા,
માયાવી જન રીઝયા જોઇ મુજ દેહ જો. ઉપરને૦ ૧૦

જડ વૃત્તિના જીવો શું સમજી શકે ?
સમજે વિરલા શુભ જેના સંસ્કાર જો !

કોઇ જાણે રૂપાળા રૂડા કૃષ્ણ છે,
કોઇક જાણે જશોદાનંદ કુમાર જો. ઉપરનૅ૦ ૧૧

આ સંદેશો કહેજો મારા ભકતને,
મ્હોતો મનુષ્ય પણ પ્રગટયો તો ભગવન જો;
મારૂં મૂળ સ્વરૂપ ખરૂં સમજ્યા વિના,
અદ્‌ભૂતાનંદ મળશે નહિ કોઇ દિન જો. ઉપરનૅ૦ ૧૨

---

## પદ ૫ મું.

( મારે સોના સમોરે સૂરજ ઉગીયો. એ રાગ. )

મારા ભાવિક ભક્તોને કહેજો એટલું.
કોઇનો મેં નથી કર્યો અપરાધ;
પગલું વેદ વિરૂધમાં ભર્યું નથી,
જેથી મારી કૃતિમાં આવે બાધ. મારા૦ ટેક.

હું તો પ્રગટયો'તો શિક્ષાને કારણે.
જણાવા વિધિ નિષેધોને માટ;
વિવેકી જન આચરણો કેવાં આચરે.
અવિવેકી તે ઘડે કેવા ઘાટ. મારા૦ ૧

એ બે પક્ષોના ભેદ જણાવતાં,
**લક્ષ્ય અર્થ** ન જોયું લગાર;
શિખામણ દેતાં મને સપડાવીઓ.
મારા મસ્તક પર લાવી મૂક્યો ભાર. મારા૦ ૨

વિશ્વ વિપ્ર વગોણું મારૂં થાય છે,
નથી કર્યું મેં અહિતનું કામ;
ઘુઘરા ભમરડી ચકરડી રમ્યો નથી.
રમો તમો ને લ્યો છો મારૂં નામ. મારા૦ ૩

**કો' છો** આડા થઇને આળોટતા,
વળી નાચતા રોતા નંદ દ્વાર;
માટી ખાતા મહી માખણ ચોરતા,
કજીયા લાવતા વારંવાર. મારા૦ ૪

એવી ચેષ્ટા મારામાં કેમ સંભવે!
મેં તો દર્શાવી બાળકોની રીત;

અબન્દ્ધ હોય તે આચરણો એવા કરે,
શિક્ષા આપતાં સમજ્યા વિપરીત. મારા૦ ૫

કો' છો બાંધ્યાતા જશોદાએ દામણે,
મારૂં વૈરાટ વિશ્વ સ્વરૂપ;
તેને બાંધવા કોઈ સમરથ નથી,
કા'વું અકળ સ્વરૂપે અનુપ. મારા૦ ૬

હું તો બંધાયો નળ કુબેર કારણે,
શ્રાપ **યમલા અર્જુનનો** અવતાર;
ઓખલ ભરવીને વૃક્ષથી મૂકાવીયા,
કર્યો બંનેનો ક્ષણમાં ઉદ્ધાર. મારા૦ ૭

મારી કૃતિનું કારણ સમજ્યા નહિ,
જોઈ કાર્યને કાઢયા મારા વેશ;
તેમાં અજ્ઞાની જન તે અંજાઈ ગયા,
એથી સાચા સંતાયો મારો દેશ. મારા૦ ૮

વિશ્વે વડુ વગોણું મારૂં કયાં કરો !
વિવેકી જનને મુખે સંભળાય;
પૂર્વે રામ રૂપે મેં સીતા તજી,
અપકીર્તિ સહન કેમ થાય ! મારા૦ ૯

પ્રગટયો પરમારથ મારગપ્ર સાધવા !
નો'તો પ્રગટયો અવહિત કરવા કર્મ;
કો' છો માસીને મારી પયપાને કરી,
માસી કહેતાં ન આવે કેમ શરમ ? મારા૦ ૧૦

મારે માટે પુતનાએ બહુ બાળક હણ્યા,
વણ અપરાધે કંઈને પુત્રાંહિન;
એવું સમજીને મેં તેને પ્રાજે કરી,
અણઘટતું કરૂં નહિ હું કોઈ દિન. મારા૦ ૧૧

મેં તો પગલાં ભર્યાં છે જે જે વિશ્વમાં,
**ધર્મ શાસ્ત્ર** વેદોને આધાર;
ઉલટુ સમજી અવજ્ઞા મારી કયાં કરો ?
**અદ્દભૂતાનંદ** મળવાનો ઉધાર. મારા૦ ૧૨

---

## પદ ૬ ઠ્ઠું.

( રાગ ઉપર પ્રમાણે )

સમજી ભજશો તો ભવનું મ્હોણું ભાગશે,
ટળશે જન્મોજન્મનાં જે દુઃખ;
મનુષ્યા દેહ આવ્યાનો ફેરો ફળે,
જેથી પામશો અવિચળ સુખ. સમજી૦ ૧

માત તાત ભગની કે ભ્રાત માહરે,
નથી કુળ કુટુંબ પરિવાર;
સગાં સહોદર જ્ઞાતિ મારે છે નહિ,
માયાતીત નિરંજન નિર્વિકાર. સમજી૦ ૧

અવ્યકત અનાદિ ત્રિગુણાતીત હું
સર્વાતીત સર્વોત્તમ મારૂં નામ;
વ્યાપક જળકમળવત્ બધા વિશ્વમાં,
અગમ અગોચર અવકાશે મુજ ઠામ. સમજી૦ ૨

આતમ **અખંડ સ્વરૂપે** હું તો સર્વદા,
પ્રગટયો દુષ્ટોનો કરવા સંહાર;
અબુધ જનને અનોપમ બુદ્ધિ આપવા,
સત્યનો સમજાવવા વ્યવહાર. સમજી૦ ૩

પ્રગટ સમે હું અષ્ટાદશ વર્ષનો,
મારા કર્તવ્યની કહી દીધી'તી વાત;
એવો બાળક જન્મીને કોણ બોલીયો,
કોઇ એક દર્શાવો સાક્ષી દાયક ખ્યાત. સમજી૦ ૪

સંબંધ કહો તો નંદજીને મારે કયાં હતો !
તો પણ મનમાં માની લેતા તન;
એ અજ્ઞાને કષ્ટો ઘણેરાં વેઠીયાં,
એ સૌ કરવાં પડયાં'તાં સહન. સમજી૦ ૫

કો' છો સોટી લઇ મંદીરમાં ન પેસવું,
બીને બાળ લાલ ભગવાન;
જગમાં બીકણ મુજને ઠરાવીયો,
એથી અન્ય કીયું અપમાન ? સમજી૦ ૭

તરણાવત શકટાસૂર મેં સંહારીયા,
અઘાસુર બઘાસુર જેહ;

વળી ધેનુકાસુરને વિદારીયો,
વૃષભાસુરનો પણ કરિયો મેં છેહ. સમજી૦ ૮

કો'છો ગેંદ ગેડીની રમત રમ્યા,
મને રમવાની લેશ ન્હોતી હોંશ;
પણ હું એ જે રમતમાં ભળ્યો હતો,
હતી જમનામાં કાળી રૂપે ફાંસ. સમજી૦ ૯

દડો જાણી બુજીને મેં ફેંક્યો હતો,
જમનાજીના મોટા વ્યુહ માંય;
તેને બ્હાને કાળી નાગ નાથીયો,
તેમાં અન્ય ન સમજ્યા કાંય. સમજી૦ ૧૦

કાળી નાગ જીતી નસાડી મૂકીયો,
વાળ્યું જમનાં સરિતાનું ઝેર;
તેણે ભૂલી વગોણું મારૂં કયાં કરો ?
માંખણ ચોરો ગોવાળો ઘેરઘેર. સમજી૦ ૧૧

કીર્તિ સાટે અપકીર્તિ મારી થાય છે,
તેથી પ્રગટે નહિ અદ્‌ભૂતાનંદ !
ઉલટે મારગ ચિંતવ્યુ સ્થાનક નહિ મળે,
વિના છુટે એ માયાના ફંદ. સમજી૦ ૧૨

---

## પદ ૭ મું.

[ અમારાને અવગુણ રે ગુરૂજીમાં ગુણ ઘણા રે......એ રાગ ]

રસ લીલાના ભોગી રે, સંદેશો શ્રીકૃષ્ણનો રે.
હવે તમે સમજીને ભરજો પાય;
વગર વિચારી ક્રિયા રે મુજને રૂચે નહિ રે.
જગત જનોમાં અપકીર્તિ મારી થાય. રસ લીલાના૦ ટેક

સઘળા વ્રજ મધ્યેરે, રાધા નામે કોઇ ન'તી રે,
ન્યાળી જોશો સઘળા તે ભાગવત માંહ્ય;
સાક્ષી સાચી તેમાં રે, મારા જન્મ કર્મની રે,
પડવી જોઇએ, ગોકુળ લીલામાં તેની છાંય. રસ લીલાના૦ ૧

તો પણ મારી સાથેરે, કયાંથી લાવી પાડવી રે,
કો છો કે કુમારીસુ કામણ કરનાર;

વેદ શાસ્ત્ર આદિ રે, ન્યાય નીતિ મેં રચી રે,
તે હું ક્યાંથી બ્રહ્મચર્ય ભંગ કરનાર ? રસ લીલાના૦ ૨

મુજને ગીતા મધ્યે રે, જોગી રૂપે વર્ણવ્યો રે,
તેને ત્યાગી **રાધા રમણ** કહી ગાય;
સમજણ વિણ બકવાથીરે પ્રત્યવાયી થાવ છો રે,
નિર્દોષીને જો કહી દોષ દેવાય. રસ લીલાના૦ ૩

કો' છો દાણી થઈને રે, પરનારીને રોકતા રે,
મુરખ ભક્તો ગાલ પુરાણથી ગાય;
ગોકુળ ગામે રાજા રે. નંદ તે તો નહિ હતા રે,
વિના હકથી દાણી થઈ કેમ રોકાય ? રસ લીલાના૦ ૪

કંઈક ચિત્રકારે રે, મનની થઈ ચિતર્યો રે,
તેને જોઈને ભ્રમિત થયા મારા ભક્ત;
અસત્યનુ સત્ય સમજી રે, જનો પ્રવાહે પડ્યા રે,
કહેતા કહેતી, ગાયામાં ઝપડાયું જગત. રસ લીલાના૦ ૫

કો' છો નંદ દ્વારે રે, નવલાખ સુરભિ રે.
એવા નવ નંદ ગોકુળની માંહ;
લાખ એકાશી ગાયો રે, લખી નથી કો સ્થળે રે,
* લક્ષ્યાર્થે સમઇ શકી તે ક્યાંય? રસ લીલાના૦ ૬

અતિશયોક્તિ વાક્યે રે, અલ્પજ્ઞાની છેતર્યા રે.
અજ્ઞાની તે પ્રવાહ પડીને ખેંચાય;
નંદજીના ઘરમાં રે; ભંડારા ભર્યા ન'તારે;
સ્વાનુભવથી સત્ય અમારો ઉચાર. રસ લીલાના૦ ૭

કો' છો પર્વત પૂજ્યો રે ઇન્દ્રાદિ ઉવેખીને રે,
ના' તું કર્યું મેં ઇંદ્રદેવોનું અપમાન;
જીવન છે જેનાથી રે: તેને ઇશ્વર માનવા રે,
વ્યવહારિકને ઘટતું કરાવાને ભાન. રસ લીલાના૦ ૮

ઇન્દ્ર ઉલટુ સમજી રે, મારા ઉપર કોપીયો રે;
રેલઇ જતાં રાખ્યું મેં ગોકુળ ગામ:
સર્વની સમક્ષ રે, ગોવર્ધન ધારીયો રે,
તો પણ મુજને ઓળખ્યો નહિ ઘનશ્યામ. રસ લીલાના૦ ૯

* ઉંડા વિચાર

ગર્વ ઉતર્યો રે એ રીતે *મઘવા તણો રે,
બ્રહ્માને પણ શંકા રહી મન માંહ્ય;
પરિક્ષાને માટે રે, હરિ ગયા વાછરૂ રે,
મેં શોધાવ્યાં પણ નવ દરસ્યાં ક્યાંય. રસ લીલાના૦ ૧૦

મુજ માયાના બળથી રે નવાં પરગટ કર્યાં રે,
તો પણ તેની કોઇએ ન જાણી પેર:
વરષ એક વિત્યું રે, બ્રહ્માદિક મૂઢ થયા રે,
પાછાં આપ્યે ઉતર્યું કર્તત્વનું ઝેર. રસ લીલાના૦ ૧૧

મુજ સમ વર વરવાને રે; ગોકુળની બાળીકા રે,
**કાત્યાયની વ્રત** કર્યું મળી બાળ;
પ્રથમ વ્રત વિધિ રે ગર્ગે સમજાવી હતી રે,
તેમ છતાં પણ, વિસ્મૃતિ થઇ તે કાળ. રસ લીલાના૦ ૧૨

કાત્યાયન વ્રતમાં રે, ખામી દીઠી જે સમે રે.
અબુજ બાળા નગ્ન કર્યું હતું સ્નાન;
સૂર્ય શ્રાપ માટે રે, મેં તેનાં વસ્ત્રો હર્યાં રે,
નો'તું મને નગ્ન જોવાનું અભિમાન. રસ લીલાના૦ ૧૩

સો સો નમસ્કારે રે, ચીર પાછાં આપીયાં રે,
કારણ તેમાં વ્રત ન નિષ્ફળ જાય:
ઉલટું કારણ સમજીને રે, અનુકરણ ના કરો રે,
એ કરવાથી હાંસી અમારી થાય. રસ લીલાના૦ ૧૪

ઇશ્વરી ચરિત્રો રે, અતી ઘણાં અટપટાં રે,
સમજી શકે, સંસ્કારી જન જે હોય;
ઇશ્વરી ગતિ વિના રે, ઇશ્વર કૃત જાણે નહિ રે,
કારણ સમજે તેવો કોઇ વિરલો હોય. રસ લીલાના૦ ૧૫

કહેજો કે સંદેશો રે, ભકત મારા ઉર ધરે રે.
જેથી અદ્‌ભૂતાનંદ ખસે ન કદાય;
ભ્રમણ ચક્ર પરથી રે ઉતરી વિરામશોરે,
જન્મ મરણનું કષ્ટ સમૂળું જાય. રસ લીલાના૦ ૧૬

---

## પદ ૮

( રાગ ઉપર પ્રમાણે )

શિક્ષાનો સંદેશો રે, પ્રેમીને પહોંચાડજો રે
કહેજો હવે ઉમારગે ન પળાય;

* ઇંદ્ર

ખીલડાને ત્યાગી રે, કણજો આઘો ધર્મ રે,
વિણ આધારે, એક તે ક્ષણમાં દળાય. શિક્ષાનો૦ ટેક.

**રાસ લીલાઓ** ઉલટું સમજી ના કરો રે,
મેં તો જણાવ્યો કુછંદીનો વ્યવહાર;
નિર્લજ નરનારી રે, કામી આવું આચરે રે,
શિક્ષા દેતાં, મુજ શિર મૂકયો ભાર. શિક્ષાનો૦ ૧
ધર્મ શાસ્ત્ર રીતે રે પ્રથમ હું ઉચર્યો રે,
આ તો ન્હોયે પતિવ્રત્તાનો સ્વધર્મ;
પતિને તજીને રે, પર પુરૂષસુ રમે રે,
એથી બીજો, અન્ય નથી અધર્મ. શિક્ષાનો૦ ૨

એકાદશમે સ્કંધે રે, ઉદ્ધવ પ્રત્યે મેં કહ્યું રે,
પરસ્રીના, સંગીનો ન કરવો સંગ;
તેનો પણ જે સંગી રે, તેનો સંગ ના કરોરે,
જેથી ન આવે, નર્ક તણો રે પ્રસંગ. શિક્ષાનો૦ ૩
વિશ્વે પ્રગટી કાર્યો રે, ઇશ્વરી મેં બહુ કર્યાં રે.
તો પણ મને, જાણ્યો નથી અવિનાશ;
મથુરાથી કંસે રે, મુષ્ટીચાણુર મોકલ્યા રે,
તેઓનો મેં ક્ષણમાં કર્યો હતો નાશ. શિક્ષાનો૦ ૪

જમનાજીને ઘાટે રે, નંદજીને ગ્રાહે ગ્રહ્યા રે.
સર્વે જોતાં, મુક્ત કર્યા ક્ષણમાંહ્ય;
**કાળયવનનેરે**, હાથે મેં વિદારીયો રે,
તો પણ જનો, સમજતા કયંયનું કયાંય. શિક્ષાનો૦ ૫

અક્રુર આવ્યા રે, હેત કરી તેડવા રે,
તેમની સાથે, ગયો મથુરા ગામ;
વિણ સંસ્કારે રે, મને કોણ ઓળખે રે,
રાજ્ય ઉતારા, માંહ્ય કર્યો તો મુકામ. શિક્ષાનો૦ ૬

કહો છો ધોબી માર્યો રે. વસ્ત્રો કેરે કારણે રે,
એથી મારૂં, બીજું તે કોણ અપમાન ?
વસ્ત્ર વિનાનો રે, શું હું ફરતો હતો રે ?
અષ્ટાદશ સિદ્ધિ સ્વરૂપે ભગવાન. શિક્ષાનો૦ ૭

પણ મેં તેને માર્યો રે, અપમાન કારણે રે,
પરમારથમાં, પાછો ભર્યો તો પાય;

યાચકને આપો રે, ન આપો મરજી પરે રે,
અપમાન ન કરવું (એ) શિક્ષાય. શિક્ષાનો૦ ૮

કહો છો કાળી, ઘેલી,રે, કુબ્જાસુ મોહી રહ્યા રે,
ચંદન ચર્ચ્યું તું તેથી થયા'તા પ્રસન્ન;
તેનું અંતર કારણે રે, કોઇ સમજ્યા નહિ રે;
પૂર્વે રામા અવતારે હતો ભગવન. શિક્ષાનો૦ ૯

એક સમાને વિષે રે, હું તો દશરથ દ્વારમાં રે,
બેઠો હતો, કરવાને **દંત ધાવન;**
કૈકેયી કેરી દાસી રે, નામે હતી મંથરા રે,
રજવાળી શુદ્ધ કર્યું ભોવન. શિક્ષાનો૦ ૧૦

* ઉછંગપણેથી રે રજ નાંખી મુજ પરે રે,
ઠપકો દેતાં, કુઢંગે કર્યો તો ઉચ્ચાર;
કુબજા કહેતામા રે, કુઢંગી તે થઇ હતી રે,
પછી આવી, અનુગ્રે માગ્યો તે વાર. શિક્ષાનો૦ ૧૧

શ્રાપનો અનુગ્રહ રે **કૃષ્ણાવતારે થશે રે.**
ચંદન ચર્ચ્યે, પામીશ મૂળ સ્વરૂપ;
વચન વદેલું પાળ્યું રે, મોહ તે પર નહિ હતો રે,
ચંદન નિમિત્તે શ્રાપ વાળી સુધાર્યું રૂપ. શિક્ષાનો૦ ૧૨

મારા નાશને માટે રે; મલ્લહસ્તિ મોકલ્યા રે,
તો પણ તેને, જીતી કર્યો'તો સંહાર;
એટલા પણ પ્રાક્રમથી રે, મુજને ના ઓળખ્યો રે,
કે આ નિશ્ચે, પ્રગટ્યા છે જુગદાધાર. શિક્ષાનો૦ ૧૩

કહો છો મામો માર્યો રે, મોસાળ મારે નથી રે,
ત્યારે માહરે મામાનો ક્યાંથી સંબંધ ?
પ્રગટપણું છે મારૂં રે, દુષ્ટોને સંહારવા રે.
પ્રેમ પાસે, મિથ્યા મચાવો છો દ્વંદ. શિક્ષાનો૦ ૧૪

માટે પ્રેમી ભકતો રે, સમજીને પગલું ભરો રે,
નહિ તો ભકિત, આટો તે લુણમાં જાય;
સ્વરૂપ સાચું મારૂં રે, શાસ્ત્રોથી સમજ્યા વિના રે,
અદ્ભૂતાનંદ મળશે નહિ રે કદાય. શિક્ષાનો૦ ૧૫

---

* ઉદ્ધતાઇથી.

## પદ ૯

( વારી જવું રે રંગ બજાણીઓ રે એ રાગ )

કહેજો સંદેશો કૃષ્ણે કહ્યો રે,
હવે તમે સમજીને ભરજો પાય;
કવચિત જન સમજે માહરા કૃત્યમાં રે.
પડે પાછા બૃહસ્પતિ બ્રહ્માય. કહેજો૦ ટેક.

જોગી, ધ્યાની પણ પાછા પડે રે,
ભેદી, પંડિત, પુરાણી જેહ;
વાચ્યાર્થી મુજને ના ઓળખે રે,
લક્ષ્યા અર્થી તે પામે છેહ. કહેજો૦ ૧

કહે જો વેશ ધરી લજવો મને રે,
તેમાં હાંસી અમારી થાય;
મેં તો દાવાનળ પીધો હતો રે,
તમોથી તે કેમ પીધો જાય. કહેજો૦ ૨

મારો વેશ ધરી ફરતો હતો રે,
જુઠું ડોળ કરી હંમેશ;
તે પૌંગંડને (મેં) સંહારીયો રે,
હતો મરૂ દેશ તણો નરેશ. કહેજો૦ ૩

તેની પક્ષ કરી આવ્યો હતો રે,
સમરથ કાશી રાજા બ્હાર;
તેને મારી સુદર્શન મૂકીયું રે,
કાશી કરી'તી ભસ્માકાર. કહેજો૦ ૪

મુજને વર્ણાશ્રમ અડતાં નથી રે,
તો કયાં ઉપવિતનો અધિકાર ?
તો પણ તે મારે લેવો પડયો રે,
જણાવા દ્વિજ તણો આચાર. કહેજો૦ ૫

કહો છો નરકાસુરને મારીને રે,
**સોળ સહસ્ત્ર** વર્યા'તા નાર;
તેનો ભાવારથ સમજ્યા નહિ રે,
વિણ સમજ્યેથી વદે નરનાર. કહેજો૦ ૬

હું છું જ્ઞાન સ્વરૂપે આતમા રે,
મુજ વૃત્તિ તે સોળ હજાર;

અને નરકાસુર તે અહંકાર છે રે,
વૃત્તિ રૂપે, હરેલી નાર. કહેજો૦ ૭

જ્ઞાને કરી અહંકારને મારીયો રે,
મારી વૃત્તિઓ સોળ હજાર;
તે સદ્‌વૃત્તિ સૌ મુજમાં ભળી રે,
વ્યાસનો આધ્યાત્મ એ વિચાર. કહેજો૦ ૮

પરણ્યા કહો તો અધર્મ ગણાય છે રે,
જેમ કોઈ ચોરે ચોરેલી વસ્ત;
રાજા પકડી મારે ચોરને રે,
ચોરેલી વસ્તુ કરે **સ્વ હસ્ત.** કહેજો૦ ૯

વસ્તુ ચોરાયલી જે જનતણી રે,
તેને અર્પવી એવો ન્યાય;
પણ પાછી સોંપે નહિ નૃપતિ રે,
ભોગ કર્યેથી નર્ક પળાય. કહેજો૦ ૧૦

એ પણ ન્યાય રચેલો માહરો રે,
સ્વયંભુ મનુ કેરે વેશ;
સ્મૃતિ ન્યાય નીતિ સર્વે રચી રે;
કર્યો મેં ધર્મ તણો ઉપદેશ. કહેજો૦ ૧૧

**ધર્મ શાસ્ત્રની** પણ એ આમન્યા રે,
જેનું છે તેને પાછું અપાય;
ન્યાયથી કોણ રીતે રાખી શકું રે ?
પણ તે મારી હતી ક્યાં જાય ! કહેજો૦ ૧૨

કહો છો *અષ્ટોત્તર બીજી હતી રે,
તેમાં શત ઉર્વીઓ જોડ;
તે તો સદા વસે મુજ અંગમાં રે,
નામે ઇશ્વરી ઉર્વા તેડ. કહેજો૦ ૧૩

વળી કહો છો આઠ પટરાણીઓ રે,
એ સૌ મૂળ માયાનાં રૂપ;
તેનો સંગ કરી જે પ્રગટે રે,
તે શિક્ષક--ઈશ્વર સ્વરૂપ. કહેજો૦ ૧૪

* એકસો આઠ

કહેજો એ સમજણ સુખ આપશે રે.
નહિ તો અબુજ્યપણું અટવાય;
અબધપણે અદ્દભૂતાનંદ નહિ મળે રે,
તો પછી કયાંથી જન્મનો લાવ ?. કહેજો૦ ૧૫

### પદ ૧૦

(રાગ ઉપર પ્રમાણે)

કૃષ્ણે કહ્યું છે તે કાને ધરો રે,
કારણ સમજી ભરજો પાય;
કાર્યને જોયે કાંઇ ન સુધરે રે.
બુદ્ધિ ઉલટે મારગ જાય. કૃષ્ણે૦ ટેક.

કહો છો જરાસંધથી હારીયા રે.
નાશી છુટયા સત્તર વાર;
જઇ સાગર મધ્યે સંતાઇ ગયા રે;
એ વિણ સમજ તણો ઉચ્ચાર. કૃષ્ણે૦ ૧

મૃત્યુ ભીમસેન હસ્તે હતું રે.
તેહનો જાણ્યો શકે કોણ ભેદ;
જીત્યને નામે તેણે હણાવીઓ રે,
ક્ષણમાં કરી નાખ્યો ઉછેદ. કૃષ્ણે૦ ૨

વળી દંતવક્ર અને શિશુપાળ જે રે.
તેમનો ઉદ્ધાર કરવા માટ;
વળી જરાસંઘ વેરી વિદારવા રે.
ઘડાવ્યો રાજસુ યજ્ઞનો ઘાટ; કૃષ્ણે૦ ૩

પ્રથમ ગયા જરાસંઘ જીતવા રે.
ભીમની સાથે ભરાવી બાથ;
વરદાની પણ વેગે હણાવીઓ રે.
હણાયા કંઇક રાય તે સાથ. કૃષ્ણે૦ ૪

પ્રથમ પુજન કેરે કારણે રે.
બીજો બોલ્યો શિશુપાળ;
મારી નિંદા કરી ભૂપાળમાં રે,
તો પણ સહન કરી સો ગાળ. કૃષ્ણે૦ ૫

એકસો એક મેં સંહારિયો રે,
એ વિણ બીજા બહુ રાજન;
કંઇક ધરણી ભાર ઉતારીયો રે,
મૂકી ચક્ર તે સુદર્શન. કૃષ્ણ૦ ૬

પછી મેં પાંડવની પક્ષ રહી રે,
કરાવ્યો કૌરવનો સંહાર;
અર્જુન કુળ હણતાં પાછો પડયો રે,
મૂકયો મેં સ્વધર્મના શિરભાર. કૃષ્ણ૦ ૭

કેવળ ભાર રહ્યો યદુવંશનો રે,
એવો અંતર કરીને વિચાર;
બ્રાહ્મણ પાસે શ્રાપ અપાવીયો રે,
નાશ કરાવી ઉતાર્યો ભાર. કૃષ્ણ૦ ૮

છેવટ મારૂં સત્ય સ્વરૂપ જે રે,
ઉદ્ધવને સમજાવ્યું તેહ;
પૂર્વનું વેર હતું વાલીતણું રે,
તેને મેં આપી દીધો દેહ. કૃષ્ણ૦ ૯

દેહે કરેલું શરીરે ભોગવ્યું રે,
મુજને અડયું ન તે લવલેશ;
હું આત્મા એક સત્ય સ્વરૂપમાં રે,
કર્યો નિજ સ્થાન વિષે પ્રવેશ. કૃષ્ણ૦ ૧૦

વદે સૌ પ્રેમ ઘણો ગોપી તણો રે,
તેથી પતિવ્રતાને ધન્ય;
પ્રેમથી પતિની સાથે પરવરે રે;
પ્રજાળે પતિની પુંઠળ તંન. કૃષ્ણ૦ ૧૧

ગોપી સૌ મથુરાને મારગે રે,
વળાવા આવી હતી બહુ નાર;
આંસુ લોતી સૌ પાછી વળી રે,
સંભાળ્યો સૌ સૌનો વ્યવહાર. કૃષ્ણ૦ ૧૨

કહો છો કાબે લુંટી ગોપીકા રે,
ગોપી વસતી ગોકુળ માંહ્ય;
અર્જુન દ્વારામતિથી આવે રે,
લેઈ જતાં કાબે લુંટી કયાંય ! કૃષ્ણ૦ ૧૩

જો કહો ગોપી નહિ, હરી કન્યકા રે,
તો પણ સંભવે નહિ લવલેશ;
**અષ્ટ પ્રકૃતિ** મુજ ઇશ્વર તણી રે,
તેણે તો મુજમાં કર્યો તો પ્રવેશ. કૃષ્ણે૦ ૧૪

અને શત ઉર્વા અંતઃકર્ણની રે,
સમજતી અંતઃકરણો મધ્ય;
**સોળ સહસ્ર** જે વૃત્તિ માહરી રે,
સમાઇ સદવૃત્તિ ચૈતને સદ્ય. કૃષ્ણે૦ ૧૫

કે'જો ગાલ પુરાણો ન સાંભળે રે,
અસત્યથી થવું પડે ઉદાસ;
અદ્‌ભૂતાનંદ એમાં ન ઉપજે રે,
કાંત્યું પીંજ્યું થાય કપાસ. કૃષ્ણે૦ ૧૬

---

## પદ ૧૧.

( આટલો સંદેશો મારા સદગુરુને કહેજો. )

સત્યનો સંદેશો મારા ભક્તોને કહેજો;
સદા સર્વદા હું છું સત્યનો સંગી રહું છું સદા ઉમંગી. મારા૦ ટેક

વિવેકહિન ભકિત મુજને ના રૂચે;
તેવી કરવાથી પાછા અહોનિશ ફરજો, વિચારી પગ ભરજો. મારા૦ ૧

પ્રથમ બાળક ભણવા જાય નિશાળે;
છાણ માટીના ખરડા કરી આપે પ્રીત, તેને ઘુંટાવે નિત્યે. મારા૦ ૨

પોતાની મેળે લખતાં આવડે જ્યારે;
તેને ધોઇને ખડી માંજે તેવા રે, એ વિવેક વિચારે. મારા૦ ૩

પણ જે જીવે ત્યાં સુધી ખરડાને ઘુંટે;
ત્યારે તે ભણુવા વિષે આઘો ન જાય, કદીએ પાસ ન થાય. મારા૦ ૪

પ્રથમ પગથીઆને પકડી બેસે,
ઝાલ્યા પગથીઆને છોડે નહિ જ્યારે ઉંચે ચઢવાનો કયારે. મારા૦ ૫

ઢીંગલાં પોટકાં રમે રે કુમારિકા,
રાત્રિ દિવસ તે તો રાખીને પ્રેમ કદીએ ચુક નહિ નેમ. મારા૦ ૬

તોપણુ પરહરે તેને પરણ્યા પછીથી;
સ્ત્રી પુરૂષનું સાચુ થાય છે ભાન, નાખે રમતને રાન. મારા૦ ૭

મુરખી હોયે રમે પરણ્યા પછીથી;
તેવીને કહેજ્યો સમજી કરી દે ત્યાગ, તો ઉદય થશે ભાગ્ય. મારા૦ ૮
બાળકને પારણું અત્યંત વ્હાલું;
પણ તે બાળક વર્ષ પાંચનું થાય, તે સૂતુ ન જણાય, મારા૦ ૯
પક્ષીનાં બાળ હોયે ચરણ વિનાનાં;
ચરણ આવેથી ન રહે માળાની માંહ્ય. કુદે જ્યાં ને એ ત્યાંય. મારા૦ ૧૦
પાંખો આવ્યેથી પગની ગરજ ન રાખે:
પગને સંતાડી રાખે પાંખોની પાસ, પછી તે ઉડે આકાશ. મારા૦ ૧૧
જો કોઇ જન કદિ જાય વિદેશે;
તેને તો ઘેર હોયે પતિવ્રતા નાર, સદા સેવે ભર્થાર. મારા૦ ૧૨
પતિને જમાડયા વિના ન જમે તે નારી:
છબી પડાવે ધર્મ સાચવવા માટ; ઘડે ઉત્તમ ઘાટ. મારા૦ ૧૩
છબી આપીને સ્વામી જાય વિદેશે;
તેને ધરાવી નારી નિત્ય કરે હાર, માની લઇને ભર્થાર મારા૦ ૧૪
કેટલેક દિવસે સ્વામી ઘેર પધારે;
તો પણ તે નારી છબીને ધરી થાળ, જમી લે બુદ્ધિ બાળ મારા૦ ૧૫
તે જોઇને પતિ પત્નિની પ્રત્યે કે' છે:
મુજને મૂકીને જમે વ્રતનો ભંગ, એ તો સમજો કુઢંગ મારા૦ ૧૬
અબુધ સ્ત્રી કે' કોપી, બોલો વિચારી;
એ મુખે કરી તમે બોલો છો કેમ, પાળો પ્રથમનું નેમ. મારા૦ ૧૭
એવી વિવેકહિન હોય જે નારી;
તેનું કારજ કદીએ સિદ્ધ ન થાય: વિશ્વ વિષે અટવાય. મારા૦ ૧૮
પ્રત્યક્ષ સ્વામી આવે, છબીને ત્યાગે;
એવો જે નારી વિષે આવે વિવેક, તેના કષ્ટનો છેક. મારા૦ ૧૯
કર્મ ઉપાસનાએ પ્રથમ પગથીઉં;
જ્ઞાન થયા વિના અદ્ભૂતાનંદ, ન મળે આનંદ કંદ. મારા૦ ૨૦

---

## પદ ૧૨

( રાગ ઉપર પ્રમાણે. )

કહેજો સ્વરૂપ સાચું સમજીને સેવે,
માયાને પૂજે અર્ચે, મારૂં લે નામ, તેમાં સુધરે શું કામ ? સાચું૦ ટેક

ધામ ધૂમ ધતિંગ મને કદીએ ન રૂચે;
તાળીઓ પાડે વચમાં, જીવો કચરાય; તે કેમ સહેવાય. સાચું૦ ૧
કુદવા ફરવાથી હું રાજી નથી રહેતો;
લોક ન હાલે. સંયમે ભકિત કરે છે, તેથી અંતર ઠરે છે. સાચું૦ ૨
ઉલટી ક્રિયાએ ફળ સુલટું કયાં મળશે ?
કંથેરે કેળાં તે તો શોધ્યાં કયં જડશે, રાન રને રખડશે. સાચું૦ ૩
સપ્તાહનું નામ લઈને ઉદ્યમ કરે છે;
ભક્તોની ભરતી કરીને, પૃથ્વી ખુંદે છે, તાળી પાડી કુદે છે. સાચું૦ ૪
સાચી સપ્તાહ તો શુકદેવે કરી'તી;
સાત દિવસમાં દીધું મોક્ષનું દાન. પરીક્ષિત બેઠા વૈમાન. સાચું૦ ૫
વેદોની મધ્યે ત્રણ કાંડ રચ્યા છે;
કર્મ ઉપાસનાને ત્રીજુ છે જ્ઞાન, તેનું થાય ન ભાન. સાચું૦ ૬
પ્રથમ કર્મ ઉપાસના સેવે;
તે વિના જ્ઞાન કદી પ્રગટ ન થાય, શ્રમ તણાયો જાય. સાચું૦ ૭
જ્ઞાન વિનાની ગતિ કદીએ ન થાયે;
એ વિના કોટી બીજા કરશે ઉપાય, એવો વેદોનો ન્યાય. સાચું૦ ૮
એકાન્ત ભકિત મને અતિશય વહાલી;
તેવી કરવાથી ઘણો રહું છું પ્રસન્ન તેને આપું દર્શન. સાચું૦ ૯
જ્યાં લગી સાચી ક્રિયા સમજી ન થાયે;
ત્યાં લગી તુપાકુટી કણને પેખે છે, સ્વપ્ને ધનને દેખે છે. સાચું૦ ૧૦
ભકિતને બહાને મારી ભવાઈ કરે છે;
હાંસી મશ્કરી મારી વિશ્વમાં થાય, તે મેં કેમ સ્હેવાય. સાચું૦ ૧૧
કોણ હું ? કયાંથી આવ્યો ? કયાં જઈ વિરામ્યો !
એ સમજ્યા વિના અદ્ભુતાનંદ ન મળે કરવાથી ફંદ. સાચું૦ ૧૨

---

## પદ ૧૩.

( ગરબા ગાઈએ રે શ્રી મહાદેવનો રે લોલ એ રાગ. )

કદીએ હું રીઝીશ નહિ ધર્મ ધતિંગમાં રે લોલ,
પીલાય વાંસને ગોળ, મીસરીની આશ ?
ત્યારે તેમાં સાકર તો કયાંથી મળે રે લોલ,
શેરડી પીલ્યા વિણ તે ન મળે ખાસ. કદીએ૦ ટેક.

**મુક્તાફળ** શોધે વનનાં વૃક્ષો વિષે રે લોલ,
ભટકી મરે પણ હરશે નહિ કોઇ દિન:
**એ હસ્તિ** કે છીપ વિષે તે નિપજે રે લોલ,
એ સમજ્યા વિણ પામે નહિ કોઇ જન. કહીએ૦ ૧

નાચે કુદે ગાયે હું નથી રીઝનો રે લોલ,
વારી વલોવે નવનિધ ક્યાં દર્શાય;
રહે હજારો વર્ષ વલોણું વલોવનાં રે લોલ,
શ્રમ કરે પણ સઘળો વરથા જાય. કહીએ૦ ૨

ઘાણીમાં વેળુ પુરી પીલ્યાં કરે રે લોલ,
તલ વિણ તેમાં ક્યાં હરશાશે તેલ ?
ખાળ વિષે સુગંધી તે ક્યાંથી જડે રે લોલ;
સત્ય સમજણ વિણ મારો ન મળે મેળ. કહીએ૦ ૩

અમરની આશ પણ વિખ પ્રાશન કરે રે લોલ,
અમૃત વિણ તે અમર કોણ પેર થાય ?
ઉલટે મારગ ચિતવ્યું સ્થાનક નહિ મળે રે લોલ,
વેદ નીતિ અહર્નિશ એવું ગાય. કહીએ૦ ૪

સર્પ ડસન કરી રાફ વિષે પેશી ગયો રે લોલ,
ઝેર ચડેથી તાલાવેલી તન;
પાછળથી પછી રાફને બહુ પ્રહારીએ રે લોલ,
તેથી વેર વળે શું વિચારો મન. કહીએ૦ ૫

ચિત્રને દીવે અજવાળું ક્યાંથી હશે રે લોલ ?
માની લે પણ વસ્તુ કયસ દર્શાય !
ઉંધે ઘડે જળ ભરવાથી જન કોઇની રે લોલ,
સાક્ષી ન આપે શાસ્ત્રો કે તરસ્યા જાય. કહીએ૦ ૬

સુવર્ણની ગાયો કદી એ સંપાડશે રે લોલ,
પૂજે અરચે પંપાળે નિશ દિન;
અપૂર્ણ પણ તે નહિ હશે આકારમાં રે લોલ,
પણ પ્યાલો પય ન મળે કરતાં જતન. કહીએ૦ ૭

કારતક સુદિ એકાદશીને દિવસે રે લોલ,
વૃંદા સાથે માહરૂં થાય લગન;
વિધિવત્ પરણાવી મુજ પત્નિ કરો રે લોલ,
**પ્રસાદ માની પછી કરે ભોજન.** કહીએ૦ ૮

કહે છે કે બંધાયા બળીના દ્વારમાં રે લોલ,
મુજ નામે ભવ બંધન છૂટી જાય;
આતુર માસે પ્રભુ પાતાળે પરવર્યા રે લોલ.
કારતક સુદ એકાદશી છૂટા થાય. કહીએ૦ ૯

કોણ પ્રગટ્યું શ્રાવણ વદ અષ્ટમીને રે લોલ.
કાળની અંતર, હું નથી એમ ન હોય:
જગતની આદિ મધ્ય વળી જે અંતમાં રે લોલ,
નથી કોઈ કાળમાં શાસ્ત્રો વદે નહિ કોય. કહીએ૦ ૧૦

વૃત્તિ મનની સદાય એજ સ્વભાવની રે લોલ,
વસ્તુ જોઈ તે આકારે થઈ જાય:
જડને જોઈને જડરૂપ થઈ જાય છે રે લોલ:
ચૈતન્ય દરશ્યે જડતા દૂર પળાય. કહીએ૦ ૧૧

આ સંદેશો કહેશો કે ઉરમાં ધરે રે લોલ,
અદ્દભૂતાનંદ એ થકી પરગટ થાય;
જન્મ મરણનું શિરપર દુઃખ રહેશે નહિ રે લોલ,
સત્ય સમજી ભરવામાં આવે પાય. કહીએ૦ ૧૨

---

## પદ ૧૪.

( રાગ ઉપર પ્રમાણે. )

વિવેક વિણ જે પ્રેમ તે વૃથા જાણજો રે લોલ.
ક્રિયા કરેલી સઘળી અવરથા જાય:
માટે કહેજો સમજીને પગલું ભરે રે લોલ,
જેથી કરીને કારજ સિદ્ધ થાય. વિવેક વિણ૦ ટેક.

નાગપંચમી વ્રત સર્વે કો આચરે રે લોલ.
નાગ નિસર્યો દરશી નાસાનાસ:
કોઇક દબાવે, કોઇક પકડે સાંણસે રે લોલ.
કોઇક મારે કોઇક આપે ત્રાસ. વિવેક વિણ૦ ૧

ત્રિકાળી વરતો વ્રત્તારકમાં લખ્યાં રે લોલ.
ભંગ વ્રતનો કાળ ગયે થઇ જાય;
એકાદશી કરી હોય તેરસમાં પારણાં રે લોલ,
માસિક જનનું વરત તણાયું જાય. વિવેક વિણ૦ ૨

એકાદશી શુદ્ધ ભાવે અમરીષે કરી રે લોલ,
તેહના ફળથી ડોલ્યું ઇંદ્રાસન;
તેવે ત્રાસે દુર્વાસાને પ્રેરીયા રે લોલ,
આવી દુર્વાસા કહે ભો રાજન. વિવેક વિણ૦ ૩

જમીશ હું અહીં કહીને *નિત્ય કર્વા ગયા રે લોલ,
દ્વાદશી ઉપર તેરસનો તે દિન;
સમય થયો પણ દુર્વાસા આવ્યા નહિ રે લોલ,
એકાદશીમાં કરવું હતું વિઘન. વિવેક વિણ૦ ૪

પંચામૃતનું પ્રાશન અમરીષે કર્યું રે લોલ,
દુર્વાસાએ તે પર કીધો કોપ;
દુષ્ટ! મને મૂકી પરથમ ભોજન કર્યું રે લોલ.
શ્રાપમાં તત્પર, લજ્યા કરીને કોપ. વિવેક વિણ૦ ૫

મુજને કોપ થયો મેં કૃત્યા મોકલી રે લોલ.
તે પાછળ દોડાવ્યું સુદર્શન;
ત્રણ ભુવનમાં રક્ષાને અર્થે ભમ્યા રે લોલ,
આખર વિનવ્યા જે અમરીષ રાજન્. વિવેક વિણ૦ ૬

વ્યાસ સ્વરૂપે શ્રીમદ્‌ભાગવતમા લખ્યું રે લોલ,
સત્ય જણાવ્યો એકાદશી મહિમાય:
તેને ઉવેખી ઉલટે મારગ સંચરે રે લોલ,
શ્રમ કરેલો સઘળો નિષ્ફળ જાય. વિવેક વિણ૦ ૭

પાંડવને મેં કળીનો ભય દર્શાવીને રે લોલ,
તેહનું કારણ અતિશે કરેલું પાપ:
નિવારણ અર્થે હિમાળે મોકલ્યા રે લોલ,
પાપ રહિત કરી ટાળ્યા સૌ પરિતાપ. વિવેક વિણ૦ ૮

વળી ઉદ્ધવને બદ્રિકાશ્રમ મોકલ્યા રે લોલ,
તત્વજ્ઞાનનો બોધ કરી તે વાર;
સંસાર રૂપી મહાસાગરથી તારીયા રે લોલ,
મુજ કરતાં અદકો પામ્યા અધિકાર. વિવેક વિણ૦ ૯

તમને પણ માહરી છે એવી આજ્ઞા રે લોલ.
સદ્ગુણની પ્રાપ્તિમાં કાંઇ નથી ન્યુન;

* નિત્ય કર્મ.

બ્રહ્માનિષ્ઠ શ્રોત્રિય કોઈ સદ્‌ગુરૂ સેવીએ રે લોલ,
સેવજ્યો અવિચળ જે છે શિખર શુન્ય. વિવેક વિણુ૦ ૧૦

આ સંદેશો ગાય શીખેને સાંભળે રે લોલ,
વરતશે તેના મનની પુરીશ આશ:
સત્ય શિખર પર બેસી સ્વમુખે કહ્યું રે લોલ,
તે જન કોઇ દિન પડે ન જમને પાશ. વિવેક વિણુ૦ ૧૧

ચૌદ પદે સંદેશો સંપુરણ કર્યો રે લોલ,
સત્ય સમજાવા ભકત જનોને માટ;
જેથી અંતર અદ્‌ભૂતાનંદ ઉપજે રે લોલ,
ઘડી આવી એક પરમારથની વાટ. વિવેક વિણુ૦ ૧૨

## શ્રીકૃષ્ણે આપેલી શિક્ષા

### પદ ૧૫

[ સદ્‌ગુરૂ મારી સહાય કરોને એક વાર રે. એ રાગ ]

સદ્‌ગુરૂ શિક્ષક રૂપ શ્રી કૃષ્ણે શિક્ષા આપી રે;
વચનો શસ્ત્ર માયાના પાશ નાખ્યા કાપી રે. ૧

સત્ય માનેલું સરવે તે અસત્ય જણાયું રે;
હું અને મારૂં અંતરમાંથી તણાયું રે. ૨

પ્રથમ વચને માત, પિતા, ગુરૂ જેહ રે;
પવિત્રતાને સંબંધ દર્શાવનારાં તેહ રે. ૩

અમે જાણતાં આથી કરવાનું નથી અન્ય રે;
તેથી તેને માનતાં તન મન ધન રે. ૪

બીજે વચને ગુરૂ પુરોહિત કાઢ્યા રે,
ઉપવિતાદિ સંસ્કાર સોળ સમજાવ્યા રે. ૫

વ્રત વ્રતાદિક પર કરાવી'તી પ્રીતિ રે;
નિત્ય નૈમીત્તિકની શાસ્ત્રોકત રીતિ રે. ૬

ત્રીજે વચને *શ્રોત્રિય ગુરૂયે વિદ્યા આપી રે;
ન્યાય નીતિ સમજાવી સંશય નાંખ્યા કાપી રે. ૭

ચોથા ધર્મગુરૂએ ધર્મ જણાવ્યા રે;
વિધિ નિષેધોના વિવેક ભણાવ્યા રે. ૮

* વિદ્વાન.

ચોથે વચને ધર્મો જાણીને ધર્મ પાળ્યા રે;
ચાર વચનના ગુરૂઓએ મોક્ષ જતાં ખાળ્યા રે. ૯

ધર્મ અર્થ ને કામનાં સાધનો એ ચાર રે,
તેથી ન ઉતરે જન્મ મરણનો ભાર રે. ૧૦

એવું કૃષ્ણે સમજાવ્યું અમને જે વારે રે;
અચરજ પામી પ્રશ્ન કર્યો અમે ત્યારે રે. ૧૧

અદ્ભૂતાનંદ કોણ વિધે પરગટ થાય રે;
તે મળવાનો અમને જણાવો ઉપાય રે. ૧૨

---

## પદ. ૧૬

(રાગ ઉપર પ્રમાણે.)

પ્રશ્નનો ઉત્તર શ્રીકૃષ્ણે આપ્યો છે જેહ રે;
પ્રકાશ કરીએ પ્રેમ ધરીને અમે તેહ રે. ૧

પાંચમે વચને આપ્યું સત્યાસત્યનું ભાન રે;
મારા આદિ શરીરો ન જાણો ભગવાન રે. ૨.

જડ અસત્ય સમજીને તે કરજો ત્યાગ રે;
તો તો સમજજો ઉદય થયું તમ ભાગ્ય રે. ૩

મારો જે આત્મા તે સત્ય પ્રમાણો રે;
મન વાણીના વિષયનું અસત્ય અંતર જાણો રે. ૪

દ્રષ્ટિ ઉપર આવે એ માયાનાં સ્વરૂપ રે;
તેમાં સત્તા રૂપે હું ત્રિભોવન ભૂપ રે. ૫

ચૈતન્ય આત્મા રૂપે વ્યાપક છું સદાય રે;
નેતિ નેતિ કહીને નિગમ સદા ગાયે રે. ૬

એ સમજણથી અનિત્ય નિત્ય જણાયું રે;
અસત્ય સઘળું સત્ય રૂપ-રેલે તણાયું રે. ૭

આટલા દિવસ સાંભળી કહેતા કહેતી રે;
તેને ત્યાગ કર્યા વિણ અંતે ફજેતી રે. ૮

વચન પાંચમે કૃષ્ણ તણે અનુસરીયે રે;
સંગતી હાવે સદ્ગુરૂ દેવ તણી કરીયે રે. ૯

વિણ વૈરાગ્ય કોણ ઠસાવે રે;
વિણ વૈરાગ્યે, માયાને કોણ નસાવે રે. ૧૦

સત્ય સમજણ વિણ માયાના પાશ ન ત્રુટે રે;
સંસાર સિંધુ ઉલેચે નીર ન ખુટે રે. ૧૧

શુદ્ધ વૈરાગ્યે અદ્‌ભૂતાનંદ પ્રગટ થાશે રે;
સદ્‌ગુરૂ ન મળે જન્મ અકારથ જાશે રે. ૧૨

---

## શિક્ષાનું ગ્રહણ. પદ ૧૭

( આજ આનંદનો દિન આવ્યો રે......એ રાગ )

અમને શ્રીકૃષ્ણે જે જે કહેલું રે;
તે તે સરવે અંતરમાં રહેલું રે. ૧

તેથી તાલાવેલી થઈ તનમાં રે;
શોધવા સદ્‌ગુરૂને એ મનમાં રે. ૨

તેથી અહોનિશ નિદ્રા ન આવે રે;
છતી ભૂખે ભોજન તે ન ભાવે રે. ૩

મતભેદના પંથ અનેક રે;
તેના પૃથક પૃથક વિવેક રે. ૪

ભેદવાદીને જોઈ મન ડરતું રે;
તેથી અંતર પાછું ઓસરતું રે, ૫

કંઈક ત્યાગીને વેશે જણાતા રે;
પણ તૃષ્ણાના પુરમાં તણાતા રે. ૬

કંઈક ધનના ધીંગડમલ દરશે રે;
તેને જોઈને અંતર નવ હરખે રે. ૭

કંઈક વેપાર મધ્યે વળેલા રે;
કંઈક મોજશોખમાં ભળેલા રે. ૮

પછી પૂર્વને સંચે કરીને રે;
જોયો આબુને ચિત ધરીને રે. ૯

પડપૂછમાં રાખી ન ખામી રે;
હાથ લાગ્યા વિજયાનંદ સ્વામી રે. ૧૦

બ્રહ્મનિષ્ટ શ્રોત્રિયપણું જેમાં રે;
કાંઈ ખાંપણ ન દરસ્યું તેમાં રે. ૧૧

મહા કૃપાળુએ કરૂણા કીધી રે;
સમજી અધિકારી દીક્ષા દીધી રે. ૧૨

કરૂણાળુ તે કરૂણા લાવ્યા રે;
ઉપનિષદોના અર્થ જણાવ્યા રે. ૧૩

ત્યાગ વૈરાગ્યના જે વિવેક રે;
સર્વે સમજાવ્યા એકાએક રે. ૧૪

આશિષમાં અદ્‌ભૂતાનંદ રે;
થશે દૂર જે માયાનું દ્વંદ. રે ૧૫

---

## સદ્‌ગુરૂના મેળાપનો લાભ (સખી રૂપે) પદ ૧૮.

( રાગ....પરૂણુલીનો )

કોટી કલપની રે ભાગી અમારી ભૂખ.
સદ્‌ગુરૂ શરણે રે, સૌ મળ્યુ. ટેક.

ભવસાગરમાં રે ડુબતાં.
ઝડપી ઝાલ્યો અમારો હાથ;
નાવ સ્વરૂપે રે આવી ને.
તારી લીધી જાણી અનાથ. સદ્‌ગુરૂ૦ ૧

ભ્રમણ ચકર પર રે ચઢી હતી.
ઉતારી દયા કરી અવિનાશ;
જન્મ મરણનું રે કષ્ટ જે.
વાર્યું થઇ ચરણની દાસ. સદ્‌ગુરૂ૦ ૨

મચ્છ સ્વરૂપે રે હું હતી.
ઝલાઇતી વિશ્વ જાળની માંહ્ય;
મુષક રૂપે રે મુકત થઇ,
પડી જ્યાં સદ્‌ગુરૂ કેરી છાંય. સદ્‌ગુરૂ૦ ૩

અંધ અરણ્યમાં રે હું પડી.
ભૂલી ભટકાતી બહુ દિન;
સીધો મારગ રે સાંપડયો,
સદ્‌ગુરૂએ આપ્યાં લોચન. સદ્‌ગુરૂ૦ ૪

ત્રિવિધ તાપે રે બહુ તપી,
અગ્નિ લાગેલો ચોપાસ;
શાંતિ પામી રે આ સમે,
થઇ જ્યાં સદ્‌ગુરૂ કેરી દાસ. સદ્‌ગુરૂ૦ ૫

અદ્‌ભૂતાનંદ રે પ્રગટ્યો,
હાવે નથી રહી કંઇ ન્યુન;
ખોવઇ વસ્તુ રે સાંપડી,
પ્રગટ્યું પૂર્વ જનમનું પુણ્ય સદ્‌ગુરૂ૦ ૬

---

## સદ્‌ગુરૂના મેળાપનો લાભ. પદ ૧૯

( સદગુરૂ મારી સહાય કરોને એક વાર રે...એ રાગ )

સાચી સમજણ સદ્‌ગુરૂ વિના કોણ આપે રે;
જ્ઞાન ખડગ વિણ માયાના દોર કોણ કાપે રે. ૧

હું મારાથી દૂર રહે દિલ ચોકખે રે;
પરમારથ પર રહી પર જીવન પોખે રે, ૨

બ્રહ્મનિષ્ટ શ્રોત્રિય સદગુરૂ જાણો રે;
નાવ સ્વરૂપ તરણ તારણ પ્રમાણો રે. ૩

શત જનમને પુન્યે મળ્યા હોય જેને રે;
નવ નિધિ અષ્ટમા સિદ્ધિ મળી તેને રે. ૪

તેવા જનની ભવની તે ભાવટ ભાગી રે;
નર દેહ પામી સદગુરૂ સંગ તાળી લાગી રે. ૫

પ્રીતિ જેણે સદગુરૂ સાથે ન કીધી રે;
જન્મ અકારજ આતમ ઘાત પદવી લીધી રે. ૬

જ્યાં લગી જાણ્યા ન સદગુરૂ સમર્થ રે;
અજા ગળે સ્તન જેવો જન્મારો વ્યર્થ રે. ૭

દવના દાઝયા શાંત તે કુણ વિધ થાશે રે!
ઉત્તમ દેહ પણ આટા તે લુણમાં જાશે રે. ૮

ભાગે ના'વે મહા સિંધુ તરવા રાખે આશ રે,
તેવા જન તો અંતે થવાના નિરાશ રે. ૯

યાવદ્ સ્વપ્નુ અદ્‌ભૂતાનંદનું ન આવે રે;
તાવદ્ જીવો માયાની ધૂન મચાવે રે. ૧૦

## સદ્‌ગુરૂના મેળાપનો દ્રઢ નિશ્ચય. પદ ૨૦.

( અમારાને અવગુણ રે, ગુરૂજીમાં ગુણ ઘણા રે, એ રાગ. )

સદ્‌ગુરૂને પરતાપે રે, સીધો મારગ સાંપડ્યો રે,
જેથી અમને, જડ્યો અમારો સ્વદેશ;
વિશ્વાસે વળગીને રે, સદ્‌ગુરૂને પગલે ચઢયો રે,
એથી અમારા, કાળ નહિ પકડે કેશ. સદ્‌ગુરૂને૦ ટેક.

નીતિ અને ભકિત રે, એ બે પાંખો જ્ઞાનની રે.
તેથી કરીને ઉંચ ગતિમાં જવાય;
એક પંખાએ રે, પક્ષી કેમ ઉડી શકે રે ?
તે કુણ રીતે ગગન આશ્રિત થાય. સદ્‌ગુરૂ૦ ૧

નીતિ અને ભકિત રે, કેવી અમે પૂછીયું રે.
ત્યારે અમને સમજાવી સઘળી રીત:
કહ્યું ખલ્વિદ બ્રહ્મજ રે, સર્વમાં એક આત્મા રે.
એ સમજીને સર્વેમુ કીધી પ્રીત. સદ્‌ગુરૂ૦ ૨

માટે નીતિ ભકિત રે સેવો સદા સ્નેહથી રે,
એ બે ઉંચે ચઢવાનાં સાધન સદાય:
મધર મંકોડો રે જેમ મધપુ ભરે રે.
પછી ન મૂકે. મૃત્યુ પોતાનું થાય. સદ્‌ગુરૂને૦ ૩

સર્વેમુ વ્યાપક જોવા રે, ભકિત તો તેને કહે રે,
એ સમજણ વિણ. ભેદની ભકિત ગણાય,
એવી તો કરવાથી રે, બ્રહ્મા વર્ષ સો લગી રે;
અદ્‌ભૂતાનંદ કદીએ નહિ પરગટ થાય. સદ્‌ગુરૂનો૦ ૪

---

## વૈરાગ્યનું અંગ. પદ ૨૧. ( રાગ ઉપર પ્રમાણે )

હવે નથી ગમતું રે, કુડા આ સંસારમાં રે,
ખારો લાગે, સકળ આ વ્યવહાર;
વેળુને પીલ્યાથી રે, તેલ અમને ના મળ્યું રે,
સિંધુને ઉલેચે, નાવ્યો પાર. હવે નથી૦ ટેક.

વાંસને પીલ્યાથી રે, ગોળ મીસરી ના મળી રે,
ત્યારે તેમાં સાકરની શી આશ ?

ખાળમાં સુગંધી રે, શોધી અમને ના જડી રે,
તેથી અમારૂં ચિત્ત થયું છે ઉદાસ. હવે નથી૦ ૧
કંથેરોમાં કેળાં રે, શોધ્યાં અમને ના જડયાં રે,
નહિ મળવાથી, આકુળ વ્યાકુળ મન;
શીમળાને સેવ્યેરે, ફળ કંઇ અમને ના મળ્યું રે,
સેવન કર્યું, અર્પીને તન મન ધન. હવે નથી૦ ૨
અસત્યને સત્ય સમજીરે, ઉંધે કુંભે જળ ભર્યું રે,
તેથી અમારી તૃષા ન ગઇ લવ લેશ;
ઉમારગ અવલંબી રે, ચરણો થાકી ગયા રે;
તોયે ન આવ્યો અમારો ચિંતવેલો દેશ. હવે નથી૦ ૩
મરણુની કંપનીઓ રે, જયારે પ્રગટ થઇ રે,
જેને નામે નાણાં ભરે જન જેહ;
તે તો મનમાં જાણે રે, હવે એ કયારે મરે રે!
ફરતાં દેખી દિન દિન દાઝે દેહ. હવે નથી૦ ૪
સગાંને સંબંધી રે, પ્લેગ સમે સિદ્ધ થયાં રે,
સગાં ખરાં પણ; પાસે તે કોઈ ન જાય;
માત કે પિતાને રે, પુત્ર પણ વહાલો નહિ રે,
ચાકર પોકર, પાસે જઈ પાણી પાય. હવે નથી૦ ૫
આડાં ને અવળાં રે, ફરતાં દીઠે નાશતાં રે,
જો કદી અડીયે તો, છે હડકાયો રોગ;
માટે તેની છાયા રે, પડવા દેવી ના ઘટે રે,
નહિ તો આપણા, નિશ્ચય મળશે ભોગ. હવે નથી૦ ૬
કઇક મડદાં રઝળ્યાં રે, વાટે ઘાટે ખાધરે રે,
કંઇક જનો બળતા મજુરોને હાથ;
પિંડ કે સંસ્કારોરે, દાહો સ્વ કુટુંબીના રે,
કયાંથી પામે, જાય ન કોઈ સંગાત? હવે નથી૦ ૭
માત પિતા આદિ રે, સરવે સુખનાં યાર છે રે,
સ્ત્રી પુત્ર કે ભ્રાત ને ભગિનિ જેહ;
મિત્ર કે સહોદર રે, ધન ધામ ધરણી જે રે,
અર્થ ન સારે અદ્‌ભૂતાનંદ વિણ કો તેહ. હવે નથી૦ ૮

## પરમાર્થ માર્ગના સંબંધો.

### પદ. ૨૨.

( રાગ ઉપર પ્રમાણે )

આતુરતાની અરજી રે અદ્‌ભુત આનંદની રે,
હવે અમારે અન્ય ન જોઇએ કાંય;
સંસાર સિંધુમાં રે ગળકાં ખાતા અમો રે,
શ્રી સદ્‌ગુરૂએ ઝાલી અમારી બાંહ્ય. આતુરતાની. ટેક૦

માતા સાચી ધરણી રે પિતા ઇષ્ટ દેવ છે રે,
પત્નિ સાચી શુભ ક્રિયા તે આવે સાથ;
શુભ જે સંસ્કારો રે સાચો પુત્ર સમજવો રે,
જેથી કરી ઉત્તમ વસ્તુ આવે હાથ. આતુરતાની૦ ૧

દયા રૂપે ભગની રે, ધર્મ કેરૂં મૂળ એ રે,
મૂળ ધરમનું ગ્રહણુ કર્યે સુખ થાય;
મિત્રો તત્ત્વજ્ઞાની રે, સહોદર સાધુઓ રે,
ધન સાચુ **આતમ તત્વ** ગણાય. આતુરતાની૦ ૨

ધામ રૂપી કાયા રે, ધરણી રૂપે ધારણા રે,
આખર તો છે, એ સમજણમાં સુખ;
અડધી ઉમર વીતી રે, કરવાનું તે ના થયું રે,
અસત્યને સત્ય માને અપરિમિત દુઃખ. આતુરતાની૦ ૩

પરથમથી ના જાણી રે, કાયા વાડી કારમી રે,
સાચી જાણી, સેવન કર્યું નિશદિન;
હવે તો સમજાયું રે વ્હેલી વણસી જશે રે,
નહિ ટકવાની કોટી કર્યેથી જતન. આતુરતાની૦ ૪

વાયુ વિનાનો રે, દીપક ટકે નહિ રે,
પવન થકી પણ, થાય છે તેનો વિનાશ;
મારે ને જીવાડે રે, સર્વેમાં એક આતમા રે,
એવી અમને, ખાત્રી થઈ છે હવે ખાસ. આતુરતાની૦ ૫

જે માન્યાં'તાં, વ્હાલાં રે, વેરી તે જાણ્યાં હવે રે,
ઉલટી અન્ન પર, જેવું તે ચિત્ત ન જાય;
વે'રી વા'લાં કરતાં રે, સરવે સિદ્ધિ સાંપડે રે,
જાણ્યો હવે, **વેદ શાસ્ત્ર** કેરો ન્યાય. આતુરતાની૦ ૬

ઘણાને દિવસથી રે, ધારણમાં ધારીયો રે,
તેથી અમને પ્રગટયો ન અદ્‌ભૂતાનંદ,
પોતાનો જન જાણી રે, નિદ્રાથી જગાડીયો રે,
ત્યાગ કરાવ્યા, મિથ્યા માયાના ફંદ. આતુરતાની૦ ૭

## જગતનું મિથ્યાત્વ.

### પદ ૨૩

( રાગ ઉપરનો )

દિલગીરતાની અરજી રે. હરિ મારી સાંભળો રે,
આપનું આપ્યું, સદ્‌ગુરૂએ ઓળખાણ;
અન્ય સર્વે પરદેશી રે, દેશી મારૂં કોઇ નથી રે,
વિના એક, આપ પુરૂષ પુરાણ. દીલગીરતાની. ટેક.

પરદેશીની પ્રીતિ રે. તલસરાની તાપણી રે,
બુઝાઇ જતાં, તેને શી લાગે વાર;
નીર તો ઝાકળનું રે, સૂર્ય ઉગે ઉડી જશે રે.
તુટી જશે, કાચા સુતરનો જ્યમ તાર. દિલગીરતાની૦ ૧

કુંભ કાચા જેવી રે, કાયા તો જાણી હવે રે,
જળ ભરવાથી, જળને કુંભ જનાર;
મંઝારી ઉદરના રે, ખીર જેવો દેહ છે રે,
સ્વભાવ એનો, સદા જનાર થનાર. દિલગીરતાની૦ ૨

કાચ કુંપા કાયા રે, વાદળ વંખેરઇ જશે રે,
એવો અમને, નિશ્ચય થયો છે નાથ;
જાળ જુઠી જાણી રે, માયા કેરી માવજી રે,
મળવા માટે, લાંબા પસારૂં છું હાથ. દિલગીરીની૦ ૩

**અદભૂત આનંદ** જાશે રે, જાવા નહિ દેઉ નાથજી રે,
ગ્રહણ કરીને, રાખીશ હું બેઉ હાથ;
સમર્થ માટે ઝાલ્યા રે, નહિ રો મા'રા હાથમાં રે,
જશો તો પણ, રાખીશ હૃદયા સાથ. દિલગીરતાની૦ ૪

## શ્રી હરિની શોધ.

### પદ. ૨૪.

( રાગ ઉપર પ્રમાણે )

આતુરતાની અરજી રે, હરિ મ્હારી ઉર ધરો રે,
હરજી હવે, લેજોને અંતરમાંય;
ભમતાં ઘણી ભોમિ રે, તમને કંઈ જોયા નહિ રે,
વ્યષ્ટિ કે સમષ્ટિ, વિના પ્રભુ કયાંય. આતુરતા૦ ટેક૦

કોઈ અમને કહેતું રે, વિભુ કાશીમાં વસે રે,
કોઈ કહેતું, વસે છે બદરી કેદાર;
કોઇ જનો કહેતા રે, જગન્નાથમાં વસે રે,
ત્યાં જઇ જોતાં, દરશ્યો નહિ રે દેદાર. આતુરતા૦ ૧

કંઇક જનો કહેતા રે, રામેશ્વરમાં જઇ જુવો રે,
કોઇ જન કે'તા દ્વારામતિમાં દયાળ;
કંઈક તો દરશાવે રે, વસે છે આકાશમાં રે,
કંઇક જનો દર્શાવતા રે પાતાળ. આતુરતા૦ ૨

જ્યાં જેણે જણાવ્યા રે, ત્યાં ત્યાં ભમ્યો શોધવા રે,
તે તે સ્થળમાં, દીઠા નહિ અવિનાશ;
દ્રષ્ટિ પર જે આવ્યું રે, સઘળું જડરૂપમાં રે,
તેને જોઇને, ખાત્રી થતી નથી ખાસ. આતુરતા૦ ૩

સદ્‌ગુરૂને પ્રતાપે રે, અદ્‌ભૂતાનંદ ઉલટયો રે,
હવે નથી, શોધવા દ્વિપ કે ખંડ;
ઉંચે કે નીચે રે, આસપાસ કોઇ સ્થલે રે,
વ્યાપક સઘળે દર્શાયા પિંડ બ્રહ્માંડ. આતુરતા૦ ૪

——:o:——

## મનનો પસ્તાવો.

### પદ. ૨૫

( રાગ ઉપર પ્રમાણે. )

મોક્ષ રૂપી મ્હાપદ રે, મનુષ્ય યોનિમાં મળે રે,
તે કારણથી, ઉત્તમોત્તમ ગણાય;
એ વિણ અન્ય યોનિ રે, કર્મોભોગ સ્થાન છે રે,
ઉંચા નીચાં, કર્મોથી તેમાં તણાય. મોક્ષ૦ ટેક.

બાળ અવસ્થા રે, રમતમાં ખોવાઈ ગઈ રે.
જવાનીમાં સ્ત્રી ધન પુત્રસુ પ્રીત;
રમવા ને જમવારે, સ્થાનકોને કારણે રે,
વરવી પડતી, વિશ્વમાં નિત્ય અનિત્ય. મોક્ષ૦ ૧

અવસ્થા વૃદ્ધામાં રે, કાંઈએ નવ નીપજે રે,
લોલુપતાઓ, અંતર ઉપજે અનેક;
એવા એવા જન્મો રે, અનેક ગુજારીયા રે,
હજી ન આવ્યો, જન્મ મરણનો છેક. મોક્ષ૦ ૨

કંઈક જન્મને પુન્યે રે, દેશ અમારો સાંભર્યો રે,
તાલાવેલી તેની અમારે તન;
વિના જાણે રસ્તે રે, પગલુ ભરી કયાં જવું રે,
પૂર્વ પુન્યે, સદ્ગુરૂ કેરી પડી છાંય. મોક્ષ૦ ૩

વાલાં તે તો વેરી રે, વેરી વાલાં થઈ ગયાં રે,
વિષ થયું અમૃત, અમૃત તે વિષપાન;
ઉલટ સુલટ મારગ રે, સરવે સમજાઈ ગયો રે,
સત્યાસત્યનું અમને કરાવ્યું જેણે ભાન. મોક્ષ૦ ૪

મારૂં મારૂં કરતાં રે, મનખો તો વહી ગયો રે,
વ્હોરવો પડતો, વ્યવહારે નિત્ય કલેશ;
અદ્ભૂતાનંદ રે, તેમાં અમને ના મળ્યો રે,
આતુરતા એક, કયારે હરિસુ હમેશ.



## ભક્તિમાં શૂરપણું

### પદ ૨૬

( દ્વારકામાં વાજીત્રં વાગીયાં રે. એ રાગ. )

અનઘડ ઉપર કાળ નગારાં ગડગડયાં રે,
શિખર ઉપર ફરકયાં શ્વેત નિશાન;
હવે ગાફલ રહી કેમ ઘોરીએ રે. ટેક.

શત્રુથી સંતાવું તે શા કામનું રે;
તેમ થયેથી અન્ય નથી અપમાન. હવે ગાફલ૦ ૧

સન્મુખ રહીને લઢીએ શત્રુ સાથમાં રે;
જ્ઞાન સ્વરૂપી કરમાં લઈ હથિયાર. હવે ગાફલ૦ ૨

સામંત રૂપે સન્મુખ રહીને ગર્જીયે રે;
થઈને રહીયે શૂરાના સરદાર. હવે ગાફ્લ૦ ૩

શત્રુના હથિયારથી બચવા કારણે રે;
ધર્મ સ્વરૂપી કરમાં ધરીયે ઢાલ. હવે ગાફ્લ૦ ૪

કાયર થઇને પગ પાછો ભરીયે નહિ રે;
ગ્રહણ કરીએ પૂર્વ શૂરાનો ચાલ. હવે ગાફ્લ૦ ૫

પડતાં શિરને લડતાં ધડ કેમ વિસરે રે;
તો પણ તે નર પાછો ન ભરતા થાય. હવે ગાફ્લ૦ ૬

કરી કેશરીયાં મારી દળ હઠાવના રે;
ભલે અત્યારે મરણ અમારૂં થાય. હવે ગાફ્લ૦ ૭

મોઉવર વાગે મણિધર હોય તો ડોલશે રે;
હોય નમેરા તે કયમ ડોલે લેશ હવે ગાફ્લ૦ ૮

કાયર જન તો ઘરમાં રહી વાતો કરે રે;
શૂરા હોય તે કરશે રણ પરવેશ. હવે ગાફ્લ૦ ૯

ચાર, એકાદશ, પાંચ, સાત, ખટ જેહ છે રે;
જ્ઞાન દોરથી કરી લેઈએ પ્રતિબંધ. હવે ગાફ્લ૦ ૧૦

પચીસને પણ પુષ્કળ શિક્ષા આપીયે રે;
પુનઃ પુનઃ તે રચી ન શકે દ્વંદ. હવે ગાફ્લ૦ ૧૧

યુકિત પ્રયુકિતથી અનઘડ જીતીએ રે;
યમ રાજાને જીતી પડીએ પાર. હવે ગાફ્લ૦ ૧૨

બારી તેરમી આપણ જઇ ઉઘાડીયે રે;
તેમાં જે અવકાશ વિષે વસનાર. હવે ગાફ્લ૦ ૧૩

ઘણા દિવસનાં પડયાં વિખુટાં આપણે રે;
આ અવસરમાં કરી લઇએ સંજોગ. હવે ગાફ્લ૦ ૧૪

ભેટને માટે ભૂધર આશા રાખશે રે;
એ કર મુસ્તક અર્પે ભાગે વિજોગ. હવે ગાફ્લ૦ ૧૫

જુનો ગઢ જીત્યેથી કારજ સિધશે રે;
દાદો ખાચર છોડી દે હથિયાર. હવે ગાફ્લ૦ ૧૬

એ યુકિત વિણ દાદો ખાચર નહિ મળે રે;
માટે આપણ કરીયે એ ઉપચાર. હવે ગાફ્લ૦ ૧૭

પરથમ વહાલાં સમજીને વળગ્યાં હતાં રે;
સાચાં સમજી બહુ બહુ કીધી વેઠ. હવે ગાફ્લ૦ ૧૮
સત્ય સમજ્યાથી વા'લાંને વેરી કર્યાં રે.
વેરી વા'લાં કરે પહોંચાશે ઠેઠ. હવે ગાફ્લ૦ ૧૯
જુઠા જગની સંગતિ હવે કરીયે નહિ રે,
હાઉ સ્વરૂપ ઓળખીયે અવિનાશ. હવે ગાફ્લ૦ ૨૦
એ શિક્ષા વિણ અદ્‌ભુતાનંદ નહિ મળે રે;
માટે કરશે દ્રઢ વૈરાગ્યે વાત. હવે ગાફ્લ૦ ૨૧

---

## અનુભવ સાથે સાધન સીડી.

### પદ. ૨૭.

( ભમરા પેલા વધાવો મારે આવીયા...એ રાગ )

સજની સદ્‌ગુરૂની શિક્ષા ઉરમાં લાવીએ;
આપણ હળીમળી કરીએ સતસંગ રે, લાખેણી ઘડી નહિ મળે. ટેક૦
જેવો કૃષ્ણ તે પક્ષનો ચંદ્રમા;
તેવો આવરદા ક્ષીણ થતો જાય રે. લાખેણી૦ ૧
જે કંઇ સરિતાનું નીર આગળ વહી ગયું;
તે પુનરથી નહિ દરશાય રે. લાખેણી૦ ૨
જેમ કાસા રે વસનારૂં માછલું;
તે તો સમજે નહિ સરોવર જળ સુકાય રે. લાખેણી૦ ૩
તેવા દિન દિન આવરદા ઓછા થાય છે;
અવસર આવેલો વૃથા વહી જાય રે, લાખેણી૦ ૪
સખી રે ઘર છોડે કોટી કલ્પો વહી ગયા;
હવે સંભાળી લઇએ સ્વદેશ રે લાખેણી૦ ૫
આપણે સ્વદેશમાં તો સુખીયાં થયાં;
વસતાં મૂળ સ્વરૂપની માંહ્ય રે. લાખેણી૦ ૬
પછી ગુણ માયાને સંગે કરી;
આવી પડયાં ગરભ દુઃખ જાળ રે. લાખેણી૦ ૭
સખી રે જન્મીને છૂટયાં નાની જેલથી;
વળતી મળી છે સંસાર મોટી જેલ. લાખેણી૦ ૮

પછીથી સંગ થયો જ્યાં જુઠા જગ તણો;
થયાં ભટકતાં ભૂલ્યાં સ્વરૂપ રે. લાખેણી૦ ૯
પરથમ સંબંધ નો'તો આ સૃષ્ટિ તણો;
તો પણ જુઠી માયાને પડયાં પાશ રે. લાખેણી૦ ૧૦
બ્હેની હું મારૂં નો'તુ હૃદયે વસ્યું;
થયો અવિદ્યા ગુણોનો સંબંધ રે. લાખેણી૦ ૧૧
સજની કુળ કુટુંબને જ્ઞાતિ જનો;
મિથ્યા મનથી માનીને લીધાં તેહ રે. લાખેણી૦ ૧૨
સજની સ્વારથીયુ સૌ આવી મળ્યું;
સ્વારથ થઇ રહે અળગું થનાર રે. લાખેણી૦ ૧૩
આપણ કોઈ સમે બ્રહ્મા વિષ્ણુ થયાં;
કંઈ વાર લીધા રૂદ્રોના અવતાર રે. લાખેણી૦ ૧૪
આપણે કંઈ ફેરી દેવ રૂપ પ્રગટયાં,
કંઇ વાર ભોગવ્યાં ઇંદ્રનાં આસન રે. લાખેણી૦ ૧૫
સખી રે કંઇ વાર મનુષ્ય રૂપ અવતર્યાં;
ઘણા સુખદુ:ખના કર્યાં ભોગ રે. લાખેણી૦ ૧૬
તેમાં મનુષ્યત્વને આપણ વીસર્યાં;
ન થયું આતમરામ ઓળખાણુ રે. લાખેણી૦ ૧૭
સખી રે કુટુંબ ઉદર પોષણુ કારણે;
આપણે કર્યાં છે પ્રપંચ અપાર રે. લાખેણી૦ ૧૮
કોઈ વાર પશુની યોનિમાં આવ્યાં હતાં;
તેમાં વેઠી'તી અતિશય ભૂખ રે. લાખેણી૦ ૧૯
એની કોઇ સમે પક્ષિરૂપે પ્રગટયાં;
તેથી ભટકયાં'તાં રાન કુરાન રે. લાખેણી૦ ૨૦
તેમાં અભક્ષ ભક્ષની વિધિ વિના;
આપણે ભોગવ્યાં કષ્ટ અપાર રે. લાખેણી૦ ૨૧
વળી કીટોની કાયા ધરી બહુ ભમ્યાં;
એવા લીધા અધમ અવતાર રે. લાખેણી૦ ૨૨
કોઇ વાર પતંગ રૂપે આપણ પ્રગટયાં;
વૃથા સમજ વિનાની બાળી કાય રે. લાખેણી૦ ૨૩

સખી રે વૃક્ષ પાષાણુ રૂપે પ્રગટીયાં,
સહ્યાં શીત, તૃષા ને અતી ઘામ રે. લાખેણી૦ ૨૪
આપણુ ઘણા જન્મો ને ઘણા કાળના;
થયેલા અનુભવનો ગણતાં નાવે છેક રે. લાખેણી૦ ૨૫
એની કોઈક જનમને પુન્યે કરી;
વળીને આવ્યો મનુષ્ય અવતાર રે. લાખેણી૦ ૨૬
હાવે ભૂલ થશે તો ભવ નહિ ટળે:
તજી આળસને ભજીયે ભવતાર રે. લાખેણી૦ ૨૭
સખી રે સાધન સીડીથી સર્વ સુધરે:
તેને સમજ્યેથી પડશે બેડો પાર રે. લાખેણી૦ ૨૮
પરથમ સેવીયે સદ્ગુરૂ દેવને;
સગુણ ઈશ્વર સમજીને નિશદિન રે. લાખેણી૦ ૨૯
બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિયથી વિધિ જડે:
વિધિ વિના પ્રશ્નો કેમ થાય રે? લાખેણી૦ ૩૦
પ્રશ્નો કરવાથી કારણો જણાય છે;
કારણ જાણીને મટીયે શંકા શીલ રે. લાખેણી૦ ૩૧
શંકા ગયેથી આવે સર્વજ્ઞતા;
સર્વજ્ઞતાએ હોય બ્રહ્મ સ્વરૂપ રે. લાખેણી૦ ૩૨
સખી રે બ્રહ્મ સ્વરૂપ બ્રહ્માનંદ મળે.
અદ્ભૂતાનંદ તેમાં સમાય રે. લાખેણી૦ ૩૩

:o:

## વૈરાગ્યનાં કારણો ( સખી રૂપે )

### પદ. ૨૮.

( મારે સોના સમો રે સૂરજ ઉગીયો......એ રાગ. )

સખી ચાલો તો વસીયે વૈરાગમાં,
કરીયે મિથ્યા સંબંધીનો ત્યાગ;
નાસ્તિક નર નારીથી રહીયે વેગળાં,
નહિ તો શ્વેત વસ્ત્રે લાગે ડાઘ. સખી૦ ટેક.
આ સૌ જુઠી તે બાજી જાણી હવે,
જેવો **આતસ બાજીનો** રંગ:

જેવા દીસે ધુમાડાના ડુંગર.
જેવો દીસે પતંગનો રંગ. સખી૦ ૧

જેવી ઇંદ્રની જાળ છે અટપટી,
જેવી વિદ્યુત ઉપજે અલ્પાય;
તેવી મિથ્યા કાયા માયા જોઈ વળી,
જોતા જોતામાં આવે ને જાય. સખી૦ ૨

સુખનાં સંબંધી સર્વે જાણ્યાં હવે,
દુઃખના બેલી છે **દીન દયાળ;**
એવું સમજ્યાથી સરવે જુદું થયું.
માટે બાંધીયે પાણી પહેલી પાળ. સખી૦ ૩

એવું સમજી સેવીયે સાચા સંતને,
એ છે સંસાર સિંધુ તરવા નાવ:
અદ્ભુતાનંદ એથી પ્રગટ થશે;
ફરીને નહિ મળે આવો રૂડો લાવ. સખી૦ ૪

---

## સમયની સુચના. (સખી રૂપે)

### પદ. ૨૯.

( રાગ ઉપર પ્રમાણે )

સખી અવસર આવ્યો'તો કે આવશે,
જીવન વિજળીનો ઝબકાર;
કાયા મંઝારી ઉદરની ખીર છે,
નિશ્ચય જાણી છે નથી ટકનાર. સખી૦ ટેક.

કાચા કાચા બાવળ કેરો રેંટીયો.
તેને સળગતાં નહિ લાગે વાર;
કાયા કાચો તે કુંભ જળે ભર્યો,
ગળશે, નહિ રહે નામ ને આકાર. સખી૦ ૧

જોતાં કંઇક ગયાને કંઇક જાય છે,
કંઇક જશે તે નિશ્ચેનું નિશાન;
કાળે ડંકો દીધો છે ચારે ખૂંટમાં,
તેનું સદ્દગુરૂએ આપ્યું છે ભાન. સખી૦ ૨

હવે ગાફલ રહી કેમ ઘોરીયે,
સજીયે મોક્ષ મારગનો સાજ;
સાધન સીડી મળી શી ચિંતા હવે !
બ્રહ્મ રૂપે ભોગવીયે સ્વરાજ. સખી૦ ૩

સમજી વરીયે વિશ્વંભર નાથને,
જેથી વિધવા પણું નવ હોય;
અદ્ભૂતાનંદ ત્યારે પ્રગટ થશે,
જેથી વેરી ન ગંજે કોય. સખી૦ ૪

---

## મનની સ્થિરતા. ( સખી રૂપે )

### પદ. ૩૯.

( રાગ ઉપરનો )

સખી ભમવાની ટેવ ભૂલી જવી,
ભમ્યે ભવ ભટકણ કેમ જાય !
પરથમ સેવીયે સદ્ગુરૂ દેવને,
આવરણ માયાનું દૂર પળાય. સખી૦ ટેક.

વસ્તુ કૈં પડી કંઇક શોધે નહિ જડે,
એવો અનુભવ કોને નવ હોય;
છતાં મુરખ શોધે અન્ય સ્થાનમાં,
તેથી પામેલું દીઠું નથી કોય ! સખી૦ ૧

વસ્તુ તીર્થો કે દાનોએ નહિ મળે,
ન મળે ભરી બજારે કોઈ હાટ;
જપ તપ કે યજ્ઞ યાગો કરે,
ન મળે અસદ્ ગુરૂઓની અવળી વાટ. સખી૦ ૨

આ કાંઈ દર્શાય છે બે *દ્રગો થકી,
એ સૌ માયા તણું છે અંગ;
તેને ત્યાગીને સત્તા રૂપે સેવીયે,
તજીયે માયા તણા જે કુઢંગ. સખી૦ ૩

*આંખો

જ્યારે સદ્દગુરૂની કિરપા થશે,
ત્યારે દ્રષ્ટિ જશે આકાશ;
અદ્દભૂતાનંદ અંગમાં વ્યાપશે,
ત્યારે દર્શાશે પોતાની પાસ. સખી૦ ૪

## વસ્તુ પ્રાપ્તિનો આનંદ. ( વૃત્તિ રૂપે )

### પદ. ૩૧.

( રાગ ઉપરનો )

સખી આજનો દિન રળીયામણો,
જ્યોતો ઝળહળ જોવાને ચાલ;
**જેને આનંદ સાગર** ઉછળે,
આપણ જઇ, જોઇ થઇએ ન્હાલ. સખી૦ ૧

જે પદ જપ તપ તિરથ કર્યે ના મળે,
ન મળે કરતાં તે યજ્ઞ ને યાગ;
તે પદ **શ્રી સદ્દગુરૂને** ચરણે મળ્યું,
આવો ફરી ફરી ક્યાંથી મળે લાગ. સખી૦ ૨

જેની ઋષિ મુનીઓ કરે ઝંખના,
શોધે ભેખ ધારીયો કરી ક્ષેપ;
તો પણ સ્વપ્નામાં જેને દરશે નહિ,
અરૂપ છતાં જે રૂપે અનેક. સખી૦ ૩

પંડિત પુરાણીયો તો પરખે નહિ,
પરખે હીરાને ઝવેરીયો જેમ;
જુવો કડછી પાકોમાં પેસી નીસરે.
પણ તે સ્વાદ ન જાણે તેમ. સખી૦ ૪

શોધ્યે જડશે એ તત્ત્વોના લાટમાં,
તત્ત્વવેત્તાનો થશે જ્યારે સંગ;
અદ્દભૂતાનંદ ત્યારે પ્રગટ થશે,
જશે ખેળ, ને ચઢશે રંગ. સાખી૦ ૫

## મરણના ભય વિસે.

### પદ. ૩૨.

ભજન કરી લ્યોરે ભઈઓ, કાચો આ કાયાનો પઈઓ;
વ્હેલી વણસી રે જાશે, પાછળથી પસ્તાવો થાશે. ભજન૦ ૧

મનુષ્યા દેહનું રે ટાણું, કાલે તો આવશે કાળનું આણું;
અંતે જાવું રે ઉઠી, સાથે ન આવે ધુળની મુઠી. ભજન૦ ૨

મસ્ત શું થઈને રે મ્હાલે, કાળની આગે કાંઈ નહિ ચાલે;
મ્હોટા મનબાલા રે ગયા છે, કાળની આગે રંક થયા છે. ભજન૦ ૩

માટે રહેવું રે ચેતી, અદ્દભૂતાનંદ વિણુ ફજેતી;
સમરણ સાચું રે કરીએ, જગની શર્મ તજીને ફરીયે. ભજન૦ ૪

વિશ્વે હરીજન રે ડાહ્યાં, આજ લગી તે સંગે વવાયાં;
સમજણ સાચી રે આવી, સદ્દગુરૂથી મળી આવી ચાવી. ભજન૦ ૫

હૃદયનું તાળું રે ખોલ્યું, મોહને માયાનું ઘર ડોલ્યું;
સીડી સાધન રે મળીયું, ઉંચે ચઢવાનું દુઃખ ટળીયું. ભજન૦ ૬

શુન્ય શિખર પર રે બેઠાં, આનંદના સાગરમાં પેઠાં;
અદ્દભૂતાનંદ રે પામ્યાં, જન્મો જન્મનાં કિલ્મિશ વામ્યાં. ભજન૦ ૭

---

## સ્વરૂપના ભાનનો આનંદ.

### પદ. ૩૩.

( સદ્દગુરૂ સ્હાય કરો એક વાર રે......એ રાગ )

આજ સખી આનંદનો દિન આવ્યો રે;
હરખે મેં તો મોતીને થાળે વધાવ્યો રે. ૧

લ્હાવો મેં તો મનુષ્ય જનમનો લીધો રે;
સંગ જ્યારે સદ્દગુરૂ કેરો કીધો રે. ૨

ઉપનિષદનો સાર સકળ સમજાયો રે;
મારો આનંદ મ્હારા તે મનમાં સમાયો રે. ૩

જે પ્રકારે મુંગો તે સાકર ખાય રે;
મનમેં સમજે બીજાને કહી ન શકાય રે. ૪

જો તે કહેતો માયાના જીવ તેને નીંદે રે;
જેઓ પડેલા હું અને મારાને ફંદે રે. ૫

ખાખરાની ખીસી તે ખાખરો વખાણે રે;
તે બિચારી સાકરના સ્વાદને શું જાણે રે. ૬

વંઝા સ્ત્રી જેમ પ્રસવનું કષ્ટ કથે છે રે;
તે તો સમજો પાણી વલોવા મથે છે રે. ૭

અદ્ભૂતાનંદ અનુભવ વિણુ ક્યાં મળશે રે;
જન્મ મરણનો ફેરો તે કેઈ પેર ટળશે રે. ૮

સાચી સમજણ સદ્ગુરૂ વિણુ કોણુ આપે રે;
જ્ઞાન ખડગ વિણુ માયાના દોર કોણુ કાપે રે. ૯

હું મારાથી દુર રહેજે દિલ ચોકખે રે;
પરમારથમાં પ્રવેશી પરજીવ પોખે રે. ૧૦

બ્રહ્મનિષ્ટ શ્રોત્રિય સદ્ગુરૂ જેહ રે;
નાવ સ્વરૂપ તરણુ તારણુ તેહ રે. ૧૧

શત જનમને પુન્યે મળીયા હોય જેને રે;
નવ નિધિ અષ્ટમા સિદ્ધિ મળી તેને રે. ૧૨

તેવા જનની ભવની તે ભાવટ ભાગી રે;
નર દેહ પામી સદ્ગુરૂસુ તાળી લાગી રે. ૧૩

જેણે પ્રીતિ સદ્ગુરૂ સાથે ના કીધી રે;
જન્મ અકારથ આતમઘાતી પદવી લીધી રે. ૧૪

જ્યાં લગી સમજે ન શીર સમરથ રે;
અજા ગળે સ્તન જેવો જન્મ જાણો વ્યર્થ રે. ૧૫

દવના દાઝયા ગુરૂ વિના શાંત કેમ થાશે રે;
ઉત્તમ દેહ પણુ આટા તે લુણમાં જાશે રે. ૧૬

જ્યાં લગી સ્વપ્નુ અદ્ભૂતાનંદનું ના'વે રે;
ત્યાં લગી તો મિથ્થા સૌ ધુમ મચાવે રે. ૧૭

---

## અનુભવ વિણુ ઓળખાય નહિ.

### પદ ૩૪.

( મારા રે વેપારી વિરા વાહાણ હંકારો......એ રાગ )

સંતોની કૃતિ ખળ, કદીયે ન જાણે,
સમજ વિનાનો ઉલટો મત તાણે;
વર્ણશંકર જન તે તો, ખળને વખાણે રે. સંતોની૦ ટેક

વંઝા ન જાણે પુત્ર, જણુવાના દુઃખને,
રોગી ન જાણે તે શરીરના સુખને;
રોળાગર ન જાણે, તરષા કે ભૂખને રે. સંતોની૦ ૧

ખાળમાં રહેનારો કીડો, ખાળે સુખ માણે,
ખાખરાની ખીસી સ્વાદ સાકરનો ન જાણે;
પલાસના ગુંદરને અતીશે વખાણે રે. સંતોની૦ ૨

રાનનો રહેનારો રાજા ભાગ્ય બળે થાયે;
આંણુ ફર ને ન્યાયાધિશ કહેવાયે;
તો પણ તે ન જાણે રાજ્ય કેવી રીતે થાયે રે. સંતોની૦ ૩

હાથી ન જાણે નેળે કયમ ગડાયે,
બાલક ન જાણે ચણા કેમ ચવાયે;
વિષયી ન જાણે, ધર્મ કેમ પળાયે રે. સંતોની૦ ૪

પુંશ્ચલી સ્ત્રી ન જાણે, સતીઓની રીતિ,
રજો ગુણ ન જાણે સંબંધની પ્રીતિ;
અદ્‌ભૂતાનંદ મળ્યા, વિનાની અનીતિ રે. સંતોની૦ ૫

---

## ન તરી શકાય તેવો સંસાર.

### પદ ૩૫.

( રાગ ઉપર પ્રમાણે )

કાંઠો ન દરશ્યો તેને કોણ રીતે તરશો,
કોણ રીતે તરશો, કેમ પાર ઉતરશો રે. કાંઠો૦ ટેક.

નદી કે નહેર તરવા, સમરથ થાશો,
કાસાર વહેળકાને ઓળંગી જાશો;
વિના નાવે મહાસાગરમાં ગોથા ખાશો રે. કાંઠો૦ ૧

કંઇક આરામાં કંઇક, મધ્યમાં ફરે છે,
સામા આરામાં કંઈક બાથો ભરે છે;
તેને જોઇને અસંસ્કારી ડરે છે. કાંઠો૦ ૨

મોક્ષ રૂપી સ્થંભ શાસ્ત્રે, ઉભો કર્યો છે,
અતિશે ઉંચો ને લીસો લાવી ધર્યો છે;
ચઢીને બેસે તે પર બ્રહ્મ પોતે ઠર્યો છે. કાંઠો૦ ૩

કોઈ દશ વીશ પંચ વીશ પગલાં ભરે છે,
કોઇ આદ્ય અંત મધ્યમાંથી પડે છે;
કંઇક જોઈ હારી, ત્યાંથી પાછા ફરે છે. કાંઠો૦ ૪

પંડિતો પુરાણી જોશી, પાછા પડયા છે,
કર્મકાંડીઓ પણ બહુ રખડયા છે;
અદ્‌ભૂતાનંદ વિના, વિભુ કયાં જડયા છે રે. કાંઠો૦ ૫

## સંસાર સિંધુમાંથી હારેલા.

### પદ ૩૬.

( રાગ ઉપર પ્રમાણે )

સંસાર સિંધુમાંથી તેને કેમ તરાશે,
કેમ તરાશે પેલી પાર જવાશે રે. સંસાર૦ ટેક.

નાવ સાધન વિના, કોણ વિધ તરશો ?
સદ્‌ગુરૂ વિના કયમ પાર ઉતરશો ?
નહિ તો તમે ગળકાં ખાતા ડુબીને મરશો. સંસાર૦ ૧

સંસાર રૂપી દવ, સળગી ઉઠયો છે,
અજ્ઞાન રૂપી અગ્નિ અતિશે રૂઠયો છે;
કામ રૂપી રાજા સૌની ઉપર ત્રુઠયો છે રે. સંસાર૦ ૨

અસદ્‌ગુરૂઓ તે વિશ્વે, અત્યંત ભમે છે,
અજ્ઞાની જીવોતણું જીવન હરે છે;
મોટા ભંડારો મહાત્મા થઈને ભરે છે રે. સંસાર૦ ૩

એવાને શરણે પડી, શું તમે કરશો ?
પત્થરને નાવે કેમ પાર ઉતરશો ?
તમે ને તે વારંવાર મરશો અવતરશો રે. સંસાર૦ ૪

અદ્‌ભૂતાનંદ કયાંથી પરગટ થાશે,
હાથે ચઢેલો હીરો રાખે રોળાશે;
મનુષ્યનો જન્મ ધર્યો, ભૂદયમાં ખોવાશે રે. સંસાર૦ ૫

## સંસારમાં મોટા થયેલા તરી શકશે નહિ.

### પદ ૩૭.

[ રાગ ઉપર પ્રમાણે ]

ધનના ધીંગડમલ ગુરૂઓ ન તરશે ન તારે,
ન તરશે ન તારે એવા અનેક અત્યારે રે. ધનના૦ ટેક.

જોશો તો જળમાં તરણાં, કેવાં તરે છે,
હળવાં છે માટે જળ પર ફરતાં ફરે છે;
મણિ ધાતુ પાષાણો તો તળમાં ઠરે છે રે. ધનના૦ ૧

મોક્ષનો મારગ સદા નવનિત કેરો,
મ્હોટા થયેલા જનને અઘરો ઘણેરો;
કળતાં તો નહિ વાર જે, કોઈ બ્હોળો ભણેલો રે. ધનના૦ ૨

મેના સુખપાલો હસ્તિ, પાલખી ગાડી,
છડીઓ પોકારે ડંકા વાગે અગાડી;
તેવા તે તો કળશે હાથી, સુદ્ધાં અંબાડી રે. ધનના૦ ૩

ઝીણા ઝીણા જંતુ તે તો ચાલ્યા જવાના,
જીવો મટીને શિવરૂપ થવાના;
મોક્ષ મારગમાં નહિ અટકવાનો રે. ધનના૦ ૪

અદ્‌ભૂતાનંદ એથી, ક્યાં મળી આવે,
મિથ્થા માયાની જ્યાં ધુમ મચાવે રે;
વારે વારે આવે એ તો કૃતાંતને દાવે રે. ધનના૦ ૫

---

## સદ્‌ગુરૂ વિના જ્ઞાન થતું નથી.

### પદ ૩૮.

( વારી જઉં રે રંગ બ્હાગીયા......એ રાગ )

દ્રગ પણ દિપક વિણ દરશે નહિ રે;
એવી અજ્ઞ જનોની રીત;
સાધુ ખળની ખબર પડે નહિ રે,
જેને સદ્‌ગુરૂસુ નહિ પ્રીત. દ્રગ પણ૦ ૧

નિત્ય ઉઠીને તે નિંદા કરે રે,
ન સમજે સાર અને અસાર;
જેમ તેમ બોલે એ બકવાદીયા રે;
હોય ન વિવેક ને વિચાર. દ્રગ પણ૦ ૨

વાંચ્યા અરથને વળગી રહે રે,
લક્ષ્યા અરથ ન સુઝે લેશ;
કાર્યને જોઇ તે કરશે કલ્પનારે,
કારણમાં ન કરે પરવેશ. દ્રગ પણ ૩

મુરખને મુરતિ એ ભગવાન છે રે,
પણ તે લક્ષ્યા અર્થમાં જાય;
ત્યારે તે આ નહિ આ જાણશે રે,
પણ એ સદ્‌ગુરૂથી સમજાય. દ્રગપણ૦ ૪

જડની પુંઠળ જઈ ફેરા ફરે રે,
ચેતન્યની કરશે નિંદાય;
ચર્મનાં ઉપાન તો પગમાં હશે રે,
કોઈ પવિત્ર અડે અભડાય. દ્રગપણ૦ ૫

અદ્‌ભૂતાનંદ સત્ય સમજે મળે રે,
માટે લક્ષ્યા અરથમાં જાવ;
ફરી ફરી આ અવસર કયાંથી મળશે રે.
સમજી લેવો જન્મનો લ્હાવ. દ્રગપણ૦ ૬

## વ્યાસની યુક્તિ અને વેદનો ભેદ.

### સદ્‌ગુરૂ વિના જડે નહિ,

### પદ ૩૯.

( રાગ ઉપરનો )

સદ્‌ગુરૂ વિણ સાચુ જડતું નથી રે,
એ વિણ અસત્યમાં અથડાય;
કોટી કલ્પ લગી ભકિત કરે રે,
તો પણ આટા તે લુણમાં જાય. સદ્‌ગુરૂ વિણ૦ ૧

કહે અમે ભકત છીએ વિષ્ણુ તણા રે,
કારતક સુદી એકાદશી દિન;
તુલશી પરણાવે પ્રીતે કરી રે,
હરિની સાથે કરાવે લગન. સદ્‌ગુરૂ વિણ૦ ૨

પરથમ વિષ્ણુની પત્નિ કરે રે,
પછીથી પ્રસાદ માની ખાય;
એ અપરાધ ન આણે અંગમાં રે,
જુવે નહિ ધર્મ શાસ્ત્રનો ન્યાય. સદ્‌ગુરૂ વિણ૦ ૩

વળી વેવાઈ વળોક અપાય છે રે,
સાસુ સાહલો પણ બંધાય;

જે જે વ્યવહારો મનુષ્યો તણા રે,
અરપ્યા અંતરજામી માંહ્ય. સદ્‌ગુરૂ વિણ૦ ૪

જેને સંબંધ નથી સૃષ્ટિ તણો રે,
તેનું લગન થવાનું ક્યાંય ?
ઈશ્વર સકળ જગતના બાપ છે રે,
ક્યાંથી પુત્ર પરાયા હોય ? સદ્‌ગુરૂ વિણ૦ ૫

જો કદી પુત્ર થઈને અવતરે રે,
તેણે કોણ વિધ હરિ કહેવાય;
ઉલટું સમજ્યાથી શું સુધરે રે,
ક્રિયા કરેલી વરથા જાય. સદ્‌ગુરૂ વિણ૦ ૬

અગ્નિ સેવ્યે શીતળતા નથી રે,
શશી ને સેવા વિણ કેમ સ્હાય ?
એ સમજ્યે અદ્‌ભુતાનંદ પામશો રે,
તેથી કલેશ સમૂળો જાય. સદ્‌ગુરૂ વિણ૦ ૭

## સત્વગુણથી રચાયેલું જગત છે.

### પદ ૪૦

( રાગ ઉપર પ્રમાણે )

સત્યની શ્રેણી પર સંસાર છે રે,
અસદ્‌ગુરૂ સંગથી મેલા થાય;
નહિ તો સત્ય શિખર પર જઈ વસે રે,
સદ્‌ગુરૂ વિણ સઘળાં અટવાય. સત્યની૦ ૧

અંધાના ટોળામાં એક કાણીયો રે,
એ સૌ અંધનો રાજા થાય;
અંધને એક દિશા સૂઝે નહિ રે,
તેથી કાણો ભૂપ ગણાય. સત્યની૦ ૨

કાણીયાને આધીન સૌ આંધળા રે,
તેની પુઠળ સૌ દોર્યા જાય;
પણ જો બે આંખોનો દેખતો રે,
આવેથી કાણો નાસી જાય. સત્યની૦ ૩

કોઇ કહે છે આતો કળી કાળ છે રે,
તેમાં દોષ થયેલા જેહ;

પાપી કળીયુગનો એ ધર્મ છે રે,
તેથી નહિ ભોગવવા તેહ. સત્યની૦ ૪

એથી છૂટય મળી સૌ અંધને રે,
એ સૌ અસદ્ગુરૂ મહિમાય;
વળી કોઈ કે'છે મંદિરમાં જઈ રે,
દશ માળાએ દૂર પળાય. સત્યની૦ ૫

કોઈ કહે સમે સમે દર્શન કરો રે,
તેથી જશે કરેલાં પાપ;
એ સૌ ગાલ પુરાણો જાણવાં રે,
અદ્ભૂતાનંદ વિણ ના અલાપ. સત્યની૦ ૬

## અસદ્ગુરૂથી સન્માર્ગ મળતો નથી.

### પદ. ૪૧

[ રાગ ઉપર પ્રમાણે ]

ઉલટો મારગ અસદ્ગુરૂ તણો રે,
તેમાં અજ્ઞાની ખેંચાય;
વળગ્યાં વછૂટે નહિ જેમ ઝાંખરાં રે,
પછીથી છોડયે ન છૂટાં થાય. ઉલટો૦ ૧

સત્ય કે'તાં સ્હામા થઈ જાય છે રે,
મનથી માની લેઈ કંસાર;
પણ તે ખાય પશુનું બાફણું રે,
એવો અજ્ઞાની સંસાર. ઉલટો૦ ૨

મતભેદોથી પંથો ઉપજે રે,
જેવી કરોળીયાની જાળ;
જાળે જેમ મચ્છર જકડાય છે રે,
તે પછી છૂટયે ન આવે કાળ. ઉલટો૦ ૩

તેમ પંથે બંધાયાં બાપડાં રે,
વાકય જાળ્યથી ન છૂટાં થાય;
આખર ખઈને એ ખોખુ કરે રે,
એવો અસદ્ગુરૂ મહિમાય. ઉલટો૦ ૪

વાંકયની જાળે પશ્થમ બાંધશે રે,
પછીથી છુટવું એ વિપરીત;

માટે વિચારી પાછા ફરો રે,
સમજી અસદ્‌ગુરૂની રીત. ઉલટો૦ ૫

મન કલ્પેલા મંત્રો આપીને રે,
રોચક વચને કરશે ન્હાલ;
એથી અદ્‌ભૂતાનંદ નહિ મળે રે,
કાનની પગમાં પહેર્યે ઝાંઝ્ય. ઉલટો૦ ૬

## મરણનો નિશ્ચય.

### પદ ૪૨ મું.

( કોણ કરે જંજાળ જુગમાં જીવન થોરા...એ રાગ )

મેલીને જાવું મરી, આ જગમાં રેવું નથી રે. મેલીને૦ ટેક.

મારૂં મારૂં મિથ્યા કરો છો,
અહંપદના ભંડાર ભરો છો;
કોલ આવ્યા છો કરી. આ જગમાં મેલીને૦ ૧

કંઇક તણાં ઘર શાને ભંજાડો,
રંક બિચારાને શાને રંજાડો;
એતરી કયાં ઘો છરી. આ જગમાં મેલીને૦ ૨

કાળના પાશમાં કોણ ન ઝલાયા ?
બળતી જુવો છો કંચન કાયા;
કાળ ગયો છે ચળી. આ જગમાં મેલીને૦ ૩

ચંચળતાથી લ્યો હવે ચેતી,
નહિ તો થાશે મોટી ફજેતી;
ચાલજો ચિત્તમાં ડરી. આ જગમાં મેલીને૦ ૪

## મનને શિક્ષા.

### પદ. ૪૩

( કાફી )

સદ્‌ગુરૂ નાવ સાચું રે, તે ઉદધિમાં ડુબે નહિ;
બાકીનું સર્વે કાચું રે, દર્શાતું નથી વળતું કહીં. સદ્‌ગુરૂ૦ ટેક

મોટી મુસાફરી કરવા માટે, મનની હોય મનસાય,
સઢ સુકાનને ખારવા, એક ચિત્તના થાય;
હલેસાંથી હંકારે રે, છીપાવે પેલે પાર જઇ. સદ્‌ગુરૂ૦ ૧

વ્હોરો તો તમો વ્હોરજો, અમુલ્ય વસ્તુ જોઇ,
કાચ કથીર કે કીડીયાં, રખે વ્હોરતા કોઇ;
દલાલ ડાહ્યો કરજો રે, વીરાઓ જેથી આવો ન વવઈ. સદ્‌ગુરૂ૦ ૨

ઠગની નગરી હેઠ લગી છે, જીતે જવલ્લો કોઇ,
રાજ્ય સકળ છે વનિતા કેરૂં, આવો નહિ ધન ખોઇ;
ધનહિન થઇ જાશોરે, ફરીને દેશ દરશો નહિ. સદ્‌ગુરૂ૦ ૩

એ માર્ગમાં અનેક લુંટારા, લુંટયા મહંત,
સપડાયા છૂટયા નથી, જ્યાં લગી આવ્યો અંત,
અદ્‌ભૂતાનંદ ન મળ્યે રે, દુનીઆં આખી ડુબી ગઈ. સદ્‌ગુરૂ૦ ૪

## કપટી ભેખીનું વર્ણન.

### પદ ૪૪.

( રાગ કાફી. )

કઠણ કાળ આવ્યો રે, કે વેશધારી વધી રે ગયા;
કપટ ભેખી કોટીક રે, બળાત્કારે બાવા થયા. ટેક.

ઉપર સાધુ અંતર કપટ, મેલા મનની માંહ્ય,
ધન હરવાના ધંધા ચલાવે, અંતર કાંચનું કાંચ;
સાચાનો ભવ બાળ્યો રે, અધર્મી આડા ઉભા રહ્યા. કઠણ૦ ૧

સત્ય મારગ સંતાડી મૂકયો, ચઢયું અસત્ય ઉભરાણ;
અજ્ઞાનીઓ નવ ઓળખે, તરત પાથરે પ્રાણ,
કપટ ભેખે કરીને રે, સાચા તેમાં સંતાઇ ગયા. કઠણ૦ ૨

કહે સાચું જુઠું કરે, ધનમાં ધીંગડમલ,
પોતે કુમારગ પળે. અન્યને આપે અક્કલ;
મુખેથી મિથ્યા ભાખે રે, પણ હું મારામાં મોટી માયા. કઠણ૦ ૩

આશા ઉભરા અનેકધા, ખાઇ વધારે દેહ,
અદ્‌ભૂતાનંદમાં આડા આવે, સત્યને દેઇને છેહ;
એવા તો આ ભવમાં રે, સાચાને સાટે જુઠા રહ્યા. કઠણ૦ ૪

## જગતના જીવોનું અજ્ઞાન.

### પદ. ૪૫

( કાફી )

આ દુનીયા દિવાની રે, દિપક લેપ કૂવે પડે;
સમજે કે આ નહિ સાચું રે, આશાને લીધે આવી અડે. ટેક૦

હું મારૂં ભાગ્યું નથી, સત્યનો નથી સંબંધ;
ત્યાગ કરાવે અન્યને, પોતે રહે પ્રતિબંધ.
એવાને શરણે જાતાં રે, મુરખને કળ ન પડે. આ દુનીયા૦ ૧

વાંસને લઇ કોલુમાં પીલે, ત્યાં રસ કયાં દર્શાય,
તો પછી ગોળ મીશરી અને, સાકર કયાં સ્પર્શાય?
વરથા મહેનત કરતા રે, અબુજજનો કંઇક આથડે. આ દુનીયા૦ ૨

વેણુ પુરે ઘાંણીમાં ને ફેરવે, નિશદિન બેલ,
મુરખ મન સમજે નહિ કે, એમાં કયાંથી તેલ?
અફળાઈ મરે ઉંધા રે, અજ્ઞાની સાથે ચાકે ચઢે. આ દુનીયા૦ ૩

ખાય અમલને મુખ મલકાવે, ખોળે સાકરનો સ્વાદ,
પીયે વિષ ને અમરની ઇચ્છા, એ મોટો વિખવાદ;
અદ્ભૂતાનંદ ના'વે રે. ત્યાં સુધી માયામાં સડે. આ દુનીયા૦ ૪

---

## મનને ચેતવણી.

### પદ ૪૬.

( વૈદર્ભિ વનમાં વલવલે......એ રાગ )

સત્ય સમજ મન માહરા, છે જવાનું જરૂર;
આખર તો તું એકલો, છોડી દે મગરૂર. સત્ય૦ ૧

આ રે જગતમાં રહેવું નથી, એવું નિશ્ચય માન;
એક દિવસ એવો આવશે, જવું પડશે સ્મશાન. સત્ય૦ ૨

જાણ થવા તુંને દે નહિ, નહિ રે' નામ નિશાન;
તારી પૂર્વે, પૂર્વજો ગયા, તેમ તારૂં પણ માન. સત્ય૦ ૩

પુન્ય કે પાપ જે તાહરાં, એ વિણ કોઇ નહિ સાથ;
સગાં સહોદર સર્વ કો', રે'શે પછાડી હાથ. સત્ય૦ ૪

પ્રિય વસ્તુ જે જે તાહરી, પડી રે'શે ઘર માંય;
અતિ શ્રમથી ઉદે કરી, તો પણ રે' જ્યાં ને ત્યાંય. સત્ય૦ ૫

અરે ! આ મનવા માહરા, જો તું ઉઘાડી ચક્ષ;
જુઠી માયા જુઠો દેહ છે, જો વિચારી પ્રત્યક્ષ. સત્ય૦ ૬

અસત્ય શાસ્ત્રે જેને કહ્યું, તેને અસત્ય જાણ;
મુઢ મતિ વળગી રહે, એ ચોરાશી ખાણ. સત્ય૦ ૭

સાચી વસ્તુ સંપાડજે, કરી ખોજ;
મિથ્યા આ સઘળી માનજે, દુનિયાની જે મોજ. સત્ય૦ ૮

શુભાચરણને સંગ્રહી, કરવી ભક્તિ હંમેશ;
એ થકી આ ભવસિંધુને, આખરે તું તરેશ. સત્ય૦ ૯

પાપ પ્રપંચને પરહરી, મૂકી દઇ અભિમાન;
કામાદિ ષડ રિપુ ત્યાગીને, ધર ઇશ્વરનું ધ્યાન. સત્ય૦ ૧૦

સારા તે સાર વિચારીને, કરવાનું જે તે કર;
ત્રિગુણી મુક્તિ થયા પછી, મોક્ષ મારગે વિચર. સત્ય૦ ૧૧

આ શિક્ષા આપત્તિને હરે, થાય કુશળ કલ્યાણ;
અદ્ભૂતાનંદ પ્રગટ થશે, એ છે વેદની વાણ. સત્ય૦ ૧૨

## મરણનો ભય.

### પદ ૪૭.

( ચાબખો. )

માથે કાળ તણો મારો રે, ઝાંખી જો ચાલ્યો જનમારો. ટેક.

મોટા મોટા મરી ગયાને, તા'રે પણ છે મરવું;
ખોટા ખેલોમાં મોહી રહીને, આયુષને હરવું રે. માથે૦ ૧

છાંયા ધરી છે તે પડવાની, અવધ થયે જાશે;
આતમ જીવ ચેતી લે, નહિ તો પસ્તાવો થાશે રે. માથે૦ ૨

અમર આદિ જ્ઞાની ધ્યાંની, તપસ્વી ને વૈરાગી;
સમાધિઓમાં સ્વરોને સાંધતા, દેહ ગયા ત્યાગી રે. માથે૦ ૩

દેહ ધર્યો તેને, કાળને મુખે, જરૂરથી જાવું,
અદ્ભૂતાનંદ પ્રગટ થયા પછી, કાળ પાસે ના'વું રે. માથે૦ ૪

## વૃથા મોહ.

### પદ ૪૮.

( ચાબખો. )

મૂકી દે હું ને મારૂં રે, તેમાંનું કાંઇ નથી તારૂં. ટેક૦

રાત્રિ દિવસ તું રોળો કરે છે, જરાય ના ઝંપે;
આવી અચાનક લેશે ઝપેટી, કાળથી ના કંપે રે. મૂકી દે૦ ૧

જાય આકાશે ને પેસે પાતાળે, તો પણ શું થાશે;
માયા તણા જે મજુર છે તે, ભર્યા નગરમાં લુંટાશે રે. મૂકી દે૦ ૨

વારે વારે તને કેમ ગમે છે, ઉંધે મસ્તક રેવું;
મળ માંસનો ભક્ષ કરીને, કષ્ટ ઘણું સહવું રે. મૂકી દે૦ ૩
હરશી દોષને ત્યાગ કરે છે, તે જન છે શાણો:
અદ્ભૂતાનંદ પ્રગટ થશે તો, સત્ય સાથે માણો રે. મૂકી દે૦ ૪

---

## જગતનું મિથ્યાત્વ.

### પદ. ૪૯

( રૂડા દીસો છો રાજેશ્વર મંદિર આવતા રે......એ રાગ )

આ સૌ જુઠી બાજી જાણુ, જગત સાચું નથી રે. આ સૌ૦ ટેક.
હું મારૂં એ છે દુઃખ દાઇ, સમજીને સમજાવું ભાઇ;
મિથ્યા મોવું આ માયાના ચર્મથી રે. આ સૌ૦ ૧
ઘાટ રચ્યા છે જે જે જેણે, મણ્યા નથી કંઇ રાખી તેણે;
મારે માયા મોહ વચનના મર્મથી રે. આ સૌ૦ ૨
મૃગજળ જેવું સઘળું ભાસે છે, જુઠું પણ સાચું પ્રકાશે;
તેમાં આવી ડુબે કુડા કર્મથી રે. આ સૌ૦ ૩
શોધે સાર જડશે એમાં, અદ્ભૂતાનંદ ન મજે તેમાં.
સત્ય સમજો તો ભવ તરસો પરબ્રહ્મથી રે. આ સૌ૦ ૪

---

## વૃથાજન્મ.

### પદ ૫૦

[ રાગ ઉપર પ્રમાણે ]

આ ભોમિને ભાર લગાડે, જીવે જ્યાં લગી રે. આ ભોમિ૦ ટેક.
ઉદરમાં શા અક્ષર બોલ્યો, પ્રગટ થઇને અનરથ તોળો;
જુલમી જગમાં બેઠો જઈને તું ફગીરે. આ ભોમિને૦ ૧
પરદારા પર નિંદા મીઠી, માળા તો ગમતી નથી દીઠી;
ખબડદાર કયાં જાશો હરજીને તજી રે, આ ભોમિને૦ ૨
જે જે કામ કરે બે ઇમાનિ, હરિથી વાત નથી કંઇ છાની;
પગલે પગલે પગ જોતો આવે પગી રે. આ ભોમિને૦ ૩
ઓચિંતો જ્યાં કાળજ આવે, તે સમયે કંઈ લાગ ન ફાવે;
અદ્ભૂતાનંદ વિણ કો નહિ વાંલાં વગી રે. આ ભોમિને૦ ૪

## અકારજ જન્મ.

### પદ ૫૧. ( ઠુમરી. )

જગત વિભુ જગદીશ ન જાણ્યા, જન્મ ધર્યો શું કરવા રે ટેક.
મિથ્યા દેહ ધર્યો તેં મુરખ, જનુનીનું જોબન હરવા રે. જગત० ૧
જે સરજ્યું તે તુજ સુખ માટે; તારૂં ઉદર ભરવા રે. જગત० ૨
હું અને મારૂં આળસ મૂકી; કર યત્નો સ્થિર ઠરવા રે. જગત० ૩
અદ્‌ભૂતાનંદ પ્રગટ થયા વિણ; મૂઢ ફરે ભવ તરવા રે. જગત० ૪

## મોક્ષનો માર્ગ.

### પદ ૫૨.

( દદ દાન ચર્ણન કેરો ભરૂસો, દદ દાન ચર્ણન કેરો...એ રાગ. )

આ મારગ છે ન્યારો, સમજ મન આ મારગ છે ન્યારો. ટેક.

ઉપર સાચું જણાય સરવને, ચિત્તની શુદ્ધિ વિચારો;
કરે ક્રિયા પણ સમજ વિનાની, હરિ મળવાનો ઉધારો. સમજ० ૧

સમજી કરે તો સહજ મળે, પ્રભુ, એવા વિરલા કોઇ;
તિલક કર્યાથી પ્રભુ મળે તો, અજગર જન્મ ન હોઈ. સમજ० ૨

ધ્યાન ધરે બગલો જળ મધ્યે, ગર્ધવ લોટે છાર;
નિશદિન સ્નાન કરે જળચર, એવું સ્નાન થાય સો વાર. સમજ० ૩

જટા ધરાવે વૃક્ષ જે વડનાં, તેથી ન પેખે પરબ્રહ્મ;
કાયા નાશ કરે જે પતંગો, એ સૌ ખોટા ભ્રમ. સમજ० ૪

મુંડન કર્યાથી વિભુ મળે તો, ગાડર મુંડાવે સર્વાંગે;
દાઢી રાખ્યેથી વિભુ દરશે તો, અજાને જો જો ઉમંગે. સમજ० ૫

ગંગા ન્હાયે જમના ન્હાયે, અંતર શુદ્ધ ન હોયે;
ડાક ડમાળને વૃથા જાણજે, એમ તરે નહિ કો'યે. સમજ० ૬

સુક્ષ્મ શુદ્ધ થયું જેનું સ્થુળ કદી શુદ્ધ હરશાયે;
નિર્મળ મન વિણ અદ્‌ભૂતાનંદ તે, કાળે નહિ સ્પર્શાયે. સમજ० ૭

## તિલકનો નિર્ણય.

### પદ ૫૩. ( કાફી. )

તિલક ભલે તાંણો રે, તેથી તો હરિ કયમ મળશે ?
ઉભાં કે આડા કરશો રે, તેથી તો ભવ કયમ ટળશે ! ટેક.

કંકુ, કેશર, કોઇ આડ કરે છે, કોઇ ચાંદલો ચોઢે;
છાપાં તિલક જન કરે, મનગમતાં, ચઢીને મદને ઘોડે,
ઇચ્છાને અનુસારે રે, સત્યમાં મન કયમ વળશે. તિલક૦ ૧

ભેદમતોના એ વ્યવહારો, જુજવાં તિલકને કંઠી,
ભ્રમણામાં તો નાખ્યા ભમાવી, અજ્ઞાનીઓ ગયા વંઠી;
આચરણ કરે અવળાંરે, પાણીમાં પત્થર કયમ ગળશે? તિલક૦ ૨

કોઇ શીખા કોઇ ત્રીપુટી, હૃદય કંઠ કોઇ હસ્ત,
કોઇ નાભી કોઇ કક્ષમાં, કોઇક કર્યું સમસ્ત;
ભોળપણામાં ભૂલી રે, અંજાઇ એમાં કોણ ઢળશે. તિલક૦ ૩

સઘળા અંગમાં એકજ વાપ્યો, ખાલી નથી કર ખોજ,
એ સમજણે સુખ આવશે, સદા કરો મન મોજ;
સઘળે હરિ સમરથ રે, એ સમજણે ફેરા ફળશે. તિલક૦ ૪

રોમ રોમમાં હરિ નિવાસ્યો, ખાલી ન મળે ઠામ,
સર્વાંગે અરચો કહો, તો સઘળે આતમરામ;
કંઇએ નવ જોશો હરિ વિણ રે, આવેલો ફેરો એથી ફળશે. તિલક૦ ૫

સમાય નહિ ત્રિભુવન વિષે, વસ્ત્રે કેમ વીંટાય,
ચંદન કયાં ચરચો તમો, નેત્રે નવ સમાય;
ઉપરને ઉમળકે રે, અદ્‌ભૂતાનંદમાં કયમ હળશે. તિલક૦ ૬

## માયાનો મિથ્યા ખેલ.

### પદ. ૫૪

( દાંણ માગે રે દાંણ માગે...એ રાગ )

ખેલ ખોટો રે, ખેલ ખોટો;
કાયા પાણી તણો છે પરપોટો રે. ખેલ ખોટો૦ ટેક.

કંઇક લાલચમાં તો લપટાયા;
જાણી શકયા નહિ તે જુઠી કાયા માયા રે. ખેલ ખોટો૦ ૧

સુત વિત્ત દારા સાથ ન આવે;
કોણ જમનો તે માર મુકાવે રે. ખેલ ખોટો૦ ૨

કાળે કંઇકને તે નાખ્યા છે કુટી,
તારા મરણની તો કોઇ નથી બુટી રે. ખેલ ખોટો૦ ૩

જેવું નીર તે તો ઝાંઝવાનું ભાસે;
તેને પીવા સારૂ મુરખાઓ નાસે રે. ખેલ ખોટો૦ ૪

સદા કાળ એવી વેદ કેરી વાણી;
અદ્‌ભૂતાનંદ વિનાની નૈ એંધાણી રે. ખેલ ખોટો૦ ૫

## સત્સંગ રહિત.

### પદ. ૫૫

( રાગ ઉપર પ્રમાણે )

સતસંગી રે સતસંગી;
એ તો થઇને બો છે અભંગી રે. સતસંગી૦
ઘણા જોયા છે પંડિત ને પુરાણી;
તે તો પરને મૂકાવનારા પાણી રે. સતસંગી૦ ૧
કહે આમ કરી પોતે નથી કરતા;
તેવા જોયા ઘણા જન્મતા ને મરતા રે. સતસંગી૦ ૨
કૈક લોકોનાં તે મન રાખે રાજી;
ઘણા જોયા **કુરાનીઓ ને** કાજી રે. સતસંગી૦ ૩
આ સૌ જાણજે આતશની છે બાજી;
તેને સમજ હવે ભૂલ ભર્યા પાજી રે. સતસંગી૦ ૪
અદ્‌ભૂતાનંદ વિનાની ભૂલ ખશો;
તો તો જોયા જેવો થવાનો તમાસો રે. સતસંગી૦ ૫

## મિથ્યા સંબંધ.

### પદ. ૫૬

( રાગ ઉપર પ્રમાણે )

કોણ તારૂં રે કોણ તારૂં;
માટે છોડી દે તુ સંસારનું લ્હારૂં રે. કોણ તારૂં૦ ટેક.
તારાં માત તાત યુવતી ને ભાઇ;
જુઠી થઇ જવાની આખરે સગાઇ રે. કોણ તારૂં૦ ૧
જોતાં જાય છે અત્યંત ઝખમારી;
એવી આખરે છે ગતિ નરનારી રે. કોણ તારૂં૦ ૨
મહાન મ્હારથી થયા છે ધુળધાણી;
તેઓની શોધી જડતી નથી એંધાણી રે. કોણ તારૂં૦ ૩
માટે સાર શોધી ભૂલને સુધારો,
ત્યાં તો પળનો નથી ચાલતો ઉધારો રે. કોણ તારૂં૦ ૪

સમજ વિશ્વ સંગે રખે તું વવાતો;
અદ્‌ભૂતાનંદ વિના પડે યમની લાતો રે. કોણ તારૂં૦ ૫

## મરણનો અનુભવ.

### પદ. ૫૭

( રાગ ઉપર પ્રમાણે )

દેખ દહાડી રે દેખ દહાડી,
ગયા કેટલાક તારી અગાડી રે. દેખ દહાડી૦

તારા વૃદ્ધો ગયા ગણ્યે નથી લેખું;
તેને સ્વપ્ના વિષે કદી ન દેખું રે. દેખ દહાડી૦ ૧

હતા મ્હારથી જે અતિ બળે શૂરા;
તેને કાળે કરી નાંખ્યા ચકચુરા રે. દેખ દહાડી૦ ૨

કાળ કાગળ સંદેશો નહિ કે'શે;
તેની મરજી હશે ત્યાંથી તને લેશે રે. દેખ દહાડી૦ ૩

તેથી ચેત હવે મનવા માહરા;
દૂર ફેંક હવે **પર વેઠ** ભારા રે. દેખ દહાડી૦ ૪

---

## સંસારનો મિથ્યા સંબંધ.

### પદ. ૫૮

( રાગ પ્રભાત )

કોઇ નથી તારૂં રે, પ્રાણી કોઇ નથી તારૂં;
મિથ્યા કહે મ્હારૂં રે, પ્રાણી કોઈ નથી તારૂં. ટેક૦

મનુષ્યા દેહનું ટાણું તારૂં એળે વહી જાશે,
હું મારૂં છોડી દે મનથી થાવાનું તે થાશે;
વિષય વ્યસન તને વળગ્યું છે માયાનું દ્હાડૂં કોઈ નથી૦ ૧

અક્ષય પાત્રને અળગું મૂકી પત્થરને લીધું,
ગૌનું ગવાંનક મુરખ મન તેં ગર્દભને દીધું;
વિવેક હિણુ અજ્ઞાની અંધે ખોયું ન અંધારૂં. કોઇ નથી૦ ૨

અજ્ઞાન આવરણે મનુષ્યા દેહ છે ને ઉત્તમ ના જાણ્યો,
કોણ છું હું ને ક્યાંથી આવ્યો ? મનગમતે માંણ્યો;
ચૈતન્ય ત્યાગી જડને પુજે શોધ સ્વર્ગ બારૂં. કોઈ નથી૦ ૩

કરવાનું બાજુ પર મૂકયું કુમારગ ઝાલ્યો,
સદ્ગુરૂ શિક્ષણ અંગ ન લાગ્યું, કુપંથે ચાલ્યો;
અદ્ભૂતાનંદ પ્રગટ કરીશ તો કાળથી નહિ હારૂં. કોઇ નથી૦ ૪

## વેદ વચન સિવાય વૃથા વાણી.

### પદ ૫૯

( રાગ ઉપરનો )

વેદ વચન વા'લાંરે અમને વેદ વચન વા'લાં:
બીજાં સૌ ઠાલાં અમને વેદ વચન વા'લાં. ટેક૦

કોરા કાગળો વેદ વિનાના વાંચ્યામાં ના'વે,
કપોલ કલ્પિત વરથા વાણી વેદ વિના કા'વે;
વિધિ નિષેધનો ભેદ જાણ્યા વિણુ જ્યમ કાઢે કાલાં. વેદ વચન૦ ૧

કાચ કે હીરાની કીંમત તે તો વેદ વચન કરશો,
પારેખ થઇને પરપંચીને દૂરથી પરહરશો;
સત્યનું શિખર વેદ વચનમાં બાકી સૌ બાલાં. વેદ વચન૦ ૨

નિશ્ચયનો તો મહેલ જ એ છે તેમાં વિભુ રહે છે,
વદન દ્વારમાં પોતે રહીને હરિ હીરો એમ કહે છે;
ભૂલવણીમાં જે ભમનારા તે આવે માલાં. વેદ વચન૦ ૩

વેદની મુરતિ સદ્ગુરૂ સમજો વેદ વિના ખોટા.
અદ્ભૂતાનંદ કયાંથી મળશે, વળાવશે ગોટા;
ઉકરડામાં રત્ન જણાવે કુટાવશે છાલાં. વેદ વચન૦ ૪

## સદગુરૂની ઓળખાણ.

### પદ ૬૦

[ રાગ ઉપર પ્રમાણે ]

બ્રહ્મનિષ્ઠ વેદાંતીરે સદ્ગુરૂ બ્રહ્મનિષ્ટ વેદાંતી,
ભાગે મન ભ્રાંતિ રે સદ્ગુરૂ બ્રહ્મનિષ્ઠ વેદાંતી. ટેક.

મૂળ કલેશનું આ ભવ ભ્રમણા કષ્ટ સકળ ટાળે,
જન્મો જન્મનાં પાપ સકળ તે દર્શનથી બાળે;
સાચા સદ્ગુરૂની છાંયાથી તરત વળે શાંતિ. બ્રહ્મનિષ્ઠ૦ ૧

કાચની હાંડી છતાં નવ દેખે અંધા જે હોયે,
સૂર્યોદયને સૌ કો જાણે, ન જાણે ઉલુક સોયે.
કાળ કરમને પોતે છોડાવે સૂર્ય સમી કાંતિ. બ્રહ્મનિષ્ઠ૦ ૨

હાથી હજારો જુથે મળીને ગરજે ઘન ઘોરે.
સિંહનો નાદ સુણી સંતાશે મૂકી દેશો રે,
અખિલમાં જો એવા ભાસે જોતાં વેદાંતિ. બ્રહ્મનિ'ઠ૦ ૩

વિશ્વતણું અજ્ઞાન ઘટે સૌ સત્કર્મો સાથે,
અસદ્ગુરૂઓ આળસ મૂકે અદ્ભૂતાનંદ લાધે;
ભૂલ સકળ તેવાથી ટળશે, આળસની * વાંતિ. બ્રહ્મનિષ્ઠ૦ ૪

## શ્રી સદ્ગુરૂના મેળાપથી થતો લાભ

### પદ ૬૧.

( રાગ ઉપર પ્રમાણે )

સદ્ગુરૂ મળીયા સાચા સદ્ગુરૂ મળીયા;
ત્રિવિધ ટળીયા રે સાચા સદ્ગુરૂ મળીયા. ટેક૦

દારૂણ કષ્ટ જે જન્મ મરણનું પાપો સહ કાપ્યું;
બ્રહ્માનંદમાં સુખ અતિશે તે અમને આપ્યું;
સંસાર સન્નિપાત નસાડયો એ અઢળક ઢળીયા. સદ્ગુરૂ૦ ૧

અજ્ઞાન રૂપ અંધકાર અંતરનું સર્વ ગયું નાસી,
વિભળતાથી વીખરાયલા હતા અન્યના ઉપાસી;
શ્રી સદ્ગુરૂના સત્ય વચનથી પાછા તરત પળીયા. સદ્ગુરૂ૦ ૨

પોતાનો સમજી પીડા વ્હોરી દયા કરી આવી,
સત્યા સત્યનું ભાન કરાવ્યું ઉદય કર્યું ભાવી;
તાળાં ઉઘાડયાં અંતરનાં તેથી અસદ્ગુરૂ ટળીયા. સદ્ગુરૂ૦ ૩

બ્રાહ્મણ થયાની ભૂલ હતી તે સદ્ગુરૂથી નાઠી,
સદ્ગુરૂ ચરણના સ્પર્શ વિનાની દશા હતી માઠી,
અદ્ભૂતાનંદ પ્રગટ થયે અમો સન્મારગ પળીયા. સદ્ગુરૂ૦ ૪

## ધ્યાનને યોગ્ય શ્રી સદ્ગુરૂજ છે.

### પદ ૬૨

( રાગ ઉપરનો. )

ધ્યાન સદા ધરવું રે સદ્ગુરૂ ધ્યાન સદા ધરવું,
વેદ વચન વરવું રે, સદ્ગુરૂ ધ્યાન સદા ધરવું. ટેક૦

* ઉલટી. ઉલટી તુલ્ય આળસ ત્યાગનારા.

વિધિ નિષેધ વિવેક જણાવ્યો અવિદ્યા ટાળી,
નિર્ભાગી, તે કદી નહિ ચેતે જે કામળીયો કાળી;
તેને રંગ ચઢે નહિ કાળે ડગલું કઠિન ભરવું. ધ્યાન૦ ૧

નિર્ભાગી જન સત્ય ન સમજે વિષયારસ માણે,
ખીસી પલાસની સ્વાદ સાકરનો કોણ રીતે જાણે.
વેદની મુરતિ સત્ય સંબંધી એ વિણ કયાં ઠરવું. ધ્યાન૦ ૨

જગદ્‌ગુરૂ જગવંદન સ્વામીને ચરણે નમે કોઇ,
અનંત જન્મોનાં કિલ્મિશ વામે કૃતાર્થ હોઈ;
સિંહ સમાન વિવેકની વાણી સમજી પરવરવું. ધ્યાન૦ ૩

સત્યનું શિખર જે થકી દરશ્યું કરૂણા જવ કીધી,
દીન જનોને બાળક જાણી દીક્ષાઓ દીધી;
અદ્‌ભૂતાનંદ જેનાથી પ્રગટે તે વચને વિચરવું. ધ્યાન૦ ૪

---

## નિદ્રા રૂપ આળસનો ત્યાગ.

### પદ. ૬૩

( રાગ ઉપરનો )

નિદ્રાથી જાગો રે, આજે નિદ્રાથી જાગો,
સત્કર્મે લાગો રે, આજે નિદ્રાથી જાગો. ટેક૦

અમૃત કુપો હાથ પડયો છે, ચાલોને પીવા,
આવો લ્હાવ ફરી કયાં મળશે, ઉઠો મરજીવા;
સમય ગયે પસ્તાવો થાશે, ભય ભવનો ભાગો. નિદ્રાથી૦ ૧

ખોડ ટળે સો સાધન કેરી, સંપત્તિઓ મળશે,
**આવા ગમનનો** ફેરો તે તો સદ્‌ગુરૂથી ટળશે;
**સત્ય વચન** સાબુ મળવાથી ધોવાશે ડાઘો. નિદ્રાથી૦ ૨

એવા જે ભવ હારી સદ્દગુરૂ સ્પર્શ કદી થાશે,
ભવો ભવની ભટકણુ તે તો દર્શનથી જાશે;
પુનઃ પુનઃ તે કયાં મળવાના, આવા રૂડા લાગો. નિદ્રાથી૦ ૩

વિધિ નિષેધ સમજ વિણુ સાધન, કામ ન આવે,
સાચા સદ્દગુરૂ સાન કરીને સર્વને સમજાવે;
અદ્‌ભૂતાનંદ પરગટ કરવા આળસને ત્યાગો. નિદ્રાથી૦ ૪

---

## વિશ્વ સાચું નથી.

પદ. ૬૪

( દાણ માગે રે દાણ માગે રે એ રાગ )

જગ જુઠો રે, જગ જુઠો.
જેવો માવઠાનો મેઘ હોય ત્રુઠયો રે. જગ જુઠો૦ ટેક

જેવું ઝાંઝવાનું નીર તે જણાયે;
તેમાં અજ્ઞાની અતિશે તણાયે રે. જગ જુઠો૦ ૧

દીસે નભમાં વાદળ કેરા ગોટા;
થાય ક્ષણમાં તે નાશ ન્હાના મ્હોટા રે. જગ જુઠો૦ ૨

સ્વપ્ન વંઝાને બાળકનું જેવું;
સ્વપ્ને નિર્ધનને ધન મળ્યું તેવું રે. જગ જુઠો૦ ૩

કદિ અસત્યનું સત્ય કોઈ કહેશે;
તેથી અદ્‌ભૂતાનંદ કયાંથી લેશે રે. જગ જુઠો૦ ૪

## શરીરનું મિથ્યાત્વ

પદ ૬૫

( રાગ ઉપરનો )

કાયા કાચી રે કાયા કાચી,
તેને સંતો રે'તા નથી રાચી રે. કાયા કાચી૦ ટેક૦

જેવા દીસે છે ધુમાડાના ગોટા;
જેવા પાણી વિષે થાય પરપોટા રે, કાયા કાચી૦ ૧

જેવાં નભમાં નથી ને પુષ્પ ભાસે;
તો પણ કોટી પ્રગટે ને કોટી નાશે રે. કાયા કાચી૦ ૨

ઉદય થયું તેનો અસ્ત છે સદાયે;
જેથી ઉદય તેમાં લય સદા થાયે રે. કાયા કાચી૦ ૩

વિના અદ્‌ભૂતાનંદ કયાં છે સાચુ;
કોના ચૈતન્યને જોઈને રાચું રે. કાયા કાચી૦ ૪

## મરણનો નિશ્ચય.

પદ ૬૬

( રાગ ઉપરનો )

જાણ જાવું રે જાણ જાવું,
તારે સ્વાધીન તે કાળને થાવું રે. જાણ જાવું૦ ટેક

ઇશ્વર કોટિના જે રામકૃષ્ણ કા'વે;
તે તો જોતાં દૃષ્ટિ પરે ના'વે રે. જાણુ જાવું૦ ૧
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર આદિ દેવ મોટા;
કહેશો મરતા નથી જાણજો એ ગોટા રે. જાણુ જાવું૦ ૨
ધન્વંતરી ધ્યાનિ તપસ્વી ગયા ચાલી;
ઋષિ મુનિ ગયા તાળીયો આલી રે. જાણુ જાવું૦ ૩
અદ્ભૂતાનંદ વિના સત્ય ન પ્રમાણો,
જેણે જાણ્યું ન હોય તે જાણો રે. જાણુ જાવું૦ ૪

---

## આખરે સર્વ નાશવંત.

### પદ ૬૭.

[ રાગ ઉપર પ્રમાણે. ]

લય થાશે રે, લય થાશે,
એક બ્રહ્મ વિના કાંઇ ન દર્શાશે રે. લય થાશે૦
નિત્ય નૈમિત્તિક પ્રલય જેને કહે છે;
**મહા પ્રલય** પ્રકૃતિ, કોણ રહે છે રે, લય થાશે૦ ૧
લોકાલોક આદિ દેવરાજ જાશે,
અર્યમાદિક રવિ શનિ નાશેરે. લય થાશે૦ ૨
વાલ્ખિલ ગૌ લોક રહે કયાંઇ,
જ્યારે પ્રકૃતિ પ્રલય હોઇ રે. લય થાશે૦ ૩
અનંત બ્રહ્માંડો પચે માયા માંહી,
અદ્ભૂતાનંદ મળે, પચે નહિ કયાંહી રે. લય થાશે૦ ૪

---

## પ્રેમનું પ્રદર્શન.

### પદ ૬૮.

( રાગ પ્રભાત. )

આજનો દિવસ અધિક રળિયામણો, સહસ્ર કોટિક જો સૂર્ય ગાજે;
તેજમાં તેજ બ્રહ્માંડ ગાજી રહ્યું, નભ વિષે ચૈતન્ય જો પ્રકાશે. આ૦ ૧

અખંડ નથી વિશ્વ આ નિત્ય નિરંજન, અજ અવિનાશી અકળિત જોશો;
જોત્ય જો જાગીને ભ્રમણા ભાગીને, લાગશે તાર તો ભ્રમ ખોશો. આ૦ ૨

જ્ઞાનના ઘાટમાં, હૃદયના હાટમાં, તત્વોના લાટમાં શ્યામ શોભે;
સમજુના સાથમાં નિશ્ચયના હાથમાં, આનંદના કોષમાં સ્થિર થોભે. આ૦ ૩

મનમય ચોકમાં, અશોકના ગોખમાં, મળશે ઉદ્યોગમાં શિર સાટે;
સ્થિરતાના સ્થાનમાં અભેદના ભાનમાં, ગુરૂતણી સાનમાં જ્ઞાન ઘાટે. આ૦ ૪

અંતરના ભાવથી સદ્‌ગુરૂ નાવથી, મનુષ્યના લ્હાવથી તરત જડશે;
તત્વ તોળ્યા થકી સોહં બોલ્યા થકી, અદ્‌ભૂતાનંદની કળ પડશે. આ૦ ૫

---

## મંદ સુસ્તનો તિરસ્કાર.

### પદ ૬૯.

( રાગ ઉપરનો )

ઉઠ અભાગીયા મંદ શું સુઇ રહ્યો? અવસર આવેલો જાય તારો;
કોણુ તું તાહરૂં કર્તવ્ય શોધને. અંગે વધી જાય છે જન્મ સારો. ઉઠ૦ ટેક.

શઠ થઇ સુઇ રહ્યો, કાં બોજો સહ્યો, મંદ શાસ્ત્રે કહ્યો શુર કાચો;
જાગનું જતન કર, આળસુ જા મટી, ભકતના ભાનમાં થા તું સાચો. ઉઠ૦ ૧

સત્યના સંગથી, સર્વ સિદ્ધિ થશે, આળ સર્વે જશે દેખ દહાડી;
સુર તરૂ પામીને, વેદના વામીને, માનનું પોટલું નાખ્ય કાઢી. ઉઠ૦ ૨

હું અને મારૂં તે, પરહર પ્રીતથી, સત્યમાં રીઝશે નાથ તારો;
કોણુ કારણુ તું, આવીયો વિશ્વમાં, જન્મ સુધારી લે સેવ પ્યારો. ઉઠ૦ ૩

ક્લેશ કંકાસ અનેક જન્મો તણા, સમજે તો ભાવટ ભવની ભાગે;
ત્યાગીને જોઇશ તો, શાસ્ત્રના સારથી, અદ્‌ભૂતાનંદથી વેઠ ત્યાગે. ઉઠ૦ ૪

---

## ચૈતન્યનું સત સ્વરૂપ.

### પદ ૭૦.

( ચાંદલીઓ વ્હાલો રે મા મને ચાંદલીઓ વ્હાલો......એ રાગ )

ચૈતન્યે ચિત્ત લાગ્યું રે, જેનું ચૈતન્યે ચિત્ત લાગ્યું,
ભવ મ્હેણું ભાગ્યું રે, જેનું ચૈતન્યે ચિત્ત લાગ્યું. ટેક૦

અવર આળ પંપાળ દીસે છે; આખરનું ખોટું;
બહુ વિધિએ વિચાર કર્યો તો એ સૌથી મોટું. ચૈતન્યે૦ ૧

મીઠા મલોખાં કર્યે શું થાશે, રસ તેમાં શેનો;
સમજી લેશે તે જન શાણો, રસ આવે કે'નો ચૈતન્યે૦ ૨
અનંત કાળ લગી અથડાયે નિગુર્ણ નડે દેખે;
જ્ઞાનને ઘાટ ચઢીને જુવે, જન આતમને પેખે. ચૈતન્યે૦ ૩
સોમને સૂર્યની મધ્યમાં રસ્તો વિરલ જન જાણે;
અદ્ભૂતાનંદ પ્રગટ થયેથી મહારસ તે માણે. ચૈતન્યે૦ ૪

---

## મનને ધીરજ આપવા વિષે.

### પદ ૭૧.

( ઘર જાને દે છાંડ દે મોરી બહીયાં.....એ રાગ )

મન ધીરજ ધરીશ હાવે કયારે, પ્રગટ કર્યું છે તેનું પોષણ કરશે;
વિશ્વંભર છે વાહ રે, મન ધીરજ ધરીશ હવે કયારે. ટેક૦
ગર્ભવાસમાં જીવ પ્રસરે, જઠરાથી જે બચાવે;
નવ માસ તુજ રક્ષણ કીધું, તે વિશ્વાસ ન આવે. મન૦ ૧
અહર્નિશ એને તારી ઝંખના, ક્ષણે ક્ષણે ઉરમાં લાવે;
જન્મ્યા પહેલું દુધ બનાવ્યું, પાછળ કેમ નહિ પાવે. મન૦ ૨
માતપિતા બાળકને પોખે, એમ ઉર વિષે આવે;
તો પણ તું ઉત્પાત કરે છે, ભજન હરિનું ન ભાવે. મન૦ ૩
ધીરજતા વિણ અદ્ભૂતાનંદ, સ્વપને કોણ અપાવે;
પૂર્વ પુન્યથી પ્રગટ થાય તો, કાળનો દાવ ન ફાવે. મન૦ ૪

---

## માયાનું આવરણ.

### પદ. ૭૨

[ ખમાચ ]

હજુ હડતી નથી તું નારી ઠગારી, હજુ હડતી નથી તું,
જેઓ ચહાએ ચિત ધારી, ત્યાંહાં જાવો તમો નારી:
વારે વારે કહું છું તમો મુકો કેડ્ય માહરી. હજુ હડતી૦ ટેક.
શોક હર્ષ વિશ્વમાં પ્રસરાવે, વિખ અમૃતનું પાન કરાવે;
એવો છે પ્રભાવ મેં તો જોયો ચિત્ત ધારી. હજુ હડતી૦ ૧

દ્રષ્ટિ કર્યામાં દિગંબર ડોલે, પલકમાં ચિત્ત ચઢે ચકડોળે;
તું તો દયાહિન તારૂં નામ, પ્રાણુહારી. હજી હઠતી૦ ૨
ભોગ જુવે જન થાય ઉદાસી, કંઠ પાશ નાખી પછે કરે હાંસી;
પ્રીતે આવે પાસે તેને નાંખે નર્ક દ્વારી. હજી હઠતી૦ ૩
અદ્ભૂતાનંદ આગે બળ નથી તારૂં, તુજ કૃત્યો જોઈ લાગે ખારૂં;
તુજથી ન રાચુ હવે દૂર જા વિકારી. હજી હઠતી૦ ૪

---

## બ્રહ્માનંદના રસને અલ્પાનંદી જાણે નહિ.

### પદ ૭૩.

( ઉઠ જન તું ગાફલ ગાભરા તારે, અંતરે શી આંટી રહી......એ રાગ )

બ્રહ્માનંદ જ્યાં ઉદે થયો, ત્યાં અલ્પાનંદ મરે મથી. બ્રહ્માનંદ૦ ટેક.
આ અટપટું જણાય છે, ઉપજે અને અલપાય છે;
તન તાલાવેલી થાય છે, પણ કળ કાંઇ પડતી નથી. બ્રહ્માનંદ૦ ૧
સુખ દુઃખ જે સર્વે તજ્યું, અલ્પાનંદીનું શું ગજું ?
હું કોણ ને કોને ભજું, કોણ શ્રેષ્ઠને જોઉં સર્વથી. બ્રહ્માનંદ૦ ૨
અલ્પાનંદી શું સમજી શકે, મન જ્યાં જુવે ત્યાં જઇ છકે:
તેમાં બોધ એકે ના ટકે, મરે કોટી વરસ લગી મથી. બ્રહ્માનંદ૦ ૩
બ્રહ્માનંદી જ્યાં ગાય છે, અલ્પાનંદી અમુઝાય છેઃ
જોઇ માર્ગ આ શરમાય છે, તે અજાણ્યા આ મર્મથી. બ્રહ્માનંદ૦ ૪
લક્ષ બ્રહ્મ સાક્ષીમાં ગયો, તેને સંશે દૂર સદા થયોઃ
નિજાનંદને નિશ્ચે લહ્યો, છુટ્યો માયાના કર્મથી. બ્રહ્માનંદ૦ ૫
નમે આત્મ જ્ઞાનીના બોધમાં, વળી વેદ શાસ્ત્રોના શોધમાં;
ન્ય કોઇ ઉપર ક્રોધમાં, અદ્ભૂતાનંદ સત્ય ધર્મથી. બ્રહ્માનંદ૦ ૬

---

## માયાનો તિરસ્કાર.

### પદ. ૭૪

[ રાગ, શીયાનો કનરો ]

મનહરણી મૂકય કેડ તું મારી પ્રિય વચનોથી,
ભમે બ્રહ્મચારી....મનહરણી મૂકય કેડ તું મારી. પ્રિય૦ ટેક
કપટ વચનથી હાસ્ય વિનોદે, મારે શરાસન નેત્રનાં નારી. પ્રિય૦ ૧

તુજ વિશ્વાસે વહે વનિતા, દે છે ઉઘાડી તુ નર્કની બારી. પ્રિય૦ ૨
ચંચલ ચપળા ભ્રષ્ટ કરે તું, નખ શીખ રૂપ તું નર્કની બારી. પ્રિય૦ ૩
શુભ ક્રિયાનો ત્યાગ કરાવે, સુકૃત સરવે જાય છે હારી. પ્રિય૦ ૪
નિશદિન ચિંતવે કામ પ્રિયાનું, ક્રિયા સકળ તુજ કામણગારી. પ્રિય૦ ૫
મન મચકારે ચિત્ત હરીને, ગુપ્ત હતી પણ થઇ હવે જાહારી. પ્રિય૦ ૬
અદ્‌ભૂતાનંદ અંતર પ્રગટશે, લક્ષ ગયા પછી લાગે છે ખારી. પ્રિય૦ ૭

---

## અધિકાર વિષે.

### પદ. ૭૫

( રાગ બનજારાનો )

સંભાળજો સૌ ચિત્ત ધારી, એક અરજ અંતરની મારી,
અધિકાર વિના જન ધારે, અંતે પ્રાણ પડે કે હારે રે;
નથી સાકર ખરને પ્યારી. એક અરજ અંતરની૦ ટેક૦
બગ મુક્તાફળને જોઈ, તેનું ચિત્ત રહે નહિ મોહી,
તેને રાજહંસ કેમ ચુકે, જેની દૃષ્ટિ પડતાં ઝુકે રે;
જેનો ભોગી છે ભવમાં ભારી. એક અરજ અંતરની૦ ૧
વળી સોમવલ્લી રસ જેહ તે ટકે છે વિપ્રને દેહ;
જો વગરવંશીને પાયે, તો તરત બહાર દર્શાયે રે,
તે ટકે તો વેદ ઉચારી. એક અરજ અંતરની૦ ૨
પય સિંહણ હૃદય સ્તન કેરૂં, પીવું અન્યને અઘરૂં ઘણેરૂં,
પણ તે સિંહણ સુતને ઝરે છે, અન્ય પશુઓ ફુટી મરે છે રે;
તોએ બુંદ ન મુખમાં ધારી, એક અરજ અંતરની૦ ૩
જે કોઇ બ્રહ્માનંદી થાયે, તે આ મારગને ન્હાયે,
તે ગ્રહણ કરે અધિકારો, અદ્‌ભૂતાનંદથી નથી ન્યારો રે;
કોઈ કાળે ન જાય તે હારી, એક અરજ અંતરની૦ ૪

---

# ગુરૂગમ પ્રસાદ.

---

### પદ ૭૬

( અમારાને અવગુણ રે. ગુરૂજીમાં ગુણ ઘણા રે જી...એ રાગ )

સદ્‌ગુરૂગમ પરસાદે રે, અંતઃકરણો ઉજળાં રે જી,
એ વિણ જગમાં અનંતકાળ અથડાય;
બ્રહ્માનાં સો વરસે રે, સ્વદેશ ન જઈ શકે રે જી,
ભ્રમણ ચક્ર પરથી ન ઉતરે કહાય.

(સાખી) ગુરૂની ગમ પડતી નથી, તેથી જન અટવાય:
જન્મ મરણ પ્રવાહમાં, તે અજ્ઞાને ખેંચાય. સદ્‌ગુરૂગમ૦ ૧
**યોગ દર્શને** લેખ આ, પતાંજલિ પરમેશ:
દયા કરી દરશાવીયો, સાચો સદ્‌ગુરૂ દેશ. સદ્‌ગુરૂગમ૦ ૨
લેખ લખ્યો છે અમુલ્ય એ, સૌનું હિત કરનાર:
આ લેખ જે અનુસરે, તે ભવનો હરનાર. સદ્‌ગુરૂગમ૦ ૩
આ જગમાં જે અવતરે, ગુરૂ વિના નહિ કોય;
જન્મ્યા પહેલાં આવીને ધરે સામગ્રી સોય. સદ્‌ગુરૂગમ૦ ૪
બાળપણામાં એ ગુરૂ, માત પિતા એ જાણ;
સંસારી ગતિ શિખવે, મુખે વદીને વાણ. સદ્‌ગુરૂગમ૦ ૫
ખાતાં પીતાં ધાવતાં, વળી પહેરતાં વસ્ત્ર;
સમજાવે શુદ્ધ બોલતાં, કરમાં ધરતાં શસ્ત્ર. સદ્‌ગુરૂગમ૦ ૬
એ શિક્ષા ત્યાંથી મળે, પરથમ માત પિતાય;
અદ્‌ભુતાનંદ ના મળે, વ્યવહારે સુખ થાય સદ્‌ગુરૂગમ૦ ૭

---

### પદ ૭૭

કાર્ય ને કારણના રે, ગુરૂઓ જગમાં અતિ ઘણા રે જી,
જે જે કાર્ય તેના પ્રથક ગણાય;
અન્યની પાસે જાતાં રે કારજ નહિ સુધરે રે જી,
વહેતે પુરે આયુષ સઘળું તણાય કાર્ય૦ ટેક.

(સાખી) માત પિતા વ્યવહારનાં, પ્રથમ જણાવ્યાં જેહ;
એથી ભાન વ્યવહારનું હોય પવિત્ર દેહ કાર્ય૦ ૧

તે પછીના **પુરોહિતો**, ગોર ગુરૂ કહેવાય;
વ્રતાદિ સંસ્કાર સૌ, ત્યાંથી પરગટ થાય. કાર્ય૦ ૨

સંસ્કારે શુદ્ધિ રહે, બીજ આચાર પળાય;
એ પણ સુખ સંસારનું આપી પ્રસન્ન થાય. કાર્ય૦ ૩

તે પછી શ્રોતિ થાય છે, વિદ્યા ગુરૂ છે જેહ;
ન્યાય નીતિ સમજાવીને, કરે વિવેકી દેહ. કાર્ય૦ ૪

**વેદ શાસ્ત્ર** જ્ઞાતા કરે, સમજે સઘળા ભેદ;
પૂછે તેહનો પાર દે, કરે સંશય સૌ છેદ. કાર્ય૦ ૫

એ પણ ગુરૂ વ્યવહારના, સંસારીને સુખ;
હવા ખાય સુખ ઉપજે, પણ નવ ભાગે ભૂખ. કાર્ય૦ ૬

તેહનો લાભ તે એટલો, સમજણ સાચી સ્પષ્ટ;
આખર ત્યાગમાં આવશે, તે દિવસ નહિ કષ્ટ કાર્ય૦ ૭

---

## પદ ૭૮.

વ્યવહારિક ગુરૂઓ રે, વ્યવહારે ખુંચાવશે રે જી,
જેની પાસે, જે વસ્તુ હશે તે અપાય;

કુંભ કર્તા પાસે રે, ત્રાંબા કે પિત્તળ તણો રે જી,
માગ્યો કુંભ મળશે નહિ રે કદાય. વ્યવહારિક૦

ધર્મગુરૂ ચોથા કહ્યા, ધર્મ મળે છે ત્યાય;
પવિત્રતા પાળે સદા, શુચિ વસે મનમાંહ્ય. વ્યવહારિક૦ ૧

શુચિ પળાયે બહિરની, ધર્મગુરૂની રીત;
ધર્મ પળાવે પાધરો, ટાળે સરવ અનીત. વ્યવહારિક૦ ૨

પુન્ય દાન વરતે સદા, દયાવાન થઇ જાય;
ધર્મગુરૂ સંગે કરી, વિધિ નિષેધ સમજાય. વ્યવહારિક૦ ૩

લ્હાવ મળે સંસારનો, વ્યવહારિક સૌ સુખ;
મોક્ષ કરી તે શકે નહિ, ખરી ન ભાગે ભૂખ. વ્યવહારિક૦ ૪

મરણનું કષ્ટ ટાળી શકે, એટલી સત્તા થાય;
જન્મનું નવ ટાળી શકે, એજ વેદનો ન્યાય. વ્યવહારિક૦ ૫

**દેવ લોક** માં જઈ વસે, કરે પુન્યનો ભોગ;
આખર મનુષ્ય થઇ અવતરે, એ મોટો છે રોગ. વ્યવહારિક૦ ૬

ષટ ભોમિની સાહ્યબી, ભોગ કરે ભલી ભાત;
અદ્‌ભૂતાનંદ ના મળે, એ ખરી વેદની ખ્યાત. વ્યવહારિક૦ ૭

---

## પદ ૭૯.

વ્યવહારે વળગેલા રે, મોક્ષ તે કયાંથી કરે રે જી,
હું મારામાં, નિશદિન રહે ભરપુર;
ધન તન દારા ગેહ રે લુબ્ધપણે દાઝતા રે જી,
તૃષ્ણા રૂપી, હુતાશની બળે ઉર. વ્યવહારે૦

(સાખી) વળી કદાપી તે પછી, જાય પંડિતની પાસ;
વિધિ નિષેધ સમજે સહુ, થાય ચરણનો દાસ. વ્યવહારે૦ ૧

કથા પુરાણે કાન દે, સમજે ન્યાય અન્યાય;
કર્મ ધર્મની વિધિઓ, તે સઘળી સમજી જાય. વ્યવહારે૦ ૨

પંડિતથી પણ એટલો, લાભ મળે છે ભ્રાત;
આગળ જે પગલું ભરે, તેવાની ધન્ય માત. વ્યવહારે૦ ૩

જન્મ મરણ દુઃખ કાપવા, તોડવા તૃષ્ણા દોર;
આગળ ચાલે જન કદી, તો જાય અંધારૂં ઘોર. વ્યવહારે૦ ૪

મુકત પુરૂષને આશરે, જઇ સન્મુખ ઉભા રહે;
આશા અંતર મોક્ષની, તે દિલગીર થઇને કહે. વ્યવહારે૦ ૫

શુદ્ધ ત્યાગ વૈરાગ્યમાં, **સત્ય મુક્તા** સમજાય;
અદ્‌ભૂતાનંદ કારણે, જઇ નમીને લાગે પાય. વ્યવહારે૦ ૬

---

## પદ ૮૦.

બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય રે, સદ્‌ગુરૂ સેવીએ રે જી,
જેથી મળે, ક્રમે ક્રમે કરી જ્ઞાન;
**કર્મોપાસન** જ્ઞાન જ રે, ત્રણ કાંડ વેદના રે જી,
વિવેક સાથે તેહનું કરાવે ભાન. બ્રહ્મનિષ્ઠ૦ ટેક.

(સાખી) કર્મોપાસન બહુ કર્યાં, જઇ કરે અરજ ઉચ્ચાર;
ત્યાગી વિણુ **ભવ જળ** થકી, કોઈ ન તારણહાર. બ્રહ્મનિષ્ઠ૦ ૧

સંસારી સંસારમાં, સ્થિર કરે એ ન્યાય;
ત્યાગી ત્યાગ કરાવશે, વેદની એ વાચાય. બ્રહ્મનિષ્ઠ૦ ૨

બ્રહ્મા એ મા જાણવી, આપે જ્ઞાન-સંસાર;
ગુરૂ સંસારી એ કહ્યા, કર્મ જ્ઞાન ભંડાર. બ્રહ્મનિષ્ઠ૦ ૩

બીજા જે વિષ્ણુ કહ્યા, સત્યાસત્યનું જ્ઞાન;
શુદ્ધતા હોય શરીરની, વિધિ નિષેધે ભાન. બ્રહ્મનિષ્ઠ૦ ૪

એ પણ પંક્તિ દેવની, વળી એ મારગ કર્મ;
તેમાં મોક્ષ મળે નહિ, કેવળ કોરે ધર્મ. બ્રહ્મનિષ્ઠ૦ ૫

ભોગ ભોગવે દેવમાં, અષ્ટ પ્રકૃતિ દેહ;
એ ફળ રહે વિષ્ણુ-વિષે, વેદ કથે છે તેહ. બ્રહ્મનિષ્ઠ૦ ૬

શિવ વિણુ મોક્ષ મળે નહિ, ક્રોડ કરે ઉપાય;
બંધાયો જે લોકમાં, અદ્ભૂતાનંદ ન સ્હાય. બ્રહ્મનિષ્ઠ૦ ૭

---

## પદ ૮૧.

નાવ સ્વરૂપી સદ્ગુરૂ રે, ષડભંગીથી સુધરે રે જી,
નહિ તરેલા, તારી શકે ન કદાય;
ગ્રહણ કર્યું, નથી જેણે રે, તે જન શું ત્યાગી શકે રે જી,
તરણ તારણ, સદ્ગુરૂમાંનો સદાય. નાવ૦ ટેક.

(સાખી) **મુક્ત દશા** શિવથી મળે, પ્રગટે દ્રઢ વૈરાગ્ય;
ઉંચ ગતિમાં વિચરે, પામે સુખ અથાગ. નાવ૦ ૧

બ્રહ્મા બાંધે વિશ્વમાં, વિષ્ણુ બાંધે દેવ;
શિવ બાંધે આકાશમાં, મુક્ત કરે તતખેવ. નાવ૦ ૨

ઇચ્છા જ્યાં હોય જેહની, તે મારગ પર જાવ;
ઇચ્છા **અનુસારે** કરી, મળશે તેવો લા'વ. નાવ૦ ૩

ચતુર વિશંતિ શિક્ષકો, ગુણ ગુરૂ ત્રણ ગણાય;
પંચ ગણાવ્યા તે પરે, એ થકી કાર્ય ન થાય. નાવ૦ ૪

એ સર્વે સંસારના, સંસારીને સુખ;
ત્યાગી વિણુ ટાળે નહિ, જન્મ મરણનું દુઃખ. નાવ૦ ૫

કાર્ય અને કારણુ તણા, જગમાં ગુરૂ અનેક;
અદ્ભૂતાનંદ કારણે, સૌ સમજો એ વિવેક. નાવ૦ ૬

## પદ ૮૨.

સૂર્ય સ્વરૂપે સદ્ગુરૂ રે, સંગે કારજ સીધશે રે જી,
નહિ તો જગમાં, અનંત કાળ અથડાય;
જન્મ મરણનો ફેરો રે, કોટી કલ્પે ના ટળે રે જી,
સદ્વસ્તુ જન, ઓળખી શકે ન કદાય. સૂર્ય૦ ટેક.

(સાખી) વિશ્વ સકળ ગુરૂ રૂપ છે, ગુણુ લીધામાં સુખ;
અવગુણુ અંતરમાં ધરે, એજ અપરિમિત દુઃખ. સૂર્ય૦ ૧

એક ગુરૂને આશરે, કદી કારજ થાશે નહિ;
દત્તાત્રીયે કોણુ કારણે, ચોવીસની શિક્ષા લઈ. સૂર્ય૦ ૨

વેદ વિષે વર્ણન ઘણાં, હાલ એક કયમ હોય;
ભણુવામાં વર્ગો જુવો, અનુભવ કરી સૌ કોય. સૂર્ય૦ ૩

ગુરૂ વિના પગલુ નથી, ભરવા કેરો ઠામ;
નથી ગુરૂ જે સ્થળ વિષે, ત્યાં કયાં હોય વિશ્રામ. સૂર્ય૦ ૪

કાર્ય કારણુના જુજવા, અનેક ધા દરશાય;
ત્યારે તો ગુરૂ એકથી, જ્ઞાન પુરણુ કયમ થાય. સૂર્ય૦ ૫

સમજીને શરતે ચઢે, તેનું મોટું ભાગ્ય;
ભવમાં તે સુખીયા થયા, ઉચ્ચ ગતિમાં અથાગ. સૂર્ય૦ ૬

બ્રહ્મા કે બૃહસ્પતિ, ગુરૂ ગમ વિણુ નવ હોય;
અદ્ભૂતાનંદ પામવો, તો વચને વળગો સોય. સૂર્ય૦ ૭

---

## પદ. ૮૩

સદ્ગુરૂથી સંતોષ્યા રે, કોટી આ સંસારમાં રે જી,
શાંતિ આવી સમી ગયા જગમાંય;
કુંભ જે સાગરમાં રે, ડુબ્યો દરશે નહિ રે જી,
પાછી ન જડશે, શોધશો સ્થાનક કયાંય. સદ્ગુરૂથી૦

(સાખી) અટકે જે જન આળસુ, મંદ સુસ્ત કહેવાય;
તેને કષ્ટ સદા રહે, જન્મ મરણુ નવ જાય. સદ્ગુરૂથી૦ ૧
ગુરૂગમ એ સર્વે કહી. એ વિધિ સમજે સુખ;
અણુસમજુ સંસારમાં, સદા ભોગવે દુઃખ. સદ્ગુરૂથી૦ ૨
તત્ત્વજ્ઞાન એથી મળે, અન્ય ન ભાખે ભેદ;
એ વિણુ જ્ઞાન અંટોળીયાં, કરે ન સંશય છેદ. સદ્ગુરૂથી૦ ૩
દીપક કરે અનેક પણુ. તોયે ન રાત્રી જાય:
તત્ત્વજ્ઞાન ભાનુ વિના, દિવસ કયમ દેખાય. સદ્ગુરૂથી૦ ૪
પતાંજલિ પરમેશનો, ગુરૂગમ આ પરસાદ;
યોગ દર્શને પાઠવ્યો છે, મન કરવા નિખાદ. સદ્ગુરૂથી૦ ૫
સંશય ટાળે સર્વના, યોગે તત્ત્વ વિચાર;
ગંગા ધારા છુટતી, મહા મુની મુખ દ્વાર. સદ્ગુરૂથી૦ ૬
આ લેખે જે અનુસરે, શોધે સદ્ગુરૂ નાવ;
તે જનને પુરણ મળે, અદ્ભૂતાનંદ લાંવ. સદ્ગુરૂથી૦ ૭

---

## વેદ મનન વિના તરી શકાય નહિ.

### પદ. ૮૪

( પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાયે...એ રાગ )

વેદ મનન વિણુ રે, શું કરશો, આ ભવસાગર કયમ તરશો,
તમે મરશો ને અવતરશો, વેદ મનન વિણુ રે. ટેક.
વેદ મનન જેને કહે, તે ચારે વેદનું તત્ત્વ;
શિક્ષા દે સંસારને, છે બ્રહ્મ કલ્પનું સત્વ. વેદ મનન૦ ૧
કર્મોપાસનના માર્ગથી, આ છે ઉલટા અર્થ;
નથી વૈરાગે વિસમ્યા, જન તો. તેનો નથી ગર્થ. વેદ મનન૦ ૨
અજ્ઞાનીને ઉલટું છે, સમજુ જનને સુખ;
વેદ મનન સમજ્યા વિના, કદી ન મળે અવિચળ સુખ. વેદ મનન૦ ૩
મનન કરે જન વેદનું, શોધી કહાડે સાર;
સમજીને વરતે નહિ, તો જીવીતને ધિક્કાર. વેદ મનન૦ ૪
સમજે વાંચે સાંભળે, અંતર ના ભીંજાય:
કઠણુ હૃદય કોમળ નહિ. તો સિદ્ધિ કયમ થાય. વેદ મનન૦ ૫

પરથમ વચનો જે કહ્યાં, તેથી ઉલટા અર્થ;
સમજીને સવળો થશે, પણ નથી ગાંડાનો ગર્થ. વેદ મનન૦ ૬

બહારનું પરથમ કહ્યું, આ અંતરના ભેદ;
બાહિર ભીતર એકતા, સમજણ ભર વિવેક. વેદ મનન૦ ૭

છેલ્લી સીડી જે ચઢે, તેનું સુધરશે કામ;
જો પગ પાછો નવ ભરે, તો વિભુ વિષે વિશ્રામ. વેદ મનન૦ ૮

જોતાં આ સંસારમાં, ભટકે છે બહુ જન;
તોયે પડે નહિ પાધરૂં, વિભળ હોય જ્યાં મન. વેદ મનન૦ ૯

જવું કંઈ ને નામ કંઇ, એ સિદ્ધિ કયમ થાય;
નામ ધરાવે જાત્રા અને, જન વેપારે જાય. વેદ મનન૦ ૧૦

સાચાના સોગન ધરે, પરપંચે બહુ પ્રિત;
મુખ મીઠું મનમાં કપટ, એ ભવજનની રીત. વેદ મનન૦ ૧૧

કહેશે તો કડવો થશે, મુન્ય ગ્રહે પણ દુઃખ;
બોલાવે બહુ બળ કરી, ઉભાં રહે સન્મુખ. વેદ મનન૦ ૧૨

વેદ મનનનો લેખ આ, અવરોહણની રીત;
સમજે કોઈ જે ચતુર જન, મોક્ષમાં જેને પ્રીત. વેદ મનન૦ ૧૩

વળગેલાં વ્યવહારમાં, જેમ આટામાં લુણ;
વેદો ન્યારૂં શું કરે? ધનમાં ધુણા ધુણ. વેદ મનન૦ ૧૪

નિશ્ચય નીતિ નિર્મળ મન, ત્રણેનો વ્યવહાર;
જન્મ મરણથી ઉગરે, ભવ તરતાં નહિ વાર. વેદ મનન૦ ૧૫

મનન માર જે જન સહે, ધરે પગથીયે પાય;
અદ્‌ભૂતાનંદ પ્રગટે, તે ભવજળ તરી જાય. વેદ મનન૦ ૧૬

---

## મોક્ષનું સાધન વેદ મનન છે.

### પદ ૮૫

( ઓધવ જઇને કહેજો માધવને રે....એ રાગ. )

વેદ મનન એ સાધન મોક્ષનું રે, એ વિણુ અન્ય નથી ઉપાય;
વિધિનાં અનંત વરસો વહી જશે રે, તો પણ જન્મ મરણ નવ જાય. વેદ૦ ૧

અડસઠ તીરથ જન કદી જો કરે રે, નિશદિન ઉર્મિમાં અકળાય;
પણ તે માને પોતાના અંગમાં રે. સમય સમય સઘળાં દર્શાય. વેદ૦ ૨

જેમ જળની મધ્યે રહે માછલું રે, તેહની પીપ્યાસા નવ જાય;
જીવને ભ્રમણા રહે છે જ્યાં લગી રે, ત્યાં લગી દશે દિશા ભટકાય. વેદ૦ ૨

ભટકતાં કોટી જન્મો વહી ગયા રે, તેનાં ગણતાં ના'વે તાગ;
ખોળતાં કંઇ જન ખોવઇ ગયા રે, ન લીધું નભનું સુખ અથાગ. વેદ૦ ૩

જન સૌ તીરથ કેરૂં નામ લે રે, જુવે વ્યવહાર દેશ અને લોક;
ત્યાં જઇ પરનું હરે પોતે ખુવે રે, તિરથના ફળમાં હર્ષ ને શોક. વેદ૦ ૪

જગમાં જે આપે ઉપદેશને રે, સાચું એ તિરથનું ધામ;
સમજો દેવ તિરથના મહાતમા રે, એથી આવે છે વિસરામ. વેદ૦ ૫

જેથી જીવદશા જાયે પરી રે, શિવરૂપ લોહ હેમ જેમ થાય;
જગમાં સાચા તિરથ મહાતમારે, જેથી જડતા સઘળી જાય. વેદ૦ ૬

મળે ગુરૂ અજ્ઞાનીઓનો આસરો રે, તેથી સરે ન જનનું કામ;
કોટિ કલ્પ લગી કુટી મરે રે, ન મળે સ્વદેશ સુખનું ધામ. વેદ૦ ૭

જગમાં બોધ કરે તે બાપડાં રે, અંતર તૃષ્ણાના ભંડાર;
જે જન શાણા તે સમજી જશે રે, દૂરથી કરશે નમસ્કાર. વેદ૦ ૮

જનને જો સાચું હોય સમજવું રે, વિષયથી પાછું વાળે મન;
પછીથી ગુરૂ ન જાયે ગોતવા રે, રમણ કરે મહા તત્વે નિશદિન. વેદ૦ ૯

સમજે શિષ્ય ગુરૂ બેઉ એક છે રે, એવો નિશ્ચય કરે નિર્ધાર;
જન્મ મરણનો ભય તેનો ટળે રે, સમી જઇ ઐકયતાથી ભવપાર. વેદ૦ ૧૦

જોતાં દીપક ડોલે મરૂતથી રે, બળી તે પવન વિનાનો જાય;
જગમાં મારે જીવાડે એક જે રે, પણ જે સમજ્યા વિણ શું થાય. વેદ૦ ૧૧

જેની હદ બંધાઇ છે જેટલી રે, તેને સમજ્યે જન સુજાણ;
ભવમાં ભ્રમણા તે જનની ગઇ રે, એવી વેદ મનનની વાણ. વેદ૦ ૧૨

જેમ કુંભાર તે ચાકને ફેરવે રે. વળી ગોફણનો ગોળો જેમ;
કેનું આકર્ષણ સમજી જવું રે, જડમાં વ્યાપક ચૈતન્ય તેમ. વેદ૦ ૧૩

બીજ વિષે અંકુર જેવા વસે રે, તેવા સ્ફુરી પરગટ થાય;
ખટરસ વસતા નથી વરસાદમાં રે, એવું વેદ સદાયે ગાય. વેદ૦ ૧૪

જગનો કર્તા તો પોતે થયો રે. અને ભોકતા પોતે પણ જાણ;
ભેદ ગણે એ મોટી ભૂલ છે રે, એવી વેદ મનની વાણ વેદ૦ ૧૫

એ વચનોને ઓળંગી વહે રે, અદ્‌ભૂતાનંદ ન મળે કદાચ;
જન્મ મરણનો ફેરો ના ટળે રે, નિશદિન આ ભવમાં અફળાય. વેદ૦ ૧૬

## વેદ મનન જાણવાથીજ કાર્યની સિદ્ધિ.

### પદ ૮૬

( મૈયર શું કરૂં રે, મારે નંદ કુંવરસું નેહ...એ રાગ )

મનન વેદો તણું રે; અવલોકનથી કારજ થાય. ટેક૦

ન્યાય વિષે અન્યાય છે ને, અન્યાયમાં છે ન્યાય;
બેઉને ત્યાગી જે ફરે જન, તે સિંહાસન જાય. મનન૦ ૧

સત્ય વદવામાં સુખ નથી, અસત્ય એમાં હોય;
એ બેને જે જન તજે, એવો જવલ્લો કોય. મનન૦ ૨

પુન્ય વિષે પણ પાપ છે, પાપ પુન્યમાં રહે;
એ બંનેને ત્યાગતાં, જન અણલીંગી થઈ રહે. મનન૦ ૩

પરમારથમાં પેસતાં, પણ સ્વારથ તેમાં હોય;
પણ એ બેઉને ત્યાગતાં, બાધ ગણે નહિ કોય. મનન૦ ૪

છાયા સારી શોધતાં, તો તડકો રહે તે માંય;
તત્ત્વને જેણે ઓળખ્યું, પછી એક ન દર્શે કયાંય. મનન૦ ૫

સુખની ઇચ્છા જો કરે તો, દુઃખ તેમાં દર્શાય;
સત્ય સમજણ આવ્યા વિનાનાં, ગાંડાં ગોથાં ખાય. મનન૦ ૬

ગુરૂ નથી ને શિષ્ય નહિ ત્યાં, શી કરવાની વાત ?
ત્રીજી પણ વસ્તુ નથી તો, કયાંની કરવી ખ્યાત. મનન૦ ૭

નથી જીવ નથી આતમા, ને નથી બ્રહ્મ કે જગત;
શ્રોતા કે વક્તા નથી, છે અસંગ એક વિરક્ત. મનન૦ ૮

એવા નિશ્ચય જે કરે તે, ભવજળ ઉતરે પાર;
અદ્‌ભૂતાનંદ તેહને તો, મળતાં ન લાગે વાર. મનન૦ ૯

---

## સ્થિરતાનું સ્થાન એ વેદ મનન જ છે.

### પદ ૮૭.

( હૈયાના ફુટયા હરિ સંગે હેત ના કીધું........એ રાગ )

કોઇ વિરલા જગમાં, વેદ મનનને વરેલા;
તે જન જગમાં નથી રખડતા, સ્થિરતાથી બ્રહ્મમાં ઠરેલા રે. ટેક૦

ખટની ખટપટ સકળ વિશ્વમાં, શાણો સમજી જાશે;
ખટની ખટપટ છોડી દેતાં, જન કાયર નહિ થાશે રે. કોઇ૦ ૧

વાહલાંને વેરી કરે જન, વેરી વા'લાં હોય;
જેને સમજણ જગમાં ઉલટી, જણ્યો જનેતાએ કોય રે. કોઇ૦ ૨

જોયાથી જડશે નહિ ને, પડપૂછયે નહિ પાર;
લેખોમાં લવરી ઘણી છે, ગણતાં જન્મ અપાર રે. કોઇ૦ ૩

મોટા પણ પરખે નહિ ને, ડાહ્યા વાળે ડાટ,
અમૂલ્ય વસ્તુ મુલ વિના તે, જડશે જ્ઞાન ને ઘાટ રે. કોઇ૦ ૪

પંચાસરમાં જઈ જુવો ત્યાં, વસે શેઠીયા ચાર,
કરી એકત્ર પુછશો તો, જડશે મહીં રહેનાર રે. કોઇ૦ ૫

ખણતાં તો ખોળે જડે, તજે ખટ સ્વાદિ જેહ;
વા'લા પણ વેરી કરે જન, જગમાં વિરલા તેહ રે. કોઇ૦ ૬

ગુણ અવગુણ જાયે ગળી, હોય જગમાં કોઇ જન;
વિધિ નિષેધ ત્યાગી જતાં, જન કરશે જાળ છેદન રે. કોઇ૦ ૭

દેશ ભમ્યો નહિ ગણતરી પણ, નજરે આવે એક;
કુટશે કણબી ને વાણીઆ, ખોશે મૂળનો ટેક રે. કોઇ૦ ૮

વિઘન કર્યાં બહુ વાણીએ, ને બાંધી લીધા બંધ;
છૂટા કરશે વાણીઆ જો, થાશે સત્ય સંબંધ રે. કોઇ૦ ૯

કાજળ ભૂંસે મુખ પરે, ને લે નેત્રોનું નામ;
અદ્ભૂતાનંદ ના મળે તો, કંઇયે ન સુધરે કામ રે. કોઇ૦ ૧૦

---

## અધિષ્ટા આશ્રિતનો ભેદ તે અભેદ.

### પદ. ૮૮

( કાફી )

વેદ મનન કહે અચંબો રે, અધિષ્ટા આશ્રિત થવાને ફરે,
એથી શું બીજું અવળું રે, જાંબુકને દેગી સિંહ ડરે. ટેક૦

કંઠીથી વંઠી જશો, પડશે ગાળીયાં કોટ,
બંધન થઇ જશો બાપડાં, આખર ખાશો ખોટ;
સમજીને પગલું ભરજો રે, વેદોનાં વચનો મનમાં ડરે. વેદ૦ ૧

આશ્રિત તું કોઇનો નથી, આશ્રિત થાવા જાય;
બંધાયાં પશુ બાપડાં, તે મુવે ન છુટાં થાય,
પરસ્વાધિનમાં રહીને રે, મિથ્યા મન ભંડારો ભરે. વેદ૦ ૨

વિશ્વાસઘાતી વિશ્વમાં, ફરતા કોટીક કામ,
ફાંસો નાખી કંઠમાં, દે છે લલાટમાં ડામ;
આખર અર્થ ન સરશે રે, સમરથ કાયરને શરણે પડે. વેદ૦ ૩

જે તે સમજે સાનમાં, તો આશ્રિત માને નહિ,
મુજમાં છે તે સર્વમાં, રે' પ્રોઢા ચોડો થઈ;
એ સમજણ વિણ જગમાંરે, અદ્‌ભૂતાનંદને કળ ન પડે. વેદ૦ ૪

## વેદ મનની શિક્ષા.

### પદ ૮૯.

( સાંભળ શુદ્ધ ચિત્તે કરી......એ રાગ )

વેદ મનન વિણ વિશ્વમાં, જન્મી જાણ્યો ન ભેદ;
કારજ એકે ન સુધરે. જન્મ મરણ નહિ છેદ. વેદ૦ ટેક.

વિશ્વમાં થઈ જાયે આંધળો, વેદ વિરૂધે ન જાય;
ડાકર ન મારે દશે દિશે, માર્યે ખોટી થવાય. વેદ૦ ૧

શાણો સમય નહિ ચુકશે, દિશા જુવે ન અનેક;
વેદોના ભેદોને સમજશે, તેનો ધન છે વિવેક. વેદ૦ ૨

ગાયને ગ્રહણ કરે નહિ, ન કરે ગર્ધવનો ત્યાગ;
કેળ અને જે કંથેરનો, સરખો માની લે લાગ. વેદ૦ ૩

માળાને ત્યાગે તે મહાજનો, સેવા ત્યાગે તે શુર;
લાજ શરમ જગની તજે. મહાજન એ ભરપુર. વેદ૦ ૪

મહાજન જગમાં જોશો ઘણા, દષ્ટિ આગે અથડાય;
સાચા મા'જન તે સમી ગયા, પુનઃ નવ દર્શાય. વેદ૦ ૫

શુકન જુવે તો શઠ ગણો, મુહુર્તનો પણ નહિ મેળ;
અદ્‌ભૂતાનંદ મળ્યા પછી, ખેલે બ્રહ્મરૂપે ખેલ. વેદ૦ ૬

## વેદ મનન.

### પદ ૯૦.

( ભક્તિ એવી રે ભાઈ એવી...એ રાગ )

જેને મોક્ષ મારગ પર પ્રીતિ, વેદ મનનની સમજે રીતી,
જાઇ પરાયુ કરવા જાય, પણ તેના સમું નવ થાય;
એવી સમજણ **અંતર માંય**, પડે તે પર જ્ઞાનની છાંય. જેને૦ ટેક.

સાધુ સમા થઇ જગતમાં ફરે, વળી નામ મહાત્મા ધરે,
'પ્રગટ પ્રભુ છું' બોલે મુખ, માણે સંસારી કેરૂં સુખ;
જ્ઞાન જાળ પ્રસારે ઘણી, આપે સર્વેને ખણી ખણી. જેને૦ ૧

ધરે મહાત્મા તણા, શણગાર, ધીમા રહીને આપે ઉચ્ચાર;
સિદ્ધ થઇ જગતમાં ફરે, પાય પહેલો નિષેધોમાં ભરે. જેને૦ ૨

સાધન એક ન સાધ્યું હોય, સાધુ શાસ્ત્રો કહે નહિ કોઇ;
પણ સાચો સાધુ કેંવાય, દિલમાં દીન પણું દર્શાય. જેને૦ ૩

પહેરે શુર તણાં સૌ વસ્ત્ર, સરવ ધરે શુરાનાં શસ્ત્ર;
ધરે ટોપ કવચ **ઘોડે સ્વાર**, મુખે હો હો કરે ઉચ્ચાર. જેને૦ ૪

એવો તો પણ એ શુરો નથી, વેદ શાસ્ત્ર કહે એમ કથી;
રણમાં જઇને પડાવે રાડ; જેને જોઇને ત્રાસે ધાડ. જેને૦ ૫

શત્રુ સન્મુખ રહીને જે લડે, મર્ણ થકી ન પાછો પડે;
ત્યારે તેને તો છે શાબાશ! નહિ તો વાઘે ખાધું જયમ ઘાસ. જેને૦ ૬

કહ્યું તેમાંનું કાંઇ નવ થાય, ડોળ દર્શાવી ને સંતાય;
ધર્યો વેશ તો પણ ધિક્કાર, મિથ્યા માથે શુરનો ભાર. જેને૦ ૭

તેનું કર્તવ્ય નજરે ચઢે, શુરો સન્મુખ રહીને લઢે;
એ પ્રમાણે કરે નહિ કોય, તો તો શુરો કહે નહિ સોય. જેને૦ ૮

સૂણે ભાગવત ભૂલ રે' ઘણી, થોડી બુદ્ધિ હોય જે તણી;
કૃષ્ણે કર્યું તે કરવા જાય, તેમાંનું સાચું કાંઇ ન થાય. જેને૦ ૯

કરે રાસને કાઢે વેશ, મિથ્યા ડોળ કરે હંમેશ;
ચાળા પાડે હરિના ઘણા, હાંસીમાં નવ રાખે મણા જેને૦ ૧૦

કૃષ્ણે કર્યું તેવું નવ થાય, દાવાનળ પીધો કેમ જાય;
કવચિદ્ અગ્નિનું પાન જ કરે, ભલે રાસમાં પગલું ભરે. જેને૦ ૧૧

નહિ તો નર્ક ભોગનું એ કાજ, છોડી સ્વર્ગ તણા સજ સાજ,
સમજી ભજી હરિ શાણો થા, એવો અધર્મ ભૂલી જાય. જેને૦ ૧૨

એવાં ચિન્હ ઉપર દર્શાય, હરિ જેવો પણ હરિ નવ થાય;
ઉપર તેવું ભાસે રૂપ, લોક પણ જોશે તેવું સ્વરૂપ. જેને૦ ૧૩

પોતાને પોતાનું ભાન, કોણ રીતે કહેવો ભગવાન;
વેદ **શાસ્ત્ર** એમ કે'છે કથી, અદ્ભૂતાનંદ એમાં નથી. જેને૦ ૧૪

## વેદ મનન વિણુ તરી શકાય તેમ નથી.

પદ. ૯૧

( ચાબખો )

વેદ મનન વિન કોણ તારે રે, ન સમજ્યે જન્મ બધો હારે,
શ્વાન અને સુકર થયો તું, થયો વ્યાઘ્રને વ્યાલ;
અથડાયો બહુ વાર તું હજુ, તેનો ન કરે ખ્યાલ. વેદ૦ ટેક-

ફરતાં બહુ ફેરા ફર્યો, હવે પામ્યો મનુષ્યા દેહ;
સમજણ વિણ સંસારમાં, કંઈ દુઃખનો નાવ્યો છેહ. વેદ૦ ૧

જે જે અંકુર બીજમાં, તે અંકુરેથી સમજાય;
સંસારે વણ મેહનતે, એ કદીએ નહિ પરખાય. વેદ૦ ૨

વસ્તુ મુલ વિણ કોણ કહે, શાણા સમજે કોઇ;
બીજા જન જાણી શકે શું, સમજે વિરલો સોઇ. વેદ૦ ૩

કોઇ જનને પ્રસરે કદી, તત્વ જ્ઞાનનું તેલ;
સઘળો વ્યાધિ રહે વેગળો, મળે મોક્ષનો મેળ. વેદ૦ ૪

બાકી બીજું રહે નહિ, જે ભાગ ત્યાગ કે વાચ્ય;
શુદ્ધાશુદ્ધ ટળે સહુ જેનું, ઉદય થયું મહા ભાગ્ય. વેદ૦ ૫

અવકાશે તે વિચરે, ને ઠરીને બેસે ઠામ;
ભવમાં આથી છે નહિ, કોઇ બીજો વિશ્રામ. વેદ૦ ૬

અનઘડ તો અડપઇ જશે, ને થશે ચિત્ત એક તાર;
વળતી ભ્રમણા કયાં રહી, જ્યાં ખાધી જગથી હાર. વેદ૦ ૭

ઝેર નથી ને વેર નથી, અને ગયું દેહાભિમાન;
જનમી શી બાકી રહી, જ્યાં ગયું માન અપમાન. વેદ૦ ૮

કલેશો આ સંસારના ને, ટળી ગયા સૌ શોક;
વેર કે પ્રીતિ રહી નથી, તેમ ટળી ગયા સૌ લોક. વેદ૦ ૯

થયો અસંગી જે સમે, પછી ન મળે બીજું કોઇ;
ભવમાં બ્રહ્મ એ નિપજ્યો, કહે મહા વાકય એમ સોઇ. વેદ૦ ૧૦

ક્રિયા હોય પાછી કદી, તો તે જન બ્રહ્મ ન થાય;
સત્યમાં રહી જે જન કરે, તો સરિતા સિંધુ સમાય. વેદ૦ ૧૧

પત્થરના હિરા બને છે, લોહનું સુવર્ણ હોય;
ઇયળ તણી ભમરી બને, એ જુગત વિચારી જોય. વેદ૦ ૧૨

અળનો સંત બની શકે, ને સંતેથી હરિ દર્શાય;
અદ્ભૂતાનંદ પ્રગટ્યા પછી, જગત ઘાટ ઘટી જાય. વેદ૦ ૧૩

## વેદ મનનનું ફળ.

### પદ ૯૨.

( સમજણ સાચી રે, સંત વિના કોણ આપે? ...એ રાગ)

વેદ સુધારસ રે, પીતાં અમર કરશે;
તેના મનનથી યમદૂત ડરશે. વેદ૦ ટેક.

આવે પરોણા દ્વારપે, તો વેગે સામો ધાય;
એવું વ્હાલ અંતરમાં રાખી, સામો જઇ લપટાય. વેદ૦ ૧

ભોજન આપે ભેટીને, વળી થાય ચરણનો દાસ;
અળતા સઘળી દૂર કરીને, વસે સાધુતા પાસ. વેદ૦ ૨

એક ઘુક કે'છે બીજાને, સૂર્ય ન ઉગે કહીં?
એક બીજાના સાખીયા, બંનેને નેત્રો નહિ. વેદ૦ ૩

દરશે નહિ જે અંધ છે, તે કયમ પુરે સાખ;
ભવમાં જ્ઞાની જે લવે, તે શાસ્ત્રોની વાખ્ય. વેદ૦ ૪

હું નથી મારૂં નથી, એવું જો સત્યથી હોય;
બંધનથી છુટો થયો પણ એવો જવલ્લો કોય. વેદ૦ ૫

મુખથી ના કહે મુરખો, અંતર તાંણાતાણ;
જનના એવા ભેદથી, તો થાય હર્ષની હાંણ. વેદ૦ ૬

વિષય કરે વિભળ થઇ, તો સિદ્ધિ કયમ થાય;
મન સાથે નહિ ઐકયતા, નાવ તે ડુબી જાય. વેદ૦ ૭

સંગથી બહુ બગડી ગયા, સંગે દીધો છેહ;
માટે હવે ન ભૂલતો, જાણ નકામો દેહ. વેદ૦ ૮

મરજાદે મુંઝઇ ગયા, નથી ભરાતો પાય;
અવલંબે અથડાઈ મુવા, છે ધારે પણ નવ થાય. વેદ૦ ૯

બાળકનો આનંદ જે, નહિ માયા નહિ રામ;
લોક કરે છે વેતરાં, પણ પોતાને વિશ્રામ. વેદ૦ ૧૦

એ ગતિ પર રહે મહાતમા, તેથી સઘળું સુખ;
બ્રહ્માનંદમાં રહે સદા, સ્વપ્નામાં નહિ દુઃખ. વેદ૦ ૧૧

આનંદ બહુ પ્રકારના, છે ગણતાં ના'વે પાર;
પણ જે બ્રહ્માનંદ તે, સુખનો સિંધુ સાર. વેદ૦ ૧૨

પુન્ય કરે પરણી પતે આપે કાયા દાન;
ધન ધરણી ને ધામથી, ન મળે એ નિદાન. વેદ૦ ૧૩

યજ્ઞ યાગ કે વ્રત દાનથી, ન મળે એ સંજોગ;
અદ્‌ભુતાનંદ એમાં પ્રગટે, તજે વિશ્વના ભોગ. વેદ૦ ૧૪

---

## સત્ય સ્વરૂપનું ઓળખાણ.

### પદ ૯૩

( રાગ ઉપર પ્રમાણે )

મોક્ષનું સાધન રે, વેદ મનન સુખકારી:
તે જન જગમાં જાય ન હારી, મોક્ષનું સાધન રે.
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, શકિત ને જે શેષ;
ચંદ્ર આદિત ને ઉડગણ, તે ભયવાળા હંમેશ. મોક્ષનું૦ ૧

ષટ્ ભોમિના સાહ્યબા, સઘળા નિરાનંદ;
સાતમીએ સરદાર છે, તે ત્રોડે ભવ ફંદ. મોક્ષનું૦ ૨

વરતાં તો વિચારીએ, રંડાપો નવ હોય;
આખર નિર્ધણીયા થઈને, પડે રખડવું સોય. મોક્ષનું૦ ૩

શિવે ઉમયા અંગમાં, જુવોને રાખ્યાં જેમ;
એ પ્રકારે સમજીને, પછે ભળે અંગમાં તેમ. મોક્ષનું૦ ૪

આનંદ શો ગોપી તણો, કરી કૃષ્ણસુ પ્રીત;
અંતે પણ ત્રુટી ગઈ, ગતિ થઇ વિપરીત. મોક્ષનું૦ ૫

એક વિના તો અનેકને, વરતાં કરવો વિચાર:
રંડાપો છે રોકડો, એ મન નિશ્ચય ધાર. મોક્ષનું૦ ૬

જેમાં સત્તા જેટલી, તેટલું કરશે બળ:
એ સાચું સમજ્યા વિના, કદી પડે નહિ કળ. મોક્ષનું૦ ૭

આતમ ચૈતન્ય છે બ્રહ્મનું, ન કરો તેના ભાગ;
વિશ્વ સકળ બ્રહ્મ રૂપ છે, જે સમજે બુધ અથાગ. મોક્ષનું૦ ૮

ગુણથી ભેદ જણાય છે, ગુણમા જેવાં કર્મ;
ગુણો કરે, ગુણ ભોગવે, જે છે ધર્મ અધર્મ. મોક્ષનું૦ ૯

માયા ગુણનું જગત છે, પંચ તત્વ સહ દેહ;
ગુણ ને આધીન સર્વ છે, દ્રષ્ટે આવે તેહ, મોક્ષનું૦ ૧૦

રામ કૃષ્ણાદિ ઋષિ જનો, વળી મહાત્મા અનંત;
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર, ગુણ માયા દિસંત. મોક્ષનું૦ ૧૧

સુખ દુઃખ એ જે સંગ્રહે. ઉપજે ને અલ્પાય,
શુદ્ધ ચૈતન્ય જે બ્રહ્મનું, નવું કદી નવ થાય. મોક્ષનું૦ ૧૨

ચૈતન્ય ગુણાતીત છે, સત્ય સમજે જન કોઈ;
જોવાની ઇચ્છા ટળે, અદ્ભૂતાનંદ હોઇ. મોક્ષનું૦ ૧૩

---

## નિવૃત્તિનું સ્થાન,

### પદ ૯૪.

( રાગ ઉપર પ્રમાણે )

નિવૃત્તિ સ્થાન કયમ મળશે,
ક્ષાર વિણ સુવર્ણ કયમ ગળશે. નિવૃત્તિ૦ ટેક.

વર્ણાશ્રમ તરછોડતાં, કરવાનો છે વિચાર;
ખાય બધાનું કુતર્યાં, તેના ભવનો પાર. નિવૃત્તિ૦ ૧

હું આ જે સંસાર છે, તેને તરેલા જેહ:
ખાય બધાનું તે ભલે, હોયે નિર્મળ દેહ. નિવૃત્તિ૦ ૨

સત્ય શિખર પર જે વસે, ટળીયાં અંતઃકરણ;
સંસારી દરશે ખરા, પણ પોતે પડેલા મરણ. નિવૃત્તિ૦ ૩

કેવળ ચૈતન્ય એકલો, પાછળ મેલ્યું જકત;
સાર અસાર શોધે નહિ, નહિ હરિ કે ભકત. નિવૃત્તિ૦ ૪

એવી દશામાં આવશે, પામી તત્વનો પાર;
તેનો વર્ણાશ્રમ ગયો, નહિતર શિર પર ભાર. નિવૃત્તિ૦ ૫

બકે ઘણા બકવાદીઆ, માયા નિશો જાણ;
અજવાળું દશે દિશા, તો તો ઉદયો ભાણ. નિવૃત્તિ૦ ૬

ચાંદરણાંને જોઇને, કહે મેં દીઠો ચંદ્ર;
કોડી આવ્યે હાથમાં, કહે કે હું છું ઇન્દ્ર. નિવૃત્તિ૦ ૭

જડે સુંઠની કાંકરી, ગાંધી માંડે હાટ;
બીજું કાંઈ નવ સંગ્રહે, એ વેપારે વાટ. નિવૃત્તિ૦ ૮

ગોતું આરે *ગુંજમાં, કહેશે છે કંસાર;
આય પશુ કે ગાંડીયાં, સમજે ન સારાસાર. નિવૃત્તિ૦ ૯

મનમાં તો સમજે સહુ, પર દિપકને જોઈ;
પણ જે આંધ્યો શું કરે, જન્મ અકારજ ખોઈ. નિવૃત્ત૦ ૧૦

કુંદનમાં હીરો જડે, એ તો શોભશે સાર;
કચરા મધ્યે જઈ ચઢે, તેનો કર્યો વિચાર. નિવૃત્તિ૦ ૧૧

અજ્ઞાની જે બાપડાં, બુદ્ધિ જેની અલ્પ;
વળગે જેવાં ઝાંખરાં, બુદ્ધિ જેની સ્વલ્પ. નિવૃત્તિ૦ ૧૨

લુંટારા લુંટે ઘણા, દષ્ટે બહુ દર્શાય:
શરણે તે આવે નહિ, સમરથનું શું જાય. નિવૃત્તિ૦ ૧૩

ઉલટી ક્રિયાનું ફળ, ઉલટું કે'છે વેદ:
અદ્ભુતાનંદ પ્રગટ વિણ, કરી શકે કોણ છેદ. નિવૃત્તિ૦ ૧૪

---

## વેદ મનન - વર્ણાશ્રમ નિર્ણય.

### પદ ૯૫.

( રાગ ઉપર પ્રમાણે. )

વેદ મનન વિણ શું કરશો, બુદ્ધિ હીણુ બુડીને મરશો. ટેક.

રમે જુગારૂ બેઉ જણા, હાર જીતની હોડ;
હારે કે જીતે ભલે, બેઉના સરખા કોડ. બુદ્ધિ૦ ૧

પરથમ સમજીને કરી, સારાસાર વિચાર:
સાચામાં જુઠું ધસે, એ ખાવાનો માર. બુદ્ધિ૦ ૨

વરણ કરમની ઉપરે; જ્યાં જેવો વ્યવહાર;
તે સમજી ભોજન કરે, તે જન ઉતરે પાર. બુદ્ધિ૦ ૩

જેઓ કર્મ જોતા નથી, પોતે અધમ હોય:
વરણે નીચા હોય તો, તે બાદ ગણે નહિ કોય. બુદ્ધિ૦ ૪

ઉત્તમ હોય તો સટપટે, અધમને શી ઝાળ;
ભવમાં તરસે જે મરે, ક્યાં ગંગા, ક્યાં ખાળ? બુદ્ધિ૦ ૫

જોશો તો સંસારમાં, ભૂખ્યો જ્યાં ત્યાં ખાય;
કર્મ, વર્ણ દરશે નહિ, જ્યાં મળે ત્યાં જાય. બુદ્ધિ૦ ૬

---

* છાનું.

ફરે થઇને મહાતમા, છાંડેલો પ્રસાદ;
ઉત્તમ જન આરોગતાં, હોય ઘણો વિખવાદ. બુદ્ધિ૦ ૭

ઉંચ કુળમાં અવતરે, શુકલ વર્ણમાં હોય;
તેવાના પ્રસાદનો, બાધ ગણે નહિ કોય. બુદ્ધિ૦ ૮

શુકલ વર્ણ છે શ્રી હરિ, વેદ વચનનો લેખ;
એ વચનો ઉથાપતાં, અવળી ગંગા પેખ. બુદ્ધિ૦ ૯

માટે સમજી શાસ્ત્રમાં, શરીર ઉભુ હોય;
અંતઃકરણ આકાશમાં, કહાડી ન શકે કોય. બુદ્ધિ૦ ૧૦

અંતઃકરણો જ્યાં લગી, સમજે ન્યાયાન્યાય;
શાણા જનને સમજવું, વર્ણાશ્રમ ન જાય; બુદ્ધિ૦ ૧૧

બાળ વરણ આવી ગઇ, સુલટાં અંતઃકરણ;
સમી ગયાં હોય સરવકો, નથી માયા આવરણ. બુદ્ધિ૦ ૧૨

એ રીતે સત્ય હોય જો, ભેદ રહિત નિર્વાણ;
તેને વર્ણાશ્રમ નથી, બ્રહ્મસૂત્રની વાણ. બુદ્ધિ૦ ૧૩

એવી સમજ વિણ સૃષ્ટિમાં, સમજી લ્યો અનર્થ;
અદ્‌ભૂતાનંદ ના મળે, સત્ય શાસ્ત્રનો અર્થ. બુદ્ધિ૦ ૧૪

---

## કાર્ય પહેલાં સાધનનો ત્યાગ ન કરવા વિષે.

### પદ ૯૬

( રાગ ઉપરનો )

સમજ મન સામની શ્રેણી,
રાખજે વેદ મનન રેણી, સમજ મન. ટેક૦

ધન, ધરણી, સ્ત્રી તજે ને, એ છે ત્યાગનો દેશ;
એને જો વળગી રહે તો, એ દુનીઆનો દેશ. સમજ૦ ૧

અસંગીને સંગ ન હોયે, સંગી શું કરનાર;
ભવ ભટકણ ભાગે નહિ, તેની આવર્દા હરનાર. સમજ૦ ૨

સંત પેટભર અન્નને, જાચે પર પાસે એહ;
વસ્ત્ર વીંટાળવા જેટલું રાખે, ઢાંકી શકાએ દેહ. સમજ૦ ૩

એથી અધીકું સંગ્રહે, તે સાધુ નહિ માન;
ભવમાં ભટ્કો ભેખને, વેપારીનું ભાન. સમજ૦ ૪

સમજુ તો સમજી શકે, અણસમજુ અકળાય;
મીંઢળથી કન્યા મળે, જનને શી ચિંતાય. સમજ૦ ૫
એ શીખામણ વેદની, એકે ન સરે કામ;
સાધન કારજ જેવડાં, તે સમજ્યે વિશ્રામ. સમજ૦ ૬
રસોઈ કરીશ તું પાંચની, તેટલું સાધન હોય;
તેથી પચાસ સો તણું. એ સમજે સૌ કોય. સમજ૦ ૭
જબરૂં સાધન મોક્ષનું, તે સત્ય સમજી ભજ;
પરથમ પહેલાં સેવીને, ગુણ સમજીને તજ. સમજ૦ ૮
પહેલાં તજીશ તો કષ્ટ છે, પાછળ પડશે કામ;
કારજ સિધ્ધ થયા પછે, વળતી જાણ્ય ન કામ. સમજ૦ ૯
એ વિધિ પર જે રહે, તે જન સુખીયો થાય;
ભવસાગરમાં તે તરે, સિંહાસન પર જાય. સમજ૦ ૧૦
જીવ મટે ઇશ્વર મટે, એક તાર થઇ જાય;
ભવનો ભટકારો ગયો, સીડીપે ચઢી જાય. સમજ૦ ૧૧
વિણ સીડી સંસારમાં, નહિ ભરવાનો પાય;
સીડી સાધન જો મળે, અદ્ભૂત્તાનંદ સા'ય. સમજ૦ ૧૨

---

## જીવ ઇશ્વરનો ભેદ તે અભેદ.

### પદ ૯૭

( ઉંચાં મંદિર નીચાં માળીયાં સોડ તાણીને સુતો )

રસબસ આનંદ ઉછળે, લ્હેરો આવે ને જાયે;
ભવમાં તો પ્રગટયો, બ્રહ્મ એ, એક સ્વરૂપ થઈ જાય રે હોજી. ૧
ચાંદીની મધ્યે તાંબુ ભળી, રૂપુ પડી જાય નામ;
તાંબુ ગયેથી રૂપુ ટળે, ચાંદી મધ્ય મળી જાય રે હો જી. ૨
તેમ પુરૂષ અહં મમ તણો, જો તે રાખે સંબંધ;
ત્યાં લગી તે ન્યારો રહે, એને માયાનો બંધ રે હો જી. ૩
થાય અસંગી એ કદા, હોયે વાસનાનો છેહ;
કોઇ શાસ્ત્ર તેમાં ના ગણે, પુરૂષ બ્રહ્મમાં ભેદ રે હો જી. ૪
કંઇક કહે છે કે આત્મા, ભજવાથી ભવપાર;
પણ એ છે ઇશ્વર શરીરના, બ્રહ્મ ભાગ વિચાર રે હો જી. ૫

ચૈતન્ય તો છે બ્રહ્માનું, ચૈતન્ય બ્રહ્મ ન હોય,
બ્રહ્મ તો ચૈતન્યથી અન્ય છે, જાણો વિરલા કોય રે હો જી. ૬

પ્રકાશ જોઈ પલકેશ નહિ, પ્રકાશ કેનો કહીશ;
ભ્રમણા મન તણી ભાગશે, દીર્ઘ દૃષ્ટિએ જોઇશ રે હો જી. ૭

બ્રહ્મ ચૈતન્ય વેદો કહે, જેમ સૂર્યનો પ્રકાશ;
ગંગાથી જળ જુદુ થયે, ભેદ દર્શાશે આશરે હો જી. ૮

પ્રતિબિંબ જે પર પડે, તેનો રાખે સંબંધ;
ત્રુટે અને સંધાય છે, એ છે માયાનું દ્વંદ્વ રે હો જી. ૯

બ્રહ્મા સનાતન શુદ્ધ છે, ચૈતન્યનો એ ન્યાય;
પ્રવેશે જેના વિષે, ત્યાં તેવું થઈ જાય રે હો જી. ૧૦

શુદ્ધ મટી અશુદ્ધતા, અશુદ્ધનું શુદ્ધ હોય;
ગુણ સ્વાધીને એ રહે, વેદ વદે એમ સોય રે હો જી. ૧૧

મટી ચૈતન્ય થાય આતમા, ગુણથી ભૂલે ભાન;
સુઃખી દુઃખી સર્વે કહે, સંસારે અનુમાન રે હો જી. ૧૨

અજ્ઞાને બહુ આવરે, રજ તમ ગુણમાં રહે છે;
ચૈતન્ય નામ મટી જઇ, જીવ નામ તેને કહે છે રે હો જી. ૧૩

પણ તે જો સંગી મટી જઈ થાય અસંગી એહ;
તો પણ અસંગી એ નથી, જ્યાં લગી હોયે દેહ રે હોજી. ૧૪

ત્યાંલગી બ્રહ્મ ન માનવો, સગુણ ઇશ્વર જાણ;
આખર જીવને આતમા, સત્ય નથી વેદ પ્રમાણ રે હો જી. ૧૫

મૂળ તત્વ અમુલ્ય જે કે'તું, તે નવ કે'વાય રે;
સત્ય સમજણ જેની હશે, તેની ઐક્યતા થાય રે હો જી. ૧૬

તું તેનો થા સર્વદા, તારો એ આખર દામ રે;
તું પણ ત્યાંથી આવીયો, તારો ત્યાં વિશ્રામ રે હો જી. ૧૭

નથી બાધા નથી બંધણી, નહિ કોઈને વિશ્વાસ રે;
નથી કર્યો કોઇને વાયદો, અદ્‌ભુતાનંદ ખાસ રે હો જી. ૧૮

---

## વેદ મનન–તત્વ વિચાર.

### પદ ૯૮

( સમજણ સાચી રે, સદ્‌ગુરૂ વિણ કોણ આપે...એ રાગ )

વેદ મનનની રે, શિક્ષા તું મન લેજે,
એ વિણ સૌ અનરથ ઉપજાવે, તે પર તું ચિત્ત દેજે. વેદ૦ ટેક.

સુષુપ્તિ હૃદયે વસેને, સ્વપ્ન કંઠની મધ્ય;
જાગ્રત તેનો ત્રમાંછે, તુર્યા ભ્રગુટી સદ્ય. વેદ૦ ૧

પંદર તત્ત્વો સ્થુળ તણાં છે, તે સમજવું સોય;
પંચ તત્વને દશ ઇન્દ્રી, એ પંદર કહે સૌ કોય. વેદ૦ ૨

સુક્ષ્મ મધ્યે નવ રહ્યાં છે, અંતઃકરણો ચાર;
તન્માત્રાઓ પાંચ છે, ચોવીસનો વ્યવહાર. વેદ૦ ૩

ચતુર્વિંશતિ તત્ત્વ એ છે, સ્થુળ સુક્ષ્મનાં જાણુ;
ત્રણ ગુણોનો આતમા, વેદ મનન પ્રમાણુ. વેદ૦ ૪

ત્રણ ગુણનું કારણ જે છે, એ કારણનો દેહ;
તેથી પર મહા કારણ જાણો, રજો તમોનો છેહ. વેદ૦ ૫

મહાકારણમાં સત્વ ગુણ છે, દ્રષ્ટા તેનો થાય;
ત્રિગુણાતીત પર રહ્યો છે, અસંગ એ કહેવાય. વેદ૦ ૬

સર્વાતીત સઘળે વસે છે, તું મન, ભ્રમણા છોડ;
વ્યષ્ટિ સમષ્ટિ સકળ નિરખતાં, કોઇ નથી તેની જોડ. વેદ૦ ૭

પૃથ્વી તે જળમાં મળે, અને સેળભેળ થઈ જાય;
જળ અગ્નિમાં જઈ મળે; અગ્નિ પવને સમાય. વેદ૦ ૮

વાયુ આકાશે મળે, અને નભ પ્રકૃતિમાંય;
પ્રકૃતિ પુરૂષમાં મળે, એ જોડવું પરબ્રહ્મ ત્યાંય. વેદ૦ ૯

સકલ લોક વૈરાટ આદિ, સૌ પ્રકૃતિ સ્વરૂપ;
વિલિન થાય સૌ એકમાં, અદ્વૈત અકળ સ્વરૂપ. વેદ૦ ૧૦

નામ પડે છે જુજવાં, ક્રિયાને આધાર;
સત સમજે તે સપુત છે. કપુતનો ન અધિકાર. વેદ૦ ૧૧

જે જે ઇન્દ્રિ જયાં વળે, અંતઃકરણ લઇ જાય;
જેમાં જેની વાસના, ત્યાં તે જઇ વિલસાય. વેદ૦ ૧૨

સુખીયા દુઃખ જે ભોગવે, તે ઇન્દ્રિના દોર;
અંતઃકરણ પહેલાં પળે, પછી થાય ઘણાનું જોર. વેદ૦ ૧૩

પીત રંગમાં પૃથ્વી, શ્વેત જળ જાણુ;
રક્ત રંગ અગ્નિ તણો, નિલો પવન પ્રમાણુ. વેદ૦ ૧૪

શ્યામ રંગ આકાશનો, એ પંચ તત્વના રંગ;
અદ્ભૂતાનંદ એ થકી, સદા વસે અસંગ. વેદ૦ ૧૫

## શમ્યા વિનાનું સુખ નથી.

### પદ ૯૯.

( મારા વાલમ હું તો જોઉં તમારી વાટડી રે...એ રાગ. )

એ જે સત્યની સીડી વેદ મનન વિણ નહિ મળે રે,
એ વિણ શોધે અન્ય કોઈ શાસ્રો માંય,
તોપણ કોટી વર્ષ મરે મથી રે; કટુકમાં તો મધુરપણું હોય કયાંય ? એ જે૦

જગતે શમ્યા વિના શાંતિ નથી રે, એ છે સુખ સંપત્તિનું સ્થાન;
આખર શમ્યા વિના સંસારમાં રે, કદીએ થાય ન મોક્ષનું ભાન. એ જે૦ ૧

શમ્યા જન તે સુખ પામ્યા છે ઘણું રે, શમે નહિ એ સંસારે દુઃખ;
આ દુનીઆમાં જુવો દૃષ્ટિ કરી રે, મુકત થયા વિણ ભાગે ન ભૂખ. એ જે૦ ૨

સાંધા શમ્યા વિના જન કોઇનો રે, સમજો નહિ મળવાનો વીર;
ઇરાદા અંતરથી નવ આદરે રે, કષ્ટમાં રાખે ધારણ ધીર. એ જે૦ ૩

જગમાં કર્માધિન થઇ રહે સદા રે, અંતર વિષય ન ચિંતવે એક;
જવું થવું સમજે ઘટમાળ છે રે; તેના સંશય ન ઉપજે અનેક. એ જે૦ ૪

કારજ કંઇ સારૂં કરવા જશે રે, પણ સારામાં નરસુ હોય;
તેવું સમજી પરથમથી તજે રે, સારૂં તજતાં નરસુ કરે ન કોય. એ જે૦ ૫

એ સમજે તે દશા છે મુકતની રે, આવી જરૂર આ ભવમાંય;
ભટકતો ભવમાં તે જન ના રહે રે, અધવચ બ્રહ્મભુવન વિણ કયાંય. એ જે૦ ૬

અંધા આગળ ધરીયે આરસી રે, વેશ્યા આગે શાસ્રના ધર્મ;
મુગાને તાલ સાથ ગવરાવીયે રે, જેમ શૂદ્રો આગળ ષટ્ ધર્મ. એ જે૦ ૭

દાંત વિનાનાને, કાચા ચણા રે, જેમ તોખારને દઇયે ગવાર;
મોતી જો કદી વાયસને મળે રે, એ સૌ ભાંગે ઘોડેસ્વાર. એ જે૦ ૮

જયમ અભણ આગે કાગળ ધરે રે, સમજો વિણ અધિકારી બોધ
કાયર જન તે ખડ્ગ શું વાપરે રે ? દિવાનો શું કરી શકશે બોધ. એ જે૦ ૯

માટે વેદ મનનને સમજીને રે, વર્તે સર્વ શાસ્રના ન્યાય;
એથી અદ્દભૂતાનંદ આવશે રે, પંકિત જીવન મુકત ગણાય. એ જે૦ ૧૦

---

## મુકતનું સ્વરૂપ.

### પદ. ૧૦૦

( તેરા રોકનહારા કોણ, મગનસેં જાય ચલી...એ રાગ )

જાણ્યો વેદનો ભેદ જે વાર, જીવન મુકત જગમાં થયો;
ચોળ્યું તત્વજ્ઞાનનું તેલ, જન્મ મરણનો રોગ ગયો. ટેક૦

અંધો બહેરો જેહ જન, તે આચળ કો ગાય;
નાચ કરે નટવો ઘણા, પણ તે વૃથા જાય. જાણ્યો૦ ૧

રંક જગન તે શું કરે ? ધનહિણ ન કે અધિકાર;
સહસા જન તે શું કરે, માન ઉભરાને નહિ પાર. જાણ્યો૦ ૨

મેઘ વરસે કદી માવઠે, તેથી ન સુધરે કાજ;
ચાંદરણું ઘડી ચારનું, આખર થાય અકાજ. જાણ્યો૦ ૩

કોઇ અધિકારી આવીને, કરે યાચના જ્ઞાન;
તો તેવાને આપવું, સમજી જીવતદાન. જાણ્યો૦ ૪

આતુરતા હોય અધિક જો, પરખી લેવાં ચિન્હ;
તો તે જળમાં નાખવું, જો સમજાયું મીન. જાણ્યો૦ ૫

ખારા જળનું હોય જો, મીઠા જળમાં જાય;
આખર એ જીવે નહિ દેહની હાનિ થાય. જાણ્યો૦ ૬

જેટલો જન અધિકાર છે, તે પર કરવી જુક્ત;
એ વિધિ સમજી શકે, તેને જાણવો મુકત. જાણ્યો૦ ૭

મુકત કરે નહિ વાંછના, વિષય ન ચિંતવે એક;
શર્મી રહે સંસારમાં, મુકતનો એવો ટેક. જાણ્યો૦ ૮

ચિત્ત વિશે ચંચળ થયે, જો આવે ભવ ભાન;
ભૂલેલું જો સાંભળે, એથી શું અપમાન ? જાણ્યો૦ ૯

પ્રથમ સુખને ભોગવે, પાછળ આવે કષ્ટ;
અદ્ભૂતાનંદ દૂર થયે, તર્ત થાય તે ભ્રષ્ટ. જાણ્યો. ૧૦

## વિષયથી વિરામવવા વિશે.

### પદ. ૧૯૧

( અમારાને અવગુણ રે...એ રાગ )

વિષયથી વિરામ્યા રે, તેને મુકત જાણવા રે જી. ટેક૦

વિધવા જેવા ધર્મ આ, વેદ મનનની રીત;
એકાંતનું સેવન કરે, નહિતર છે વિપરીત. વિષયથી૦ ૧

વિધવા જો વિષય કરે, પરથમ સુખ મનાય;
સુખ ક્ષણિક વિષય તણું, દુઃખ ડુંગર સમ થાય. વિષયથી૦ ૨

ગર્ભ રહ્યે દુઃખ છે ઘણું, હત્યા હોય છે બાળ;
તેમ બને નહિ જો કદી, તો આખર દેહનો કાળ. વિષયથી૦ ૩

એવું સમજે મુક્ત જન, નહિ જગમાં અકળાય;
વિષયથી વિરામીયા, તેને મુક્ત ગણાય. વિષયથી૰ ૪

કારતક માસમાં કુતરાં, વિષય ગાભરાં હોય;
ભૂખ તરસ ભૂલી જઇ, વિષયને સેવે સોય. વિષયથી૰ ૫

કરે વિષય બહુ મોહથી, વિષયમાં સપડાય;
પડે ગાંઠ **મહા કષ્ટ** છે, તે પાછળથી પસ્તાય. વિષયથી૰ ૬

એ દૃષ્ટાંત ઉરમાં ધરી, મુક્ત ન ચિંતવે કાંય;
અહોનિશ ત્યાગ ભાવના, સમી રહે મનમાંય. વિષયથી૰ ૭

ચોર જુવો ચોરી કરે, પરથમ માને સુખ;
કોઈ સમે પકડાય છે, પાછળ આવે દુઃખ. વિષયથી૰ ૮

માર પડયે, પડે માનવું, ને જેલ નરકનું સ્થાન;
પરથમ સુખ દર્શાય છે, પણ પાછળથી અપમાન. વિષયથી૰ ૯

એ સમજણ લેઇ સાધુ જન, વિષયની ન કરે વાત;
શમી રહે સંસારમાં, તો સ્વપ્ને ન હોયે સંતાપ. વિષયથી૰ ૧૦

તત્ત્વસાર ત્રણ લોકમાં, નથી અન્ય સમવા સમાન;
સમવું એ પણ સહેલ નથી, ભાગ્ય જો આપે ભાન. વિષયથી૰ ૧૧

અંતઃકરણ અવળાં મટે, તો હોય સવળો સંસાર;
વિષયો વિરામ્યા મન થકી, તો સ્હેજે ભવનો પાર. વિષયથી૰ ૧૨

સિંહ કરે સો લાંઘણો, તોયે પણ ન ભરખે ઘાસ;
એ દૃષ્ટાંત અંતર ધરે, તો વિષય ન આવે પાસ. વિષયથી૰ ૧૩

શાસ્ત્રોથી સમજાઈ ગયું. અને ઇચ્છાઓ થઈ બંધ;
અદ્ભૂત આનંદ પ્રગટયો, પછી કયાં રહે માયા દ્વંદ. વિષયથી૰ ૧૪

---

## તૃષ્ણાનો વિરામ.

### પદ ૧૯૨

[ ગરવા તે ગણપતિ વિનવું અને નમીને લાગું પાયજી...એ રાગ ]

શાસ્ત્રો થકી સમજ્યા પછી તો ઇચ્છાઓ કરવી બંધ જી,
જાણ્યા પછી શું જાણવું જનને, ઇચ્છા એ માયાનુ દ્વંદ જી. ૧

જો કદી કેળ ઉકેલશો તો નહિ આવે પડ કેરો પાર જી;
શમી જવામાં સુખ રહ્યું છે, ને જો તમો કરશો વિચાર જી. ૨

**બુદ્ધિ હીનની** બાકરી જગમાં, નહિ સમજેલા સાર જી;
વિધિ નિષેધો વેદતણા, પછી તેનો ન હોય વ્યવહાર જી. ૩

બીજરૂપ પરબ્રહ્મ એક છતાં, બીજમાં દ્વૈત સમાય જી;
પુરૂષ સાથે પ્રકૃતિ એવાં, જોડવાં પરગટ થાય જી. ૪

જડ પ્રકૃતિ માયા તે જાણો. પુરૂષ સાત્વિક અહંકાર જી;
શિવ શકિત તેને વેદો વદે છે ને જોડવાં સપ્ત તેનાં ધાર જી. ૫

પુરૂષનું ચૈતન્ય રૂપ સમજવું, અનિત્ય માયા જડ જાણ જી;
ત્રણ ગુણ માયા તણા, તે તો વ્યાપક વિશ્વે પ્રમાણજી ૬

કોઈ કહે માયા ગઈ, પણ એમ કહીયે નવ હોય જી;
કાયા રહેશે જ્યાં લગી, માયા ગઈ એવું કહે નહિ કોય જી. ૭

સર્વ મળી આ શરીર થયું છે, એ સારાં નરતાં જેહ જી;
અનેક જડ એક ચૈતન્ય મળીને, આ બંધાયો છે દેહ જી. ૮

દશે ઇન્દ્રિને અંતઃકરણો એ, પંચ તત્વ જીવ શિવ જી;
સ્થુળ સુક્ષ્મ તેમા શું કરે, ગુણોનું બળ છે અતીવ જી. ૯

ગુણ માયા અહંકારે કરીને, જે પ્રગટયું છે અજ્ઞાન જી;
એ દૂર થયું જે જન તણું, ત્યારે થશે સ્વરૂપનું ભાન જી. ૧૦

એ સમજીને શુધ્ધ થયા પછે, ભલે એ સઘળાં હોય જી;
ઇરાદા સઘળા બંધ પડયા, પછી બાધ કરે નહિ કોય જી. ૧૧

વિચાર જ્યાં વિરમી ગયા, ને શમી ગયા સૌ સંતાપ જી;
તેને કાંઈ ચિંતા રહી નહિ, તેનો શમ્યો પરિતાપ જી. ૧૨

વેદ–અણી જ્યાં ચાંપીયે, ત્યાં બ્રહ્મ સકળ દર્શાય જી;
અદ્દભૂતાનંદ આવી ગયો, પછી અદ્વૈતમાં તે સમાય જી. ૧૩

---

## જગત દ્વૈત રૂપ છે.

### પદ. ૧૦૩

[ માળણ ગુંથી લાવ ગુણીયલ ગજરો...એ રાગ ]

બીજમાં બે એમ વેદ વદે છે, છતાં ખોટા તે વચમાં ખદે છે;
એવાં અજ્ઞાની છેલ્લે પદે છે, સમજ મન બીજમાં બે સદાએ. ટેક૦

સમજ્યા વિણુ મિથ્યા શોર, એ સકળ અજ્ઞાન અંકોર;
અહંમમ એ માયાનું જોર, સમજ મન બીજ૦ ૧

બીજ ફોડીને જોશો જો ભ્રાત, તો તો સમજાશે સાચી વાત;
સર્વ શાસ્ત્રોમાં દ્વૈતની ખ્યાત. સમજ મન બીજ૦ ૨
બે દાળ સર્વ વિશે હોય, તેને દરશે જનો સૌ કોય;
અનુભવથી વેદો વદે સોય. સમજ મન બીજ૦ ૩
વાંચ્યાથી તે નિશ્ચે જણાશે, તેનાં પત્ર બે જોતાં ગણાશે;
સરવે સંશય મનનો હણાશે. સમજ મન બીજ૦ ૪
મધ્યમાંનો છે જબરો વિવેક, તેનો ગણતાં તો નાવે છેક;
મટી બે અને દરશે અનેક. સમજ મન બીજ૦ ૫
આખર બીજ રૂપે થાય જ્યારે, બે પત્રો સમઈ રહે ત્યારે;
જગત દ્વૈતનું વેદ ઉચ્ચારે. સમજ મન બીજ૦ ૬
એક કરવા કોઈ કુટીને મરશે, ને માને તે નજર વેદે કરશે,
આખર દ્વૈત જગત સત્ય ઠરશે. સમજ મન બીજ૦ ૭
વિધિ નિષેધો વેદે કહ્યા છે, એ વિભાગ અનાદિ રહ્યા છે;
તે અત્યારે કયાં કલ્પી કહ્યા છે? સમજ મન બીજ૦ ૮
**સર્વ શાસ્ત્રનો** શોધશો સાર, એક સારને બીજા અસાર;
એ વિના નથી ત્રીજો ઉચ્ચાર. સમજ મન બીજ૦ ૯
નિષેધનો કરવાનો ત્યાગ, વિધિ ગ્રહણ કરે જેનું ભાગ્ય;
તેને મળશે મહા પદ લાગ, સમજ મન બીજ૦ ૧૦
એ જે બંનેના સમજશે ભેદ, તે તો સમજેલો ચારે વેદ;
આખર થાય અભેદ અછેદ. સમજ મન બીજ૦ ૧૧
**એ ભાનમાં** તો એવું થયું, ઉકરડામાં રત્નજ ગયું;
પછી ભાન ઉકરડાનું થયું. સમજ મન બીજ૦ ૧૨
એક રત્નને માટે ત્યાં જઈ, ઉકરડો **ઉથામવો** ધાઈ;
હાથ લાગ્યેથી વેદ મનાઈ. સમજ મન બીજ૦ ૧૩
જડયે રત્ને સામું કેમ જોશે, કદી જોશે તે મૂરખ હોશે;
તે તો વસુકી ગાયને દોશે. સમજ મન બીજ૦ ૧૪
શોધ્યું રતન જડી આવ્યું તરત, પછી નાંખે ન ઉકરડે સરત;
ડાહ્યો હોય તે વાકયે અનુસરત. સમજ મન બીજ૦ ૧૫
એવી શમશ્યામાં સમજી જે જાય, તેનું કારજ સિધ થઈ જાય;
નહિ તો આ જગમાં અફળાય. સમજ મન બીજ૦ ૧૬
તેથી આગે ધસવા જે જાશે, તે તો અવશ્ય ખત્તા ખાશે,
અદ્‌ભૂતાનંદ દૂર થઈ જાશે. સમજ મન બીજ૦ ૧૭

(સોરઠી કુંડળી) રહે માછલું જળ વિશે, ઉપર જળ મુકાય,
તે મચ્છા સમજે નહિ, આ જળ ઓછું થાય;
આ જળ ઓછું થાય, આવરદા એમ જાય છે,
સમજે ન મૂરખ જન, પાછળથી પસ્તાય છે.

કાથો ભીંજાયે કઠણ છે. તુર્ત નરમ થઈ જાય,
દોષ નથી એ જળ તણો, સ્વભાવ એ કે'વાય;
સ્વભાવ એ કે'વાય, જળ તેમાં તે શું કરે?
જે જેનો અંકુર, અંતરનો બાહેર ઝરે.

મારગ મોટો હરિ તણો, તેમાં સરવ સમાય,
પણ ભ્રમણા તે કયાં રહે, સત્યાસત્ય સમજાય;
સત્યાસત્ય સમજાય ભ્રમ સકળ ભાગી જશે,
સમ સમજાયું સર્વ; અદ્‌ભૂતાનંદ થઇ રહ્યો.

( દોહરો ) અંતઃકરણો જ્યાં લગી, સમજે સવળા ન્યાય;
શુચિ મારગમાં વસે, જીવન મુકત ગણાય.
સત્ય શિખર છોડે નહિ, વર્તે નિર્મળ મન;
જન્મ્યાનું સાર્થક થયું, જીત્યો સકળ ભુવન.

મુખથી કે' છે વર્ણું કયાં? રે'છે વર્ણની માંય;
પોતાને દરશે નહિ. બુદ્ધિ ગઇ છે કયાંય!
પીધેલું જળ ના પીયે, ખાધેલું નવ ખાય;
જયમ ત્યમ મુખથી બડબડે, અજ્ઞાની કે'વાય.

પોતે તો ચોકસ રહે, કરે અન્યને બોધ;
લક્ષ્મી ઘર એ તુચ્છ છે, એ કરનારા રોધ.
માટે આપો અહીં તમે. મોક્ષ તમારો થાય.
અદ્‌ભૂતાનંદ પ્રગટ વિણ, અજ્ઞાની કુટાય,

(ચોપાઇ) અંધ ટોળામાં કાણો ગયો, તે અંધાનો રાજા થયો;
જ્યાં દોરે ત્યાં અંધા જાય; તેનું સ્થાપ્યું તેમાં થાય.
જેને આગવો જેવો મળે, અજાણ્યા તે પુંઠે ફરે;
શુદ્ધ કાચ સ્વમુખે હશે; શુદ્ધ છબી તેમાં આવશે.

જો હશે કદી મેલો કાચ, તેનો તેવો મળશે તાચ;
અદ્ભૂતાનંદ આવી જશે, તો સહુ વસ્તુ સમજાઇ જશે.

વધામણી જનમે ઉચરી, પરણે ત્યારે કંકોતરી;
ભવમાં જોશો નિરણે કરી, મરે ત્યારે કાળોતરી.

એ નિરણેને સમજે જેહ, સર્વ શાસ્ત્રનો વેત્તા તેહ;
મનની ભ્રમણા ભાગી જશે, સંબંધ સત્યની સાથે થશે.

જેવું રચ્યું તેમ ના વાવરે, તેમાં આઘુ પાછુ કરે;
પોતે સવળું કરવા જાય, બિણુ સમજણુથી ખત્તા ખાય.

અન્ય તણું જન જો કરે, વિણુ સમજ્યે આઘો સંચરે;
ગુરૂભાગ તેમાં રહી જાય; પરિશ્રમ સઘળો વૃથા જાય.

બગડયે લે બીજાનું નામ, સુધરેથી મેં કીધું કામ;
એવા મૂરખ જગમાં ઘણા, દાંત વિનાને કાચા ચણા.

(સોરઠી કુંડળી) ઘટ નથી ને પટ નથી, નથી ગામ કે ગેહ,
અસંગ થયો હોય જેહ જન, ધર્મ્યાં ધન, તન, સ્ત્રી છેહ;
ધન તન સ્ત્રી જેહ, વૈર પ્રીતિ કોઇથી નથી,
મળ્યો અદ્ભૂતાનંદ શ્રેષ્ટ બન્યો એ સર્વથી.
શિષ્ય કર્યે સંતાપ છે, મન મોટું થઇ જાય,
આખરની એ આપદા, કીચડમાં પેસાય;
કીચડમાં પેસાય, હસ્તિ કળ્યો કેમ નીકળે,
મળ્યો અદ્ભૂતાનંદ, પછી આવરણુથી નવ ડરે.

(દોહરા) ભલે કોઇ આવે પૂછવા, આપવું જીવત દાન;
અધિકારી જોઇ જંનને કરી સાચું અનુમાન.

આપી તૃષ્ણા ન રાખવી, સમજે એવી રીત;
એ વિવેક છે મુકતનો, બાકી સર્વ અનિત.

ફાંસા નાખે પ્રીતુરીયા, ધરે અવિધિમાં પાપ,
એકેનું નવ સુધરે, બન્ને ખત્તા ખાય.

જેમ તેમ પોષણુ પેટનું, દુઃખનું માને સુખ;
અદ્ભૂતાનંદ પ્રગટ વિણુ, આખર દુઃખને દુઃખ.

દીપકમાં જઇને જુવો, મેંશ તેજ બે હોય;
ઓરડીએ કાંટા હશે, વાંકા સીધા સોય.

તે પ્રકારે વિશ્વમાં, પુરૂષ પ્રકૃતિ જોય;
પુરૂષ ત્યાગી વરે પ્રકૃતિ, એમાં મોટી ખોડ.

વિધિ નિષેધો વેદના, વિશ્વમાં વ્યાપક હોય;
મનની ભ્રમણા ભાગશે, સત્ય સમજે જન કોય.

નહિ દર્શાશે જડ કશુ, વેદ મનનમાં દેખ;
છાંયા બ્રહ્મની સર્વમાં, પર્વતથી તે દેખ.

અજ્ઞાની પણ કો' નહિ, સર્વને સાચું જ્ઞાન;
સંસારીને સંસારનું, સદાય સવળું ભાન.

સારૂં કે નરસુ જુવે, જેવા જે જન હોય;
સ્વભાવ પોતાના સમા, અન્યને દરશે સોય.

કાયર જન જાણે નહિ, શુરા કેરી રીત;
અભકતજન જાણે નહિ, પ્રભુ તણી જે પ્રીત.

રહે ખીલોડી ખાખરે, સાકર સ્વાદ અજાણ;
દિવસનો જે આંધળો, ઘુક ન દરશે ભાણ.

સારાને નરસો કહે, નરસો સારો હોય;
ગરજીને અક્કલ નહિ, વિશ્વે વિચારી જોય.

સત્ય સમજણ આવી ગઈ, થઇ વાસના છેદ;
અદ્ભૂતાનંદ પ્રગટયે, થયો પર બ્રહ્મ અભેદ.

(ચાલ ચાતુરીની) બાવટો કે કોદરી, ભેગાં થયાં ત્યાં શું કરે ?
બાફતાં બગડે બધું, દળવાથી કાંઇક સુધરે;
જો કરે જન રોટલા તો, બેસે જન ઉદર ભરી,
બાફ્યાથી ગોતું ગણાશે, ખાય પશુ ખાંતે કરી. ૧

વિચારી પગલું ભરે, તે સહજ સુખીયો થાય છે,
જોતાં ઝીણી દષ્ટિએ, અજ્ઞાનીઓ અફળાય છે;
ખાય ખાંણુ ખાંતે કરીને, કે'છે આ કંસાર છે,
સારાસાર સમજે નહિ, એવો તે આ વ્યવહાર છે. ૨

કંસાર સાચો કોઈ ધરે, તો તર્ત નાશી જાય છે,
એવા ઘણા અજ્ઞાનીઓ, આ વિશ્વમાં કુટાય છે;

કાચ કર આવી ચડે, હીરા સમું રક્ષણ કરે,
કોડી ન ઉપજે તેહની, આખર તે જુઠો ઠરે. ૩

ખાબડે જઇ જળ પીયે, ને ગંગાજળ માને સહી,
થાય સળેખમ તે થકી, પણ તેને તરછોડે નહિ;
હંસ માની કાગ સેવે, હંસ મૂરખ નવ ઓળખે,
જીવત ધન લૂંટાય છે, તો પણ રે' તેને પખે. ૪

તત્ત્વજ્ઞાનીને આશરે, જન રખડતો રે'તો નથી,
આથી હવે અધિક શું, વેદમનન કે' કે'વું કથી?
જે જે કહ્યું આ લેખમાં, તે અદ્ભૂત આનંદ કારણે,
ભલે પુષ્પ કે પાષાણ નાખો, આભને ઉવારણે. ૫

(ચોપાઇ) ગોરસીઓ સહુ આગળ ધરે, મહી સઘળું ગોળીમાં ભરે,
નાખી વાંસ વલોવે મહી, કામ કરે વિધિ પર રહી;
નવનિત દરશે બંધજ કરે, તર્ત ઉતારી પાત્રો ભરે;
એથી અધિકું ખેંચે કો'ય, હાથ ન આવે નવનિત સોય.
અગ્નિ ઉપરથી ઘી મળે, નિર્મળ થાય જો તકજ ટળે;
તેથી અધિકુ વલોવા જાય, તો તો નવનિત નાશી જાય;
ફરીને હાથ ન આવે કશું, એમ કરે એથી કોણ પશુ!
એવા વિવેકને સમજે જેહ, અદ્ભૂતાનંદ પ્રગટયો તેહ.
સ્વરૂપ જોતાં સાચું જડે, મૂરખ હોય તે જન આથડે;
વસ્તુ શોધતાં વસ્તુ મળે. અંતરનું અજ્ઞાનજ ટળે.
શોધે તેને શું નહિ જડે! સત્યની સાથે જે આથડે;
અદ્ભૂતાનંદ પ્રગટ થશે, સંબંધ જો સત્ય સાથે હશે.

---

## અથર્વ વેદ.

---

### કીયા ન કીયા! પદ. ૧૦૪

ગુરૂ કિયા તો કયા ભયા, ગુરૂકી ગમ પાયા નહિ;
કુચ્છ જ્ઞાન ગુરૂજીને દીયા, હિરદેમેં સમાયા નહિ. ગુરૂ૦ ટેક.
જબરાઇસેં કુછ કે'તહેં, નહિ લેત પીછા દેતહે;
ઇનમેં દોઇકી ફજેતી હે, કુછ કયા કહ્યા શુધ ના રહી. ગુરૂ૦ ૧

જેસે પથ્થરપે પાની પડે, પાની ઈસીકુ ના અડે;
ગુરૂ મીલે બડે બડે મન મેલકુ છોડયા નહિ. ગુરૂ૦ ૨

કુછ કહ્યા ચો કરતા નહિ, જ્ઞાનકી તરફ ફરતા નહિ,
કુછ પાપસેં ડરતા નહિ, પર પેટકું ભરતા નહિ. ગુરૂ૦ ૩

મન મોજુમેં ફિરતા રહે, મે ફકીરહું એસા કહે;
કુછ ભેદ અંતર ના લહે, જીન સાહેબકું ખોજ્યા નહિ. ગુરૂ૦ ૪

ગંગાકી અંદર ન્હા લીયા, જીન પાપકુ દૂર ના કીયા;
તન ધોઈકે જલ પી લીયા, મન મેલકું ધોયા નહિ. ગુરૂ૦ ૫

જીસે ગુરૂકા પ્યાલા પીયા, ઈન્હે કામ બડા જંગી કીયા;
જીસ જ્ઞાન આ તનકા દીયા, અદ્‌ભૂતાનંદકી ગમ લહી. ગુરૂ૦ ૬

---

## માયાકા ખેલ.

### પદ ૧૦૫

( બહોત આ જગમેં જખ માર ગયા. એ રાગ. )

એક નટડીકા ખેલ મેં દેખ્યા બડા,
ઈસસે દેખનકું બહોત દેર ખડા. એક નટડીકા૦ ટેક.

સારી જહાન ઈસીકા ખેલ કરે,
કોઈ રોવત હે કોઈ હિસતા ફીરે;
મેં તો દેખતહું દિન રાત્રિ અડા. એક નટડીકા૦ ૧

દુનીઆ સુખીયા મેં તો દેખત હું,
રહું દિલપે સમજકે ન કોઉસેં કહું;
કોઈબી દેખતસે હો ફંદેમેં પડા. એક નટડીકા૦ ૨

દિન રાત ખેલ વેતો બહોત કરે,
કોઈ દેખનવાલે પાંવ ધરે;
ઈસીપે દ્રષ્ટિ કરે જબ ગીર પડા. એક નટડીકા૦ ૩

ઈસિકા પ્યાલા પીલાતી હે સબકું,
મેં તો દેખકે સબકું ના ના કહું;
નહિં માનત કકરી ફોડે ઘડા. એક નટડીકા૦ ૪

ઈન્હે નાગનકા તો ભેશ લીયા,
સારી જહાંનકું આયકે કાટ દીયા;
કેતે જોવત રોવત હસત ખડા. એક નટડીકા૦ ૫

બડે જંગીકું ઇન્હે પીછાડ દીયા,
કાજી મુલ્લાં પેગંબર દાબ દીયા;
પીર ઔર કલંદર બડા બડા. એક નટડીકા૦ ૬

સબ આલમ ઇસકી વેડ્યાં કરે,
મેરી મેરી કરી કે પીછે ફરે;
મીટે ગરજ તબી જેસા ફેંકે દડા. એક નટડીકા૦ ૭

ઇસિ નટડીકા ખેલ મેં દેખ્યા ફીરી,
પડે ફંદમેં સો તો ન જંપે જરી;
કોઈ કમનસીબે ફંદેમાં પડા. એક નટડીકા૦ ૮

વેતો કાચ કથીરસે રાજી રહે,
પહેલી તો હમારા ખાવન કહે;
પીછે સે ન કરતી કીસીકા ઘડા. એક નટડીકા૦ ૯

ઇન્સેં દૂર રહા સો તો જીત ગયા,
સારી મીજલસમેં ખડા હો કે કહા;
ખુદ ખીજમતમેં અદ્ભૂતાનંદ ખડા. એક નટડીકા૦ ૧૦

---

## જંગી જુવારીકા ખેલ.

### પદ ૧૦૬

( રાગ ઉપર પ્રમાણે )

દેખો જંગી જુવારી ખેલ કરે,
ચારે ખુંટમાં ફિરકે લુંટ ફીરે. દેખો૦ ટેક.

એક એસા જુવારી દેખ લીયા,
ઇન્હે લાલચકી તો દુકાન કીયા;
વ્હે તો પાસમાં રહે તો બી કલ ન પડે. દેખો૦ ૧

જીસ સંગતસેં દુ:ખ આવે અબી,
કમનસીબાસેં સંગત હોવે કબી;
વ્હે જુવારીકી દેખી એસી તરેહ. દેખો૦ ૨

એક દુસરા રાક્ષસ દેખ્યા બડા,
ખુન દોનુકા પીતા ખડાહી ખડા;
જીસકા કમનસીબાસેં નહિં ડરે. દેખો૦ ૩

એ બી એસા જુવારી આય બસે,
ઈસકુ લાજ શરમ નહિ તંગ કસે;
બિન બોલે બુલાયે હુંકાર ધરે. દેખો૦ ૪

દિન રાત્રિ જુગારીકા જોર બડે,
બે ઇમાની ઇન્સીકે ફંદેમેં પડે;
તબ કાફર હો કે પાંવ ભરે. દેખો૦ ૫

એક એસા જુવારીકા કામ બડા,
સારી આલમકા વહે બનાતે દડા;
પીછે ફેંકત હે દોજખ કે ઘરે. દેખો૦ ૬

એક એસા જુવારી ફુલત હે,
કરે બહુલ્યાર આખર ઘુલત હે;
દેખો કલીયાં ફુલીકે જમીમેં ખરે. દેખો૦ ૭

દેખ્યા એક જુવારી હું હું કરતા,
સારી જહાંનમેં હોકે બડા ફિરતા;
જબ કહેન લગે તબ પાંવ ધરે. દેખો૦ ૮

ખુદા નામકુ સુનકે રહે ડરતે,
મોજ શોખમાં રહે ફિરતા ફિરતે;
ઇસકું દેખ કે અચ્છા ફકિરા ડરે. દેખો૦ ૯

જીન્હે અદ્‌ભુતાનંદકા વેશ લીયા,
ઝેરી બેરી બાઘ હાથી કબજ કીયા;
બડે સિંહકે રૂપમેં ફિરતા ફિરે. દેખો૦ ૧૦

---

## અસમાનકી મીજલસ.

### પદ. ૧૦૭

( રાગ ઉપર પ્રમાણે )

ઝીની ઝીની મોરલીયાં બજ રહી.
સુનકે બિરતી બે ભાંન ભઈ ઝીની ઝીની૦ ટેક.

જીસીકું દેખકે મેં બહુત ખુશ રહ્યા.
બે ભાન હોંનેસે, કયું જાવે કહ્યા;
મેરી સુરતા સુરત પર લગ રહી. ઝીની ઝીની૦ ૧

વાતો નિરંગે સારંગીકા સુર બડા,
બહોત દેર સુનનેકું મેં વાંઇ ખડા;
બડી બંસરી ગગનપે ગાજ રહી. ઝીની ઝીની૦ ૨

ઝાંઝ તાલ મૃદંગ રવાજ બજે,
વાંતો બડી બડી પરીયાં સૃંગાર સજે;
ઓર નારદ બેના બજ રહી. ઝીની ઝીની૦ ૩

બીન ખંજરી ડફ નફેરી ઘડી;
શીંગી અલગો જાકી ઝડીયાં પડી:
ઉભી નાચતી નાયકા આય નડીં. ઝીની ઝીની૦ ૪

મેં અકેલા કીસીકું કહેતા ફીરૂં;
સાત સુરકી કયા તારીફ કરૂં;
વાંતો નાચત ગાવત કહેના નહિ. ઝીની ઝીની૦ ૫

મ્હે તો બાજેકું ગીન ગીન થક ગયા,
દિલ શુન્ય શિખર પર લગ રહ્યા;
મેરા દિલકી સબેઇ ઉદાસી ગઇ. ઝીની ઝીની૦ ૬

મીટી ચીટીકા નાદકી બહોત છટા,
અસમાનકી તારીફ દેખું ગટા;
બડી ભેર ભુંગલીયાંકી તાંન તહી. ઝીની ઝીની૦ ૭

જહાં તો સારદ બેના બહોત બડી,
મોગર ચીકારકી ઝડીયાં પડી;
મેરે મ્હોંસ કબીએ ન જાવે કહી. ઝીની ઝીની૦ ૮

વાં તો ડાહીરા ઓર અલગોજા બજે,
છ રાગ ઓર રાગીની બેશ ભજે;
મેં તો સુનકે મેરી મતી ચોટ ગઇ. ઝીની ઝીની૦ ૯

મેં તો હરરોજ ગગનોમાં બાસ કરૂં,
સબ કાંમકું છોડ કે વાંહી ઠરૂં;
મિલે અદ્‌ભૂતાનંદ ઠગનેકા નહિ. ઝીની ઝીની૦ ૧૦

## અસમાનકી તારીફ.

### પદ. ૧૦૮

( પદ ઉપર પ્રમાણે. )

દેખો યારો અસમાનમેં એસા ભયા,
મેં તો દેખનકું બહુ દૂર ગયા. દેખો૦ ટેક.

દીનમાં દીન હોય સો દેખે અબી,
વાં તો અકેલા જાવે સો દેખે નબી;
ઇસકા તેજ નેનુંસેં ન જાત સહ્યા. દેખો૦ ૧

જીસ નામ કલંદર બહુત બડા,
વે તો આયકે મેરે નૈનુંમેં ખડા;
નાંહી સીડી તો બી મેં જાય રહ્યા. દેખો૦ ૨

સારે ખલક કે માલિક દેખ લીયા,
જીંદગી ખુરબાન ઇસીપેં કીયા;
મેરે સાથમેં દુસરા કોન લીયા. દેખો૦ ૩

પંચ રંગ કે મહેલું મેં બૈઠ રહે,
જીસકુ કાજી કુરાની મકાની કહે;
ઇસકી તારીફ કરતે મેં થક્ક ગયા. દેખો૦ ૪

હમતો આલમ ફિરકે ઢુંઢ રહ્યા,
હમકુ મક્કા મદીને મેં કહુ ના લહ્યા;
બડે કાજીને હમકું દિવાના કહ્યા. દેખો૦ ૫

સનંમ કહાં કીતાબોંકી અંદર બસે,
મેરા પાંવ ઇસીપે કબુ ન ધસે;
દીનમેં દીન હોઈ સોઇ જાતે રહ્યા. દેખો૦ ૬

ખાસ જીસકી મરજી હોત અબી,
હઝરત મિલતા હે ઇસીકું નબી;
જીસકો મિલ્યા સો આલમ સુધાર લીયા. દેખો૦ ૭

જીસ્સે મહેલ મકાંનીકો દિખ્યો નહિ,
બડે જ્ઞાનકો જીસીને ચિન્યો નહિ;
કુદરતમેં પડા કયા ખુશી હુવા. દેખો૦ ૮

જેહેમાં હક્ક ઇમાંન ઓર પાકી બડી,
સાહેબકે મહેલુંમેં રહેવે ખડી;
મ્હેતો ખુદસે નેનુ મિલાય દીયા. દેખો૦ ૯

મેરા કચ્ચા મહેલકું મેં દોડ ચલે,
જેસે નદીયુંકું સાગર ખુદ મીલે;
મીલે અદ્ભૂતાનંદ તબ આપ રહા. દેખો૦ ૧૦

---

## દિલકા આનંદ.

### પદ ૧૦૯

( રાગ ઉપર પ્રમાણે. )

મેરો આનંદ કીસ્કી આગે કહું.
મુંગેકી સાકર સમજ રહું. મેરો૦ ટેક,

જેસા કોઇ ગરિબોકું ધન મીલે,
એસે દિલ તો હમારા બહુત ખીલે:
બડી રંગકી રેલપેં ખેલત હું મેરો૦ ૧

જેસે બંજા સ્રીનકું બેટા ભયા,
ઇસકા આનંદ કોઉસે ન જાયે કહ્યા;
એસા આનંદ મેં યો અકેલા લહું. મેરો૦ ૨

જેસે કોઈ ગરિબોકું રાજ મીલે,
જેસે સુર્યકું દેખકે કમલાં ખીલે;
મેં તો ચંદ્ર ચકોરકા પ્રેમ લહું. મેરો૦ ૩

એક હજાર દલપે બાસ કીયા,
મેં તો ખુદકા નુરકું દેખ લીયા;
મેરા માલિક નામપેં દેહ દહું. મેરો૦ ૪

મેંતો બહોત કુરાન કિતાબો પઢી,
તો બી અલખ ખુદનકી કલ ન પડી;
મેરા માલિક દેખન કહાં ન જહું. મેરો૦ ૫

જીસકું પિર પેગંબર યાદ કરે,
સારે ખલક જીસકી બંદગી કરે;
મેરા બડા નસીબોસેં હજુર હું. મેરો૦ ૬

દેખ્યો મુલ્લાંકો મારગ બ્હોત જંગી.
સબ ફકીરોમેં મેં હું * ષડ ભંગી;
સારી આલમમેં મેં ને તે હું. મેરો૦ ૭

---

* ૭ ચક્રોને ભેદનાર.

